# પ્રસ્તાવના

એરિક ફ્રોમનું 'શાણો સમાજ' પુસ્તક અંગ્રેજીમાં દશ વર્ષ પહેલાં પ્રસિદ્ધ થયેલું હોવા છતાં આજે પણ એની અગત્ય તેવી ને તેવી જ રહી છે. એરિક ફ્રોમ જેમ મનોવિશ્લેષણના એક લબ્ધપ્રતિષ્ઠ તજજ્ઞ છે તેમ ગણ્યમાન્ય સામાજિક ચિંતક, લેખક અને મહાન માનવતાવાદી પણ છે. ઉપરાંત સામાજિક આંદોલનોમાં પણ તેઓએ આગળ પડતો ભાગ ભજવ્યો છે. પાશ્ચાત્ય પ્રાજ્ઞપુરુષોમાં ફ્રોમ એક એવા વિરલ બુદ્ધિમાન છે, જેમની પારગામી દૃષ્ટિ પશ્ચિમી સમાજના ઝાકઝમાળ અને પ્રચુર વૈભવને આરપાર વીંધી જઈ એના રોગનાં મૂળને ખુલ્લાં કરીને અવલોકી શકી છે એટલું જ નહીં, પણ માનવ તેમ જ સમાજના સ્વસ્થ વિકાસની નવલી દિશાઓ શોધી શકી છે.

આ પુસ્તક આમ તો પશ્ચિમના, તેમાંયે ખાસ તો અમેરિકન, વાચકને ઢંઢોળીને જગાડવાની દૃષ્ટિથી લખાયેલું છે. પરંતુ આપણા દેશને માટે તેમ જ બીજાં નવસ્વતંત્ર રાષ્ટ્રો માટે પણ આ પુસ્તક એટલું જ મૂલ્યવાન નીવડે તેવું છે. બલ્કે તેની ઉપયોગિતા આપણે માટે ઘણી વધારે હોઈ શકે, કેમકે આપણે ઉદ્યોગીકરણની યાત્રાનો હજી તો આરંભ કરી રહ્યા છીએ, એટલે એનો પહેલું

લાભ લઈ શકવાની સ્થિતિમાં છીએ; જ્યારે અમેરિકાની પ્રજા આપણાથી વયમાં નાની છતાં ઉદ્યોગીકરણને પંથે ઘણી આગળ નીકળી ગયેલી છે, અને તેથી પોતાની દિશા સહેલાઈથી બદલી શકે તેમ નથી.

પશ્ચિમી સમાજની "સફળતાની કથા"થી આપણી આંખો અંજાઈ જાય છે, અને આપણે એમને પગલે પગલે ચાલવા માટે તલપાપડ થઈ જઈએ છીએ. પણ આપણા પૈકી બહુ ઓછાને એ વાતનો ખ્યાલ છે કે એ સફળતા ઘણી એકાંગી છે, માત્ર ભૌતિક ઉત્પાદન અને ઉપભોગના કેન્દ્રો ફરતે વીંટળાયેલી છે— કટાક્ષચિત્રોમાં ઘણી વાર "હાથ પગ દોરડી ને પેટ ગાગરડી" જેવાં રાક્ષસી બાળક ચીતરેલાં જોવા મળે છે, તેવી એની દશા છે.

પશ્ચિમી દેશો અને પૂર્વ (અર્થાત્ રશિયા)ના સમાજ વચ્ચેના ભેદ ફ્રોમ માર્મિક રીતે દર્શાવે છે, તેમ છતાં સોવિયેત છાપનો ઔદ્યોગિક સમાજ પણ, ઉપલક તફાવતો છતાં, વસ્તુતઃ તો અમેરિકન નમૂનાની દિશામાં જ ગતિ કરી રહ્યો છે, તે ચીંધી બતાવવાનું તેઓ ચૂકતા નથી. છેક પાંચમા દશકામાં એ બે ઢબના સમાજો વચ્ચેના તફાવતો આજે છે તે કરતાં ઘણા વધારે સ્પષ્ટ હતા, અને ફ્રોમે તે કાળે લખ્યું છે. પરંતુ તે બંને વચ્ચેની તાત્ત્વિક સમાનતાનું તેમણે આબાદ વર્ણન કર્યું છે: 'બંને વ્યવસ્થા ઉદ્યોગીકરણના પાયા પર રચાયેલી છે અને બંનેનાં લક્ષ્ય છે: નિત્ય વધતી જતી આર્થિક ક્ષમતા અને સમૃદ્ધિ. એ બંને સમાજના સંચાલનનાં સૂત્રો એક વ્યવસ્થાપક વર્ગ અને વ્યવસાયી રાજકારણીઓના હાથમાં છે. પશ્ચિમી દેશોમાં ખ્રિસ્તી વિચારસરણી પ્રવર્તે છે અને પૂર્વના સામ્યવાદી દેશોમાં ધર્મનિરપેક્ષ પૈગમ્બરવાદની બોલબાલા છે, તેમ છતાં બંનેયના દૃષ્ટિકોણ તો નકરા ભૌતિકવાદી જ છે. મનુષ્યને એ બંનેય

તોતિંગ કારખાનાંઓ દ્વારા અને જંગી રાજકીય પક્ષો દ્વારા એક કેન્દ્રિત પદ્ધતિના સંગઠનમાં જકડી લે છે. ત્યાં એકએક જણ યંત્રમાં પુરજો છે અને યંત્રના પુરજાની જેમ દરેકે યંત્રમાં કશી ખલેલ ઊભી કર્યા વિના પોતાની ફરજ બજાવવાની છે. '

મારે માટે તો "મનુષ્ય સર્વ વસ્તુનું માપ છે." મનુષ્યને માટે જ સર્વ કાંઈ અસ્તિત્વ ધરાવે છે; ધર્મ, વિચારસરણી, રાજ્ય, વિજ્ઞાન, યંત્રવિદ્યા, કલા અને બાકી બધું જ. એટલે, સ્વયં મનુષ્યને જ જો પુરજામાં, યંત્રમાં કે યંત્રમાનવમાં પલટી નાંખવામાં આવે તો પછી બાકી શું રહ્યું? જૂના જમાનાની ગુલામી પ્રથામાં માનવી માનવીને ગુલામ બનાવતો, આ નવી ગુલામીમાં મશીન માનવીને ગુલામ બનાવે છે.

દુર્ભાગ્યે, આપણા દેશનો ભદ્ર વર્ગ અત્યારે તો હજી આ પ્રશ્નોમાં રસ પણ લેતો થયો નથી. જ્યારે આવા પ્રશ્નો ઊભા કરીએ છીએ ત્યારે અચૂક એક જ જવાબ સાંભળવા મળે છે: ' પડશે તેવા દેવાશે. એ સમસ્યા ઊભી થાય ત્યારની વાત ત્યારે. પહેલાં આપણે ગરીબીને અને પછાતપણાને તો વાળીઝૂડીને સાફ કરી નાંખીએ ને પશ્ચિમવાળા આગળ નીકળી ગયા છે તેને આંબી જઈએ, તે પછી આ બધી બારીક સમસ્યાઓ નિરાંતે બેસીને ઉકેલશું. '

આવી મનોદશા અતિશય નઠારી છે. ઇતિહાસના પાઠ શીખવાનો ઇનકાર કરવો એ નર્યું જરીપુરાણું માનસ છે. વળી, એમ માની લેવું પણ સાવ પાયા વગરનું છે કે માનવીય દૃષ્ટિએ વિકાસ કરવા જતાં આર્થિક વિકાસનો પ્રયત્ન રૂંધાશે કે ધીરો પડશે. હકીકતે તો માનવીય વિકાસ આર્થિક વિકાસમાં મદદરૂપ જ થઈ પડે તેમ છે.

"શાણો સમાજ" વર્તમાન સ્થિતિનું ફક્ત નિદાન જ નથી, પરંતુ હું આગળ કહી ગયો તેમ ભવિષ્યમાં ડોકિયું કરાવતી ખોજ પણ છે. અમેરિકનોએ વધુ સ્વસ્થ સમાજનું સર્જન કરવાની દૃષ્ટિએ શું કરવું ઘટે તે વિશે લેખકે કહ્યું છે: 'આપણે ઔદ્યોગિક ઉત્પાદન પદ્ધતિ તો જાળવી રાખવી જોઈએ; પણ તેની સાથે જ આપણે કામનું અને રાજ્યસત્તાનું વિકેન્દ્રીકરણ કરવું જ રહ્યું, કે જેથી તે બંનેનું સ્વરૂપ માનવીય રહે, માણસના પ્રમાણમાં રહે. ઉદ્યોગને માટે અમુક અનિવાર્ય હોય તેટલી જ હદે કેન્દ્રીકરણ થવા દેવું જોઈએ. આર્થિક ક્ષેત્રે આપણને કારખાનામાં કામ કરતા બધા માણસોનું સહસંચાલન જોઈએ છે, કે જેથી તેમનો બધાનો સક્રિય અને જવાબદારીભર્યો સહયોગ સાંપડી શકે. આવા સહયોગ માટેનાં નવાં સ્વરૂપો શોધી શકાય તેમ છે. રાજકીય ક્ષેત્રે, આપણે નાનાં શહેરોની સભાઓની પદ્ધતિ પર પાછાં આવી જવું પડશે, ને તે માટે હજારો નાનાં નાનાં બે આંખની શરમવાળા પ્રત્યક્ષ પરિચિત સમૂહો રચવાં પડશે, જે સુમાહિતગાર હોય, જે ચર્ચા-વિચારણા કરે અને જેમના નિર્ણયોનું એક નવા પ્રકારની લોકસભાના "નીચલા ગૃહમાં" સંકલન થાય. તરુણો માટે કામની તાલીમ, મોટાઓની કેળવણી, અને રાષ્ટ્રવ્યાપી લોકકળા તેમ જ લોકઉત્સવો, તથા ધર્મનિરપેક્ષ વિવાહાદિ વિધિઓ— આવા વિશાળ નવોન્મેષને આવરી લે તેવું એક સાંસ્કૃતિક પુનરુત્થાન આપણે કરવાનું રહેશે.'

ભાવિનું દર્શન કરાવતા આ શબ્દોનો ભારતવાસીના હૃદયમાં પડઘો પડવો જોઈએ. ફ્રોમના વિચાર ગાંધીજીના વિચાર સાથે કેટલા મળતા આવે છે! અને આપણે ત્યાં તો હજી ૮૦ ટકા લોકો બે આંખની શરમવાળા પ્રત્યક્ષ સમાજમાં (ગામડાંમાં) જ વસે છે, અને આપણું ઉદ્યોગીકરણ પણ હજી તો એકદમ પ્રાથમિક

અવસ્થામાં છે, ઉપરાંત આપણે ત્યાં ગાંધીજી પ્રત્યેનું માન પણ હજી સારા પ્રમાણમાં જીવંત છે, અને વિનોબાજીના માર્ગદર્શનમાં ગાંધીતત્ત્વ પ્રમાણેનાં જ ધ્યેયને વરેલું એક મહાન સામાજિક આંદોલન વસ્તુતઃ ચાલી જ રહ્યું છે, એટલે એવી આશા જરૂર રાખી શકાય કે કાન્તિભાઈના પ્રશસ્ય પરિશ્રમને પ્રતાપે ગુજરાતીમાં ઉપલબ્ધ થતા ફ્રોમના આ પુસ્તક દ્વારા કેવળ બૌદ્ધિક કરતાં કંઈક વધુ ઉદ્દેશ સરશે. આજે પણ આ દેશના ભદ્રવર્ગમાં ઘણા એવા લોકો છે, જે કોઈ પણ ભારતીય વસ્તુને જ્યાં સુધી વિદેશમાં કોઈ ને કોઈ રીતે માન્યતા પ્રાપ્ત ન થાય ત્યાં સુધી ગંભીરતાપૂર્વક ગણતરીમાં જ નથી લેતા. આટલાં વર્ષોથી સર્વોદય આંદોલન સાથે જેવા વિચારો સંકળાયેલા છે, તેવા જ વિચારો એરિક ફ્રોમ જેવા પાશ્ચાત્ય ચિંતકની કલમે વ્યક્ત થાય છે, તેથી સર્વોદય-આંદોલન અંગે આપણા બુદ્ધિમાનોમાં નવો સર જગવો જોઈએ.

છેલ્લે, હું આશા રાખું છું કે કાન્તિભાઈએ લીધેલી મહેનત આ પુસ્તકના અન્ય ભારતીય ભાષાઓના અનુવાદનો માર્ગ સરળ કરી આપશે. આ દેશમાં "શાણો સમાજ"નું વાચન જેટલું વ્યાપક પ્રમાણમાં થશે, તેટલી જ એની દિશા-સૂઝ વધુ સ્પષ્ટ બનશે, એનું આયોજન અને વિકાસ વધુ સમતોલ બનશે, અને આ દેશ પાછો એની પોતાની સભ્યતાનાં મૂળની નિકટ આવશે.

( મૂળ અંગ્રેજી પરથી ) —જયપ્રકાશ નારાયણ

## લેખકનાં અન્ય પુસ્તકો

The Fear of Freedom
Man for Himself
Sigmund Freud's Mission
Psychoanalysis and Religion
The Forgotten Language
The Art of Loving
The Heart of Man
May Man Prevail

# લેખકનો પરિચય

એરિક ફ્રોમ એક ક્રાંતિકારી વિચારક છે.

માનવજાત જેમ જેમ વિકાસનાં સોપાન ચઢતી જાય છે, તેમ તેમ તેની ક્ષિતિજ વિસ્તરતી જાય છે અને સત્યનાં વિવિધ પાસાં તેને દૃષ્ટિગોચર થતાં જાય છે. આ આરોહણની સાથે જે માણુસ તાલ મેળવી શકે, નૂતન ઉષાના ભળભાંખરાથી જ આવતા દિવસની એંધાણી ઓળખી શકે, ઊગતા દિવસના પ્રભાતનું ઊલટભેર સ્વાગત કરીને તેને અનુરૂપ પોતાનું ચિંતન-જીવન ગોઠવી શકે— તે છે ક્રાંતિકારી. એરિક ફ્રોમ આવા ક્રાંતિકારી છે. એટલે જ માનવજાતના વિકાસની નવી ક્ષિતિજને એમણે ભાળી છે. પશ્ચિમના સમાજની ઝાકઝમાળ સફળતા અને પ્રચુર વૈભવથી અંજાયા વિના તેઓ તેનાથી પારનું દર્શન કરી શક્યા છે. આપણું શરીર ને મન પુરાણા સમાજમાં પોષાયેલું હોય છે. તેનાથી ઉપર ઊઠીને નવાં મૂલ્યોનું સ્વાગત કરવું, તે ક્રાંતિકારિતાનું લક્ષણ છે.

ક્રાંતિકારી વિશે એક એવો ભ્રમ છે કે એ ભાંગફોડિયો છે, વિધ્વંસક છે. અલબત્ત, પ્રાણુવિહીન ખોળિયાં જેવાં પુરાણાં મૂલ્યોનું, વિચારોનું, માન્યતાઓનું ખાતર કરવું તે ક્રાંતિકારીનું એક કર્તવ્ય છે. તેમાંથી જ નવો ફાલ આવે છે. પરંતુ તે જ કાંઈ એનું મુખ્ય કાર્ય નથી. અસલમાં ક્રાંતિકારી તો એ છે કે જે માનવજાતને એક ડગલું આગળ વધારે છે, એક સોપાન ઊંચે

ચઢાવે છે, અત્યાર સુધી થઈ ચૂકેલ વિકાસનું સંગોપન કરી તે વિકાસસેરને આગળ લંબાવે છે. એ જૂનાની ઉપેક્ષા કરતો નથી, તેને સુસંસ્કૃત કરતો કરતો આગળ વધે છે. વિનોબા આને વાંસ ઉપર શેરડીની કલમ કહે છે. વાંસની મજબૂતી અને શેરડીની મીઠાશ, બેઉ જોઈએ છે. એ બેનો સમન્વય કરી બતાવવો, જૂનામાંના છાલ-છોતરાં કાઢી નાખી ગરભ લઈ આગળ વધવું, એ ક્રાંતિકારીનું મુખ્ય કર્તવ્ય છે. એરિક ફ્રોમ આવાયે ક્રાંતિકારી છે.

મનોવિશ્લેષણના ક્ષેત્રમાં એરિક ફ્રોમે પોતાનો આગવો ફાળો આપ્યો છે. ચીલાચાલુ ચિંતનમાંથી નીકળીને એમણે ઘણી નવી કેડીઓ પાડી છે. પણ તેમાં એમનું વલણ વાંસ ઉપર શેરડીની કલમ કરવાનું જ રહ્યું છે. ફ્રોઈડના સિદ્ધાંતોની એમણે ઘણી પ્રખર આલોચના કરી છે અને તેની વિચારસરણીમાં કેટલીક મૂળભૂત ખામીઓ દર્શાવીને નવી દૃષ્ટિ પણ ચીંધી છે. તેમ છતાં ફ્રોઈડની શોધોનું યથાર્થ મૂલ્ય આંકવાનું અને તેના અર્કરૂપ વિચારોને અપનાવી લેવાનું તેઓ કદી ચૂકયા નથી. પોતે કોઈ મનોવિશ્લેષણની નવી "સ્કૂલ" શરૂ કરી છે કે "નૂતન-ફ્રોઈડવાદ" સ્થાપ્યો છે, એમ કહેવડાવવાનુંયે એમને બિલકુલ પસંદ નથી. અલબત્ત, તેઓ જુનવાણી નથી જ. એક જગ્યાએ એમણે કહ્યું છે કે 'કોઈ પણ વિચારસરણીમાં ૫૦-૬૦ વર્ષ સુધી સમયાનુસાર કશુંયે પરિવર્તન ન થાય તો તે પુરાણા અવશેષના પારાયણ જેવી જ ગણાય, અને તેથા એટલી વિકૃત બની હોય.' એટલે પોતાનું દર્શન વધુ વિશાળ છે, પોતાની ક્ષિતિજો વધુ વિસ્તીર્ણ છે, તેનું ભાન તો એમને છે જ. સ્વત્વની આ સભાનતા છે. પણ સાથે જ નમ્રતાપૂર્વક તેઓ કહી દે છે: 'મારાં વિચારો ફ્રોઈડનાં પાયાનાં પ્રતિપાદનો ઉપર જ આધારિત છે. પણ ફ્રોઈડના ખભા પર ઊભેલ ખાસ્સી એક

પેઢીના વિચારો અને અનુભવોની અસર હેઠળ એ પ્રતિપાદનોને મેં આગળ વધાર્યાં છે એટલું જ.' આ સ્વત્વ-સભાનતા તેમ જ આ સમન્વયી દૃષ્ટિ ખરે જ ક્રાંતિકારિતાનું લક્ષણ છે. આ દૃષ્ટિએ, એરિક ફ્રોમ અસ્તિત્વવાદી વિચારકો ને સાર્ત્રથી સાવ જુદા તરી આવે છે.

એરિક ફ્રોમમાં ક્રાંતિકારિતાની એક બીજી ઝલક પણ છે. અસલ ક્રાંતિકારી એ છે કે જે સમગ્ર જીવનને આવરી લે. ક્રાંતિ એ આમૂલ પરિવર્તન છે. એ માત્ર ખૂણા-ખાંચરામાં નથી થતું. Piecemeal—છૂટું છવાયું પરિવર્તન એ કોઈ ક્રાંતિ નથી. અખિલાઈ એ ક્રાંતિની અનિવાર્યતા છે. એરિક ફ્રોમમાં આ દૃષ્ટિ છે. એમણે તો કહી દીધું છે કે 'આર્થિક, સામાજિક, રાજકીય અને સાંસ્કૃતિક ક્ષેત્રોમાં એકી સાથે પરિવર્તન કરવામાં આવશે, તો જ પ્રગતિ સાધી શકાશે, કેવળ એક જ ક્ષેત્રમાં મર્યાદિત રહેલ પ્રગતિ બધાં જ ક્ષેત્રમાંની પ્રગતિ માટે વિઘાતક નીવડશે.'

વળી, ક્રાંતિકારીને કોઈ લેબલ નથી અપતું. એ પહેલો ને છેલ્લો માનવ છે, નર્યો માનવ. એ ન મૂડીવાદી છે, ન સામ્યવાદી; ન ઉદ્યોગવાદી છે, ન ગાંડાવાદી; ન ભોગવાદી છે, ન ત્યાગવાદી. એ માનવી છે. માણસને શોભે એવો અને માણસની માણસાઈ જેમાં પૂર્ણપણે ખીલી શકે એવો માનવ-સમાજ રચવાની એને હોંશ છે. માણસના પૂર્ણ વિકાસને રૂંધતા એકેએક પરિબળ સામે એની જેહાદ છે. એરિક ફ્રોમ પણ આવા અન્ય કોઈ લેબલ વિનાના ક્રાંતિકારી માનવ છે.

એક આગવી જીવનદૃષ્ટિ વિના આવી ક્રાંતિકારિતા સંભવે જ નહીં. એરિક ફ્રોમની નરવી જીવનદૃષ્ટિ તો આ પુસ્તકના પાને પાને જોવા મળશે. તેમાંથી જે એક વ્યક્તિત્વ ઊભું થાય છે, તે

કોઈ શાસ્ત્રીનું, તજ્જ્ઞનું કે પ્રચારકનું નહીં, પણ એક પ્રાજ્ઞપુરુષનું છે. શાસ્ત્રથી પાર જવું, વિવાદોને અતિક્રમી જવું એ જીવનદર્શન છે. આવી નરવી જીવનદૃષ્ટિ પ્રજ્ઞાની આંતરસેરની દ્યોતક છે.

એરિક ફ્રોમનો જન્મ સને ૧૯૦૦માં ૨૩ માર્ચે જર્મનીના ફ્રેન્કફર્ટ શહેરમાં થયેલો. સમાજશાસ્ત્ર અને માનસશાસ્ત્રનો અભ્યાસ એમણે હાઈડલબર્ગ, ફ્રેન્કફર્ટ અને મ્યુનિચની વિદ્યાપીઠોમાં કર્યો. ૧૯૨૨માં પીએચ. ડી. થયા. ૧૯૨૬થી માનસચિકિત્સાની પ્રેક્ટિસ એમણે શરૂ કરેલી. ૧૯૩૪માં તેઓ અમેરિકામાં સ્થાઇ થયા અને કોલમ્બીઆ, યેઇલ વગેરે વિદ્યાપીઠોના મનોવિશ્લેષણ વિભાગમાં એમણે કામ કર્યું. અત્યારે તેઓ મેક્સિકોમાં છે.

એરિક ફ્રોમની ગણના મનોવિશ્લેષણના એક લબ્ધપ્રતિષ્ઠ તજ્જ્ઞ, પ્રખર સામાજિક ચિંતક ને લેખક તથા મહાન માનવતાવાદી તરીકે થાય છે. એમની પ્રતિભા બહુમુખી છે. અનેકવિધ વિષયો ઉપર એમણે લખ્યું છે. ઘણા જ વિવાદાસ્પદ ને ગૂંચવણભર્યા વિષયો ઉપર પણ ચેતનવંતી ને અત્યંત રોચક શૈલીમાં લખવાને તેઓ જાણીતા છે. એમનાં લખાણોમાં હમેશાં એક સત્યાન્વેષી છટપટાહટ જોવા મળે છે. એમણે જ એક જગ્યાએ કહ્યું છે: 'મારાં લખાણો તો ઉત્તેજના પ્રેરતો એક આરંભ માત્ર છે, અને નહીં કે અંતિમ વસ્તુ.' તે તમને કોઈ તૈયાર જવાબો કે ઉકેલો નથી પૂરા પાડતા, પણ તમને પોતાને ચિંતન કરવા પ્રેરે છે. કયો ક્રાંતિકારી આનાથી જુદી રીતે વર્ત્યો છે? આ પુસ્તકના ઉપસંહારમાં તેઓ કહે છે: 'માણસનું ભાગ્ય જ એવું ઘડાયું છે કે તેનું અસ્તિત્વ હમેશાં સંઘર્ષો અને સમસ્યાઓથી ઘેરાયેલું રહે છે. તેમનો કદી ઉકેલ આવવાનો નથી, તેમ છતાં માણસે આ સંઘર્ષો અને સમસ્યાઓ કાયમ ઉકેલતા રહેવાનું છે.' આ પણ એક ક્રાંતિકારીનું જ લક્ષણ છે.

# પ્રકાશકીય

વિશ્વ આજે એક બની રહ્યું છે— ખાસ કરીને વિચારોની દૃષ્ટિએ, ભાવનાઓની દૃષ્ટિએ. વિશ્વ આખામાં અમુક પ્રેરણાઓ કામ કરી રહી છે. એને જુદા જુદા દેશની સીમાઓ નડતી નથી, જુદી જુદી ભાષાના વાડાઓ અવરોધતા નથી. સ્થૂળ સંબંધોને બદલે સૂક્ષ્મ સંબંધો માણસને વિશેષ પોતીકાપણાની લાગણી કરાવે છે. બે સગા ભાઈ અથવા એક જ દેશના કે એક જ ધર્મના બે માણસો કરતાં એક જ ભાવનાથી, વિચારથી, પ્રેરણાથી આંદોલિત થતા બે માણસો વિશેષ નિકટતા અનુભવે છે.

આવી એક પોતીકાપણાની લાગણી સાથે એરિક ફ્રોમનું આ પુસ્તક અમે ગુજરાતને ચરણે ધરીએ છીએ. પુસ્તકનું મહત્ત્વ તો શ્રી જયપ્રકાશજી જેવાએ જ સ્ફુટ કરી બતાવ્યું છે, એટલે તેમાં કાંઈ ઉમેરવાનું રહેતું નથી.

આ અનુવાદ મૂળ અંગ્રેજી પરથી શ્રી કાન્તિ શાહે કર્યો છે. શ્રી જયપ્રકાશજીએ કહ્યું છે તેમ મૂળ પુસ્તક મુખ્યત્વે અમેરિકન સમાજને ખ્યાલમાં રાખીને લખાયેલું. અનુવાદ કરતી વખતે આપણા સમાજને દૃષ્ટિમાં રાખીને થોડો સંક્ષેપ કર્યો છે. વળી, મનોવિશ્લેષણને લગતી કેટલીક શાસ્ત્રીય ચર્ચા સરળતા ખાતર ટૂંકાવી છે. સંક્ષેપ ખાતર ફૂટનોટમાં આવતા સંદર્ભો મોટે ભાગે ટાળ્યા છે. તેમ છતાં મૂળ પુસ્તકમાંનો લેખકનો કોઈ પણ મુદ્દો છૂટી ન જાય તેની કાળજી સંક્ષેપ કરતી વખતે જરૂર લીધી છે.

પુસ્તકનું મુખપૃષ્ઠ શ્રી વિનય ત્રિવેદીનું છે.

## લેખકનું નિવેદન

આ પુસ્તક પંદર વર્ષ અગાઉ લખાયેલ "ધ ફીઅર ઑફ ફ્રીડમ"નું અનુસંધાન છે. "ધ ફીઅર ઑફ ફ્રીડમ"માં મેં એમ બતાવવાનો પ્રયત્ન કરેલો કે દુનિયામાં સર્વાંકુશ સરમુખત્યારીના વલણને લીધે સ્વતંત્રતામાંથી ભાગી છૂટવાની . માણસના માનસમાં ઊંડી જડ ઘાલીને પડેલી તીવ્ર ઇચ્છાને પ્રોત્સાહન મળ્યું. તે પુસ્તકમાં મેં એમ પણ કહેલું કે આધુનિક માનવી મધ્યયુગનાં બંધનોમાંથી મુક્ત હતો, પણ વિવેકબુદ્ધિ અને પ્રેમ પર આધારિત એક અર્થપૂર્ણ જીવન નિર્માણ કરવા તે મુક્ત નહોતો; અને તેને પરિણામે તેણે કોઈ નેતા, જાતિ કે રાજ્યનું શરણું સ્વીકારી લેવામાં નવી સલામતી શોધી.

"શાણો સમાજ" (The Sane Society)માં હું એમ બતાવવાનો પ્રયત્ન કરું છું કે વીસમી સદીની લોકશાહીમાંની જિંદગી પણ ઘણી રીતે સ્વતંત્રતામાંથી ભાગી છૂટવાનો વળી બીજો પ્રયત્ન છે. અને પરાયાપણાના વિચારને કેન્દ્રમાં રાખીને કરેલું આ ખાસ પલાયનવૃત્તિનું પૃથક્કરણ આ પુસ્તકનો સારો એવો ભાગ રોકે છે.

બીજી એક રીતે પણ "શાણો સમાજ" એ "ધ ફીઅર ઑફ ફ્રીડમ" અને કંઇક અંશે "મેન ફૉર હિમસેલ્ફ"નું અનુસંધાન

છે. બંને પુસ્તકોમાં મેં મુખ્ય વિષયને અનુરૂપ લાગી તેટલી માનસ-તંત્રની છણાવટ પણ કરી છે. " ધ ફીઅર ઑફ ફ્રીડમ "માં મેં મુખ્યત્વે સત્તાવાદી વ્યક્તિત્વનો પ્રશ્ન હાથ ધર્યો હતો. " મેન ફોર હિમસેલ્ફ " માં મેં વિવિધ વ્યક્તિત્વ-વલણોનો વિચાર વિકસાવ્યો. " શાણો સમાજ "માં મેં જેને અહીં " માનવતાવાદી માનસપૃથક્કરણ " કહ્યું છે તેના મૂળભૂત વિચારોને વિશેષ પદ્ધતિસર વિકસાવવાનો પ્રયત્ન કર્યો છે. એ તો સાવ સ્વાભાવિક છે કે અગાઉ વ્યક્ત થઈ ગયેલ વિચારોને આ પુસ્તકમાં તદ્દન તો છોડી દેવાય નહીં; પરંતુ તે વિચારોની છણાવટ વધુ સંક્ષેપમાં કરીને છેલ્લાં વર્ષો દરમ્યાન મારા નિરીક્ષણ અને ચિંતનને પરિણામે દૃષ્ટિગોચર થયેલાં નવાં પાસાંઓને વધુ જગ્યા આપવાનો મેં પ્રયત્ન કર્યો છે.

હું આશા રાખું છું કે મારાં અગાઉનાં પુસ્તકોના વાચકને વિચારનો આગળ ચાલતો તંતુ તેમ જ તેમાં થતા થોડા ફેરફારો ખ્યાલમાં લેવામાં કોઈ મુશ્કેલી નહીં પડે. આ પુસ્તકમાં પ્રતિપાદિત થયેલ મુખ્ય વિચાર છે, માનવતાવાદી માનસપૃથક્કરણનો : માણસની મૂળભૂત વૃત્તિઓનાં મૂળ તેની કુદરતી જરૂરિયાતોમાં નથી, પણ માનવ-અસ્તિત્વની અમુક ચોક્કસ પરિસ્થિતિઓમાં રહેલાં છે, માનવ અને પ્રકૃતિ વચ્ચે એક નવો અનુબંધ શોધવાની આવશ્યકતામાં રહેલાં છે. આ બાબતમાં મારા વિચારો જો કે ફ્રોઈડના વિચારો કરતાં મૂળભૂત રીતે જુદા પડે છે, તેમ છતાં મારા વિચારો ફ્રોઈડનાં પાયાનાં પ્રતિપાદનો ઉપર જ આધારિત છે. ફ્રોઈડના ખભા પર ઊભેલ ખાસ્સી એક પેઢીના વિચારો અને અનુભવોની અસર હેઠળ એ પ્રતિ-પાદનોને મેં આગળ વધાર્યાં છે એટલું જ. પરંતુ આ પાનાંઓમાં ફ્રોઈડની સીધી કે આડકતરી આલોચના હોવાથી, એક વાત મારે બહુ સ્પષ્ટપણે કહી દેવી છે કે ફ્રોઈડની પદ્ધતિમાં રહેલી કેટલીક ભૂલોની ટીકા કરતી વખતે ભૂલોની સાથોસાથ ફ્રોઈડના શિક્ષણના

સૌથી કીમતી અંશો પણ જતા કરી દેવાનું જે એક વલણ આજે માનસપૃથક્કરણમાં વધતું જાય છે, તે મને બહુ ખતરનાક લાગે છે. તે કીમતી અંશો છે: તેની વૈજ્ઞાનિક પદ્ધતિ, તેનો ઉત્ક્રાંતિનો વિચાર, અન્નગૃત એ ભૂલભર્યા વિચારોનો સરવાળો નથી પણ ખરેખર એક વિવેકહીન પરિબળ છે એવું તેનું મંતવ્ય. વળી, એક બીજાયે ખતરો છે કે સામાન્યબુદ્ધિ અને લોકોના સર્વસામાન્ય અભિપ્રાયને પડકારવાની હિંમતનું જે મૂળભૂત લક્ષણ ફ્રોઈડની વિચારસરણીમાં દેખાય છે, તે લક્ષણ પણ આજનું માનસપૃથક્કરણ કદાચ ગુમાવી રહ્યું છે.

"શાણો સમાજ" "ધ ફીઅર ઑફ ફ્રીડમ"માં રજૂ કરેલ કેવળ આલોચનાત્મક પૃથક્કરણથી આરંભ કરીને એક શાણા સમાજની ચાલના-ધારણા માટેનાં નક્કર સૂચનો તરફ આગળ વધે છે. પુસ્તકના આ અંતિમ ભાગનો મુખ્ય મુદ્દો એ નથી કે તેમાં સૂચવવામાં આવેલ પગલાંઓમાંનું એકેએક પગલું "સાચું" જ છે, પરંતુ તે ભાગમાં મારે કહેવાનો મુખ્ય મુદ્દો એ છે કે આર્થિક, સામાજિક, રાજકીય અને સાંસ્કૃતિક ક્ષેત્રોમાં જો એકી સાથે પરિવર્તન કરવામાં આવશે તો જ પ્રગતિ સાધી શકાશે, અને કેવળ "એક"જ ક્ષેત્રમાં મર્યાદિત રહેલ પ્રગતિ "બધાં"જ ક્ષેત્રોમાંની પ્રગતિ માટે વિઘાતક નીવડશે.

આ પુસ્તકની હસ્તપ્રત વાંચી જઈને પોતાનાં રચનાત્મક સૂચનો અને ટીકાઓ મને જણાવવા બદલ હું અનેક મિત્રોનો ખૂબ જ આભારી છું. ખાસ નામ દઈને હું એમનામાંથી માત્ર એકનો જ ઉલ્લેખ કરવા માગું છું, અને તે જ્યોર્જ ફુક્સનો. આ પુસ્તક લખાતું હતું તે દરમ્યાન એમનું મૃત્યુ થયું. મૂળમાં અમે બંનેએ આ પુસ્તક સંયુક્તપણે લખવાનું નક્કી કર્યું હતું. પરંતુ એમની લાંબી માંદગીને કારણે અમારી આ યોજના પાર પડી શકી નહીં. તેમ છતાં મને એમની ખૂબ જ મદદ મળી છે. અમારી વચ્ચે લંબાણથી ચર્ચા-

વિચારણાઓ થયેલી, અને એમણે મને ઘણા પત્રો અને નોંધો લખી મોકલેલી. ખાસ કરીને સમાજવાદી વિચારસરણીના પ્રશ્નો બાબતમાં એમણે જે કહ્યું તેનાથી મારા પોતાના વિચારો સ્પષ્ટ થવામાં તેમ જ કેટલીક વાર તેમાં સુધારણા કરવામાં મને મદદ મળી. પુસ્તકમાં મેં ક્યારેક ક્યારેક એમના નામનો ઉલ્લેખ કર્યો છે, પરંતુ એમના પ્રત્યેનું મારું ઋણ આવા ઉલ્લેખો કરતાં ક્યાંયે અદકેરું છે.

નશાબાજી અને આપઘાત અંગેની સામગ્રી મેળવવામાં મદદ કરવા બદલ વિશ્વ સ્વાસ્થ્ય સંઘના માનસિક સ્વાસ્થ્ય વિભાગના વડા ડૉ. જી. આર. હરગ્રીવ્સનો હું આભારી છું.

—એરિક ફ્રોમ

# અનુક્રમ

## ૧

# આપણે શાણા છીએ ખરા ?

એક વિચાર આપણા બધાના મનમાં ઘર કરી બેઠો છે કે પશ્ચિમના જગતમાં વસતા આપણે સહુ વીસમી સદીના લોકો અત્યંત શાણા છીએ. જો કે આપણી વચ્ચે ઘણા માણસો ઓછેવત્તે અંશે જાતજાતની તીવ્ર માનસિક બીમારીઓથી પીડાય છે, તે એક હકીકત છે. તેમ છતાં આપણી સર્વસામાન્ય માનસિક સ્થિતિ વિશે આપણા મનમાં કશી શંકા ઊભી થતી નથી. ઊલટાની આપણને તો એવી પાકી ખાતરી છે કે માનસિક આરોગ્યશાસ્ત્રની વધુ સારી પદ્ધતિઓ આપણે અપનાવતા જઈશું તેમ તેમ આપણી માનસિક સ્થિતિ હજીયે વધુ ને વધુ સુધરતી જશે; અને માનસિક અસ્વસ્થતાના જે દાખલાઓ આપણે આપણી આજુબાજુ જોઈએ છીએ તે તો માત્ર વ્યક્તિગત બનાવો છે, અને તેને સમાજની સર્વસામાન્ય માનસિક સ્થિતિ સાથે કાંઈ લેવાદેવા નથી. અલબત્ત, આપણને કંઈક આશ્ચર્ય થાય છે ખરું કે જે સંસ્કૃતિ આટલી બધી શાણી મનાય છે તેમાં આવા માનસિક અસ્વસ્થતાના આટલા બધા દાખલાઓ કેમ બને છે.

પરંતુ આપણને શું એવી પાકી ખાતરી છે કે આ બાબતમાં આપણે આપણી જાતને છેતરી નથી રહ્યા ? ગાંડાઓની ઇસ્પિતાલના ઘણા દરદીઓ એમ ચોક્કસપણે માનતા હોય છે કે પોતાના સિવાય બીજા બધા જ મગજના ચસકેલ છે. મગજના અસ્થિર એવા કેટલાક એમ જ માનતા હોય છે કે પોતાના ચિત્તભ્રમિત ઉત્પાતો એ તો અસામાન્ય સંજોગો પ્રત્યેના સાવ સામાન્ય પ્રત્યાઘાતો છે. આપણી પોતાની બાબતમાં ખરી હકીકત શી છે ?

ચાલો, આપણે જરા શાંતિથી તપાસીએ. માણસજાતના ઇતિહાસમાં બીજા કોઈ પણ સમાજે કયારેય ઉત્પન્ન ન કરી હોય તેટલી ભૌતિક સંપત્તિ આપણે પશ્ચિમના જગતમાં છેલ્લાં સો વર્ષમાં ઉત્પન્ન કરી છે. અને તેમ છતાં જેને આપણે "યુદ્ધ" કહીએ છીએ એ વ્યવસ્થામાં આપણી વસતીના લાખો લોકોની હત્યા કરવાનોય આપણે બંદોબસ્ત કર્યો છે. નાનાં યુદ્ધોને જવા દઈએ તોયે આપણે ત્યાં ૧૮૭૦, ૧૯૧૪ અને ૧૯૩૯માં મહાયુદ્ધો થયાં છે. આ યુદ્ધો દરમ્યાન, તેમાં ભાગ લેનાર દરેકે દરેક માણસ એમ દઢતાથી માનતો હતો કે પોતે સ્વ-બચાવ ખાતર કે પોતાના સ્વમાન ખાતર લડે છે અને પોતાને ઈશ્વરનો ટેકો છે. પોતે જેમની સામે લડતો હોય એમના તરફ હંમેશાં એ રીતે જ જોવામાં આવતું કે તેઓ ઘાતકી છે, અવિચારી દુષ્ટ લોકો છે અને જગતને અનિષ્ટમાંથી બચાવવા માટે એમનો પરાભવ કરવો એ પોતાનું પરમ કર્તવ્ય છે. પરંતુ પરસ્પરની આવી કત્લેઆમ પૂરી થયાને થોડાંક જ વર્ષ વીતે ન વીતે ત્યાં તો ગઈ કાલના દુશ્મનો આજના મિત્રો બની જાય છે અને ગઈ કાલના મિત્રો આજના દુશ્મન. અને ફરી પૂરતી ગંભીરતા

સાથે આપણે તેઓને કાળા અને સફેદના બંધબેસતા રંગોથી રંગવા માંડીએ છીએ. આજે ૧૯૫૫ની સાલમાં ( મૂળ પુસ્તક આ સાલમાં પ્રસિદ્ધ થયેલું ) આપણે એક વધુ સામૂહિક કત્લેઆમ માટે તૈયાર થયા છીએ. અને જો આ કત્લેઆમ ખરેખર થઈ તો તે માણસજાતે અત્યાર સુધીમાં ગોઠવેલ કોઈ પણ સંહારને કયાંય આંટી જશે. ભૌતિક વિજ્ઞાનના ક્ષેત્રમાં થયેલ મોટામાં મોટી શોધખોળ આ હેતુ પાર પાડવા માટે હાજરાહજૂર જ છે. દરેકે દરેક માણસ આજે જુદી જુદી પ્રજાઓના "રાજ્યકર્તાઓ" તરફ વિશ્વાસ અને ભયની એક પ્રકારની મિશ્ર લાગણીથી જુએ છે. તે રાજ્યકર્તાઓ જો યુદ્ધને ટાળવામાં સફળ થાય તો તેમના પર પ્રશંસાનો વરસાદ વરસાવવા તે તૈયાર છે. અને ત્યારે માણસ એ વાત તરફ પણ આંખ આડા કાન કરવા તૈયાર છે કે યુદ્ધને જન્માવનાર બીજું કોઈ નહીં, પણ આના આ રાજ્યકર્તાઓ જ છે. સામાન્ય રીતે રાજ્યકર્તાઓ કોઈ ખરાબ હેતુસર આમ નથી કરતા, પણ એમને સોંપવામાં આવેલ કારભારની અવિચારી ગેરવ્યવસ્થાને કારણે આવું પરિણામ આવે છે.

આર્થિક બાબતોનો આપણો કારભાર પણ ઝાઝો ઉત્સાહજનક નથી. આપણે એક એવી અર્થવ્યવસ્થાની અંદર જીવીએ છીએ, જેમાં એકદમ સારી ફસલ આવે તે ઘણી વાર એક આર્થિક આપત્તિરૂપ મનાય છે અને આપણે " બજારને સ્થિર કરવાને માટે " ખેતીની કેટલીક પેદાશોનું ઉત્પાદન ઓછું કરી નાખીએ છીએ. બીજી બાજુ કરોડો લોકોને તે જ ચીજવસ્તુની અત્યંત આવશ્યકતા હોવા છતાં તેનો અભાવ સહન કરવો પડતો હોય છે. હાલ તુરત તો આપણી અર્થવ્યવસ્થા બહુ સારી રીતે ચાલી રહી છે. તેનાં બીજાં

પણ અમુક કારણો છે, પણ તેનું મુખ્ય કારણ એ છે કે દર વર્ષે આપણે અબજો ડોલર શસ્ત્રાસ્ત્રોના ઉત્પાદન પાછળ ખરચીએ છીએ. આ શસ્ત્રાસ્ત્રોનું ઉત્પાદન બંધ કરીએ તો આપણું અર્થતંત્ર પડી તો નહીં ભાંગે, એવી દહેશત અર્થશાસ્ત્રીઓ સેવી રહ્યા છે. રાજ્યે શસ્ત્રોને બદલે રહેઠાણો અને બીજી ઉપયોગી અને જરૂરી ચીજવસ્તુઓનું ઉત્પાદન કરવું જોઈએ એમ કહીએ છીએ તો તુરત વ્યક્તિસ્વાતંત્ર્ય અને વ્યક્તિગત અભિક્રમ પર તરાપ પડે છે એવો ઊહાપોહ મચાવી મુકાય છે.

આપણે ત્યાં વસતીના ૯૦ ટકા ઉપરાંત શિક્ષિતો છે. આપણે ત્યાં રેડીઓ, ટેલીવિઝન, સિનેમાઓ અને દરેકને માટે રોજનું એક દૈનિક અખબાર છે. આને લીધે આપણને પ્રાચીન ને અર્વાચીન સાહિત્ય તેમ જ સંગીતનો સર્વોત્તમ લાભ મળવો જોઈએ, તેને બદલે આ બધાં સાધનો હલકામાં હલકા ઉકરડાથી માણસનાં મગજો ભરે છે, જેને વાસ્તવિકતા સાથે કશો સંબંધ હોતો નથી. આબાલવૃદ્ધ સર્વનાં મન આવી રીતે વિષમય બનાવી મુકાય છે. અને છતાં આપણે એવી તકેદારી રાખતા ફરીએ છીએ કે કશી " અનૈતિકતા " પડદા ઉપર ન આવી જાય.

સો વર્ષ પહેલાં હતા તેના કરતાં કામના કલાકો આજે આપણે અડધા કરી નાખ્યા છે. આપણા પૂર્વજોએ સ્વપ્ને પણ ન કલ્પ્યું હોય એટલો બધો ફુરસદનો સમય આપણને આજે મળે છે. તેમ છતાં આજે સ્થિતિ શી છે? આ નવા મેળવેલા ફુરસદના સમયનો શું ઉપયોગ કરવો તે આપણે જાણતા નથી. બચાવેલા સમયને જેમ તેમ કરીને પૂરો કરવાનો આપણે પ્રયત્ન કરીએ છીએ અને એક દિવસ

પૂરો થાય એટલે રાહતની લાગણી અનુભવી રાજી થઈએ છીએ.

આપણે દરેક આ વાતથી એટલા પરિચિત છીએ કે મારે તેના વર્ણનને વધુ લંબાવવાનીયે જરૂર નથી. જો કોઈ એક વ્યક્તિ આવી રીતે વર્તતી હોત તો તેની માનસિક સ્થિરતા વિશે ગંભીર શંકા ઊભી થઈ હોત. અને પછી તે ગમે તેટલો દાવો કરત કે પોતાનું મગજ સાવ ઠેકાણે છે તો પણ તેની માનસિક અસ્થિરતા અંગેના નિદાનમાં આપણને કશી શંકા રહેત નહીં.

પરંતુ ઘણા માનસશાસ્ત્રીઓ અને માનસિક ચિકિત્સકો આખો સમાજ સામૂહિક રીતે માનસિક અસ્થિરતાની હાલતમાં હોય એમ માનવા તૈયાર નથી થતા. એમનું માનવું એમ છે કે સમાજમાં માનસિક સ્વાસ્થ્યની સમસ્યા એ અમુક વ્યક્તિઓની અસ્થિરતાનો પ્રશ્ન છે અને આખીયે સંસ્કૃતિ અસ્થિર હોય એ સંભવિત નથી. આ પુસ્તકમાં આપણે સંસ્કૃતિના, અને ખાસ કરીને આપણી સમકાલીન પશ્ચિમી સંસ્કૃતિના આ માનસિક સ્વાસ્થ્યના પ્રશ્ન અંગે વિચારીશું. પરંતુ તેની સૂક્ષ્મ ચર્ચામાં ઊતરતાં પહેલાં આપણે કેટલાક આંકડાઓ અને વિગતો જોઈએ, જેના પરથી આપણા સમાજમાંની માનસિક બીમારીનો આપણને ખ્યાલ આવે.

જુદા જુદા દેશોમાં માનસિક બીમારીનું પ્રમાણ કેટલું છે? નવાઈની વાત તો એ છે કે જેના આધારે આ પ્રશ્નનો જવાબ આપી શકાય એવી પૂરતી સામગ્રી આપણી પાસે આજે છે નહીં. ભૌતિક સાધનો, રોજગારી ને બેકારી, જન્મ અને મરણનું પ્રમાણ — આ બધી બાબતો અંગે આપણી પાસે

તુલનાત્મક આંકડાઓ અને બીજી સામગ્રી છે. પણ માનસિક બીમારી વિશે પૂરતી માહિતી આપણને નથી, અને જે કાંઈ માહિતી છે તે પણ માનસિક ચિકિત્સાલયોમાં કેટલા દરદીઓ દાખલ કરાયા, એમની સારવાર માટે કેવી વ્યવસ્થા કરાઈ, તેની પાછળ કેટલો ખર્ચ થયો, વગેરે બાબત વિશે જ ખાસ કરીને છે. આના પરથી સમાજના માનસિક સ્વાસ્થ્યનો બહુ ઝાઝો ખ્યાલ આપણને ન આવે.

માત્ર આપઘાત, ખૂન અને નશાખોરીના તુલનાત્મક આંકડાઓ આપણને માનસિક સ્વાસ્થ્ય અંગે કાંઈક અંદાજ આપી શકે. અલબત્ત, આપઘાતનો પ્રશ્ન બહુ પેચીદો છે અને કોઈ પણ એક બાબતને તેનું "એકમાત્ર" કારણ ગણી શકાય નહીં. પરંતુ એટલું તો આપણે ચોક્કસ કહી શકીએ કે કોઈ પણ વસતીમાં આપઘાતનું ઘણું ઊંચું પ્રમાણ એ માનસિક સ્થિરતા અને માનસિક તંદુરસ્તીના અભાવનું સૂચક છે. તે ભૌતિક ગરીબાઈનું પરિણામ નથી તેની સાક્ષી તો આંકડાઓ જ પૂરે છે. ઊલટાનું ગરીબ દેશોમાં આપઘાતનું પ્રમાણ ઓછામાં ઓછું છે, અને યુરોપમાં ભૌતિક સમૃદ્ધિની સાથોસાથ આપઘાતની સંખ્યામાં વધારો થતો ગયો છે. નશાખોરીની બાબતમાં પણ એમ ચોક્કસ કહી શકાય કે તેનું વધતું પ્રમાણ એ માનસિક અને ભાવાત્મક અસ્થિરતાનું લક્ષણ છે.

સામેના બે કોઠા યુરોપ અને ઉત્તર અમેરિકાના કેટલાક દેશોમાં આપઘાત, ખૂન અને નશાખોરીનું પ્રમાણ દર્શાવે છેઃ

### કોઠો ૧

| | ખૂન–આપઘાત (પુખ્ત વયની દર એક લાખની વસ્તીએ) |
|---|---|
| ડેનમાર્ક | ૩૫·૭૬ |
| સ્વિટ્ઝરલૅંડ | ૩૫·૧૪ |
| ફિનલૅંડ | ૨૯·૮૦ |
| યુનાઈટેડ સ્ટેટ્સ | ૨૪·૦૨ |
| સ્વીડન | ૨૦·૭૫ |
| ફ્રાન્સ | ૧૬·૩૬ |
| ઇટાલી | ૧૫·૦૫ |
| ઑસ્ટ્રેલિયા | ૧૪·૬૦ |
| ઇંગ્લૅંડ અને વેલ્સ | ૧૪·૦૬ |
| કૅનેડા | ૧૩·૦૭ |
| નૉર્વે | ૮·૨૨ |
| આયર્લૅંડ | ૪·૨૪ |

( આ આંકડા સન ૧૯૪૬ના છે. )

### કોઠો ૨

| | દારૂડિયાઓની સંખ્યા (પુખ્ત વયની દર એક લાખની વસ્તીએ) |
|---|---|
| યુનાઈટેડ સ્ટેટ્સ | ૩,૯૫૨ (૧૯૪૮) |
| ફ્રાન્સ | ૨,૮૫૦ (૧૯૪૫) |
| સ્વીડન | ૨,૫૮૦ (૧૯૪૬) |
| સ્વિટ્ઝરલૅંડ | ૨,૩૮૫ (૧૯૪૭) |
| ડેનમાર્ક | ૧,૯૫૦ (૧૯૪૮) |
| નૉર્વે | ૧,૫૬૦ (૧૯૪૭) |
| ફિનલૅંડ | ૧,૪૩૦ (૧૯૪૭) |
| ઑસ્ટ્રેલિયા | ૧,૩૪૦ (૧૯૪૭) |
| ઇંગ્લૅંડ અને વેલ્સ | ૧,૧૦૦ (૧૯૪૮) |
| ઇટાલી | ૫૦૦ (૧૯૪૨) |

આ કોઠાઓ પર નજર નાખવાથી નીચેની કેટલીક નોંધપાત્ર બાબતો ધ્યાનમાં આવે છે : ડેનમાર્ક, સ્વિટ્ઝરલૅંડ, ફિનલૅન્ડ, સ્વીડન અને યુ. એસ. એ.માં આપઘાત અને ખૂનનું પ્રમાણ સૌથી વધારે છે, જ્યારે સ્પેન, ઇટાલી અને આયર્લૅંડમાં ખૂન-આપઘાતનું પ્રમાણ સૌથી ઓછું છે. નશાખોરીના આંકડા એમ દર્શાવે છે કે જે દેશોમાં ખૂન-આપઘાતનું પ્રમાણ સૌથી વધારે છે તે જ દેશો—યુ. એસ. એ., સ્વિટ્ઝરલૅન્ડ, સ્વીડન અને ડેનમાર્ક—માં નશાખોરીનું પ્રમાણ પણ સૌથી વધારે છે. ફરક એટલો જ છે કે યુ. એસ. એ. આમાં મોખરે છે, અને ફ્રાંસ, કે જેનો નંબર ખૂન-આપઘાતની બાબતમાં છઠ્ઠો હતો તે અહીં બીજે નંબરે છે.

આ આંકડાઓ ખરેખર ચોંકાવનારા અને પડકારરૂપ છે. આપણને કદાચ એમ થાય કે આપઘાતનું પ્રમાણ વધારે હોય તેટલામાત્રથી કાંઈ આખા સમાજની માનસિક બીમારીનું નિદાન થોડું કરી શકાય ? પરંતુ ખૂન-આપઘાતના તેમ જ નશાખોરીના આંકડા મોટે ભાગે એકબીજા સાથે મળતા આવે છે, તે પરથી એટલું જરૂર સ્પષ્ટ થાય છે કે આ બાબતને માનસિક અસ્થિરતા સાથે સંબંધ છે.

તે ઉપરાંત આપણે એમ પણ જોઈએ છીએ કે યુરોપમાંના જે દેશો ખૂબ જ લોકતાંત્રિક, શાંતિમય અને સમૃદ્ધ છે તથા યુ. એસ. એ. કે જે દુનિયાનો સૌથી વધુ સમૃદ્ધ દેશ છે, તેમાં માનસિક અસ્થિરતાનાં લક્ષણો સૌથી વધુ તીવ્ર જણાય છે.

પશ્ચિમી જગતના આખાયે સામાજિક-આર્થિક વિકાસનું ધ્યેય છે—ભૌતિક સુખસગવડભર્યું જીવન, સંપત્તિની

પ્રમાણમાં સમાન વહેંચણી, સ્થિર લોકશાહી અને શાંતિ. અને જે દેશો આ ધ્યેયની નજીકમાં નજીક પહોંચ્યા છે તે દેશોમાં જ માનસિક અસ્થિરતાનાં ચિહ્નો સૌથી વધુ તીવ્ર જણાય છે ! એ ખરું છે કે કેવળ આ આંકડા ઉપરથી જ કશું પુરવાર થઈ શકે નહીં. પરંતુ આ આંકડા ચોંકાવનારા તો છે જ. તેના પરથી એક સવાલ તો જરૂર ઊઠે છે કે આપણી જીવનપદ્ધતિ તેમ જ આપણે જે ધ્યેય પાછળ પડયા છીએ તેમાં જ કાંઈક મૂળભૂત દોષ તો નથી રહ્યો ને ?

કદાચ એવું તો ન હોય કે મધ્યમ વર્ગનું સમૃદ્ધિમય જીવન આપણી ભૌતિક જરૂરિયાતોને સંતોષતું હોય પરંતુ સાથે જ તે આપણને કંટાળો, ગ્લાનિ ને માનસિક વ્યગ્રતાની તીવ્ર લાગણીથી ભરી દેતું હોય ? અને આપઘાત તથા નશાખોરી એ તેમાંથી છુટકારો મેળવવાનો માર્ગ હોય ? આ આંકડાઓ “ માણસ કેવળ રોટી પર જીવતો નથી ” એ કથનની સત્યતાના સજડ ઉદાહરણરૂપ નથી ? તે આંકડાઓ શું એમ નથી કહી રહ્યા કે આધુનિક સંસ્કૃતિ માણસની સૌથી વધુ મહત્ત્વની આંતરિક જરૂરિયાતો સંતોષવામાં નિષ્ફળ નીવડી છે ? ને એમ હોય તો આ જરૂરિયાતો શી છે ?

આ પ્રશ્નનો જવાબ ખોળવાનો હવે પછીનાં પ્રકરણોમાં આપણે પ્રયત્ન કરીશું, અને સમકાલીન પશ્ચિમી સંસ્કૃતિ લોકોના માનસિક સ્વાસ્થ્ય અને માનસિક સ્થિરતા પર શી અસર કરે છે તેનું પણ નિદાન કરીશું.

૨

# આખો સમાજ બીમાર હોઈ શકે ?

એક આખા સમાજની માનસિક અસ્થિરતા વિશે કાંઈ કહેવાથી એક વિવાદાસ્પદ અનુમાન ઊભું થાય છે, જે આજના મોટા ભાગના સમાજશાસ્ત્રીઓના વલણથી વિરુદ્ધ છે. તેઓનું એમ માનવું છે કે દરેકે દરેક સમાજ પોતે સ્વસ્થ જ હોય છે, અને એટલે સ્તો એ ચાલે છે. અસ્વસ્થતાની કોઈ વાત હોય તો તે વ્યક્તિગત છે. સમાજમાં અમુક વ્યક્તિઓ પોતાના સમાજની જીવનપદ્ધતિ સાથે બંધબેસતી ન થઈ શકે તો તેઓ અસ્વસ્થ કે અસ્થિર ગણાય.

હવે, આપણે જ્યારે "શાણો સમાજ" કહીએ છીએ ત્યારે તેમાં એક વાત ગૃહીત છે કે આપણે સમાજશાસ્ત્રીઓની આ પ્રણાલિકાગત માન્યતાનો અસ્વીકાર કરીએ છીએ. "શાણો સમાજ" કહેવાનો અર્થ જ એ કે શાણો ન હોય એવો પણ કોઈ સમાજ હોઈ શકે ખરો. અને આ અનુમાન પરથી એવુંયે ફલિત થાય છે કે વ્યક્તિની જેમ સમાજના માનસિક સ્વાસ્થ્ય માટે પણ અમુક સર્વસામાન્ય ધોરણો ને

નિયમો હોઈ શકે, અને તેના આધારે દરેક સમાજના માનસિક સ્વાસ્થ્ય વિશે નિદાન થઈ શકે. કેટલીક મૂળભૂત હકીકતોના આધારે હું આ માન્યતા પર આવ્યો છું.

"માણસ"ની વ્યાખ્યા માત્ર શરીરશાસ્ત્ર અને પ્રાણીશાસ્ત્રની દૃષ્ટિએ જ ન થઈ શકે. માણસજાતમાં કેટલાક મૂળભૂત મનોવૈજ્ઞાનિક ગુણો, એના માનસતંત્ર અને લાગણીતંત્રનું નિયંત્રણ કરતા કેટલાક નિયમો તથા માનવ અસ્તિત્વની સમસ્યાના સંતોષકારક ઉકેલ માટેના અમુક ધ્યેયો જોવા મળે છે. એ ખરું કે માણસ વિશેનું આપણું જ્ઞાન હજી એટલું અપૂરતું છે કે મનોવૈજ્ઞાનિક દૃષ્ટિએ માણસની કોઈ સંતોષકારક વ્યાખ્યા આપવાનું શક્ય નથી. માનવ સ્વભાવ કોને કહેવો એ અંગે અમુક આધારભૂત વિવરણ આપવું એ "માનવશાસ્ત્ર"નું કામ છે. બાકી સામાન્ય રીતે જેને માનવ સ્વભાવ કહેવામાં આવે છે એ ખરું જોતાં તો એની અનેક અભિવ્યક્તિઓમાંની માત્ર એક અભિવ્યક્તિ હોય છે, અને તેમાંયે મોટે ભાગે અસ્વાભાવિક અભિવ્યક્તિ. અમુક ખાસ પ્રકારનો સમાજ એ માણસના માનસિક બંધારણની આવશ્યક નિષ્પત્તિ છે, એવો બચાવ કરવા માટે આવી ખોટી વ્યાખ્યાનો ઉપયોગ થાય છે.

બીજી બાજુ, અઢારમી સદીથી કેટલાક એ વાત પર ભાર મૂકતા આવ્યા છે કે માનવ સ્વભાવને જેવો ઘાટ આપવો હોય તેવો આપી શકાય છે અને તેના પર આજુબાજુના વાતાવરણની નિર્ણાયક અસર પડે છે. આ વાત અમુક અંશે સાચી અને અગત્યની છે. પણ આના પરથી કેટલાક માનસશાસ્ત્રીઓ એકદમ એવા અનુમાન પર પહોંચ્યા છે કે માણસનું માનસ બિલકુલ કોરા કાગળ જેવું છે, એના

પોતાના આગવા ગુણધર્મો કશા નથી, અને તેના ઉપર સમાજ અને સંસ્કૃતિ પોતાને ફાવે તેવી ભાત પાડી શકે છે. આ માન્યતા પણ ઉપરની બીજી માન્યતા જેટલી જ પાયા વિનાની અને સામાજિક પ્રગતિ માટે વિઘાતક છે. ખરો સવાલ તો એ છે કે માનવ સ્વભાવના અસંખ્ય આવિર્ભાવો ઉપરથી આખીયે માનવજાતના સર્વસામાન્ય આંતરતત્ત્વ વિશે અમુક નિર્ણય પર આવવું. વળી, માનવ સ્વભાવના મૂળભૂત સિદ્ધાંતો શું છે અને તેના વિકાસ ને પ્રગટીકરણ માટે મૂળભૂત લક્ષ્યો શું છે એ પણ વિચારવાનું છે.

આ "માનવ સ્વભાવ" એટલે આપણે રોજબરોજના વહેવારમાં જેને માનવ સ્વભાવ કહીએ છીએ તે નહીં. માણસ જેમ પોતાની આસપાસની દુનિયાને બદલે છે તેમ ઇતિહાસની પ્રક્રિયામાં પોતાની જાતને પણ બદલતો રહે છે. જાણે એ પોતે પોતાનું જ સર્જન છે. પરંતુ જેમ એ પોતાની આસપાસની પ્રાકૃતિક સામગ્રીને એના ગુણધર્મોની મર્યાદામાં રહીને જ બદલી શકે છે અને સુધારી શકે છે, તેમ એ પોતાને પણ પોતાના સ્વભાવની મર્યાદામાં જ બદલી ને સુધારી શકે છે. માણસે તો જે આંતરિક શક્યતાઓ હોય તેમને પૂર્ણપણે ખીલવવાની રહે છે. માણસની વૃત્તિઓ અને પ્રેરણાઓ માણસના સમગ્ર અસ્તિત્વના પરિણામસ્વરૂપ છે, તથા એમાંની કેટલીક સ્વાસ્થ્ય અને સુખને પોષક હોય છે, જ્યારે કેટલીક અસ્વસ્થતા અને દુઃખને પોષક હોય છે. કોઈ પણ સમાજવ્યવસ્થા આ મૂળભૂત વૃત્તિઓ ને પ્રેરણાઓનું "સર્જન" નથી કરતી, પણ એમાંની મુખ્ય કઈ સંભવિત પ્રેરણાઓને અભિવ્યક્ત કરવી છે અને અગ્રસ્થાન આપવું છે, એટલું જ નક્કી કરે છે. જેવી રીતે એક બાળક બધી

માનવીય સંભવિતતાઓ સાથે જન્મે છે, અને તેનો વિકાસ અનુકૂળ સામાજિક ને સાંસ્કૃતિક પરિસ્થિતિઓમાં થવાનો છે, તેવી રીતે ઇતિહાસની પ્રક્રિયામાં માનવજાત પણ એની સંભવિતતાઓ મુજબ વિકાસ પામે છે. માનવ સ્વભાવના ગુણધર્મો અને સિદ્ધાંતો મુજબ જો માણસનો વિકાસ થાય તો માનસિક સ્વાસ્થ્ય સિદ્ધ થાય. આ રીતે વિકાસ ન થાય તો માનસિક અસ્વસ્થતા જન્મે.

સામાન્ય રીતે આપણે એવી જાડી માન્યતા ઉપર ચાલતા હોઈએ છીએ કે મોટા ભાગના માણસો જે વિચારો અને લાગણીઓ ધરાવતા હોય તે વિચારો અને લાગણીઓ યોગ્ય જ હોય. પણ બહુમતીના આધારે ગુણવત્તાનો આવો નિર્ણય કરવો એ બિલકુલ ખોટું છે. અમુક દુર્ગુણો લાખો માણસો ધરાવતા હોય તેટલામાત્રથી એ દુર્ગુણો કાંઈ સદ્‌ગુણો બની જતા નથી, અમુક ભૂલો લાખો માણસો કરતા હોય તેટલા-માત્રથી એ કાંઈ ભૂલો મટી જતી નથી, અને એકના એક પ્રકારની માનસિક અસ્થિરતા લાખો માણસો ધરાવતા હોય તેનો અર્થ હરગિજ એ નથી કે તેઓ બધા શાણા છે.

પરંતુ વ્યક્તિગત અને સામાજિક માનસિક બીમારી વચ્ચે એક મહત્ત્વનો ફરક છે. જો કોઈ માણસ સ્વાતંત્ર્ય, સહજતા, વગેરે ન સાધી શકે તો તેનામાં કંઈક ગંભીર ખામી છે એમ ગણાય — અલબત્ત, સ્વાતંત્ર્ય અને સહજતા એ દરેક માણસે સિદ્ધ કરવા જેવાં ધ્યેય મનાતાં હોય તો. પરંતુ આવું કોઈ ધ્યેય કોઈ પણ સમાજના મોટા ભાગન સભ્યો દ્વારા ન સધાતું હોય તો વ્યક્તિને પોતાના જેવા અનેક સાથીદારો મળી રહેશે. આને લીધે પછી વ્યક્તિને પોતાનામાં તે ખામી છે એવું લાગશે જ નહીં,

અને પોતે બીજાઓથી જુદી છે, જાણે નાતબહાર છે એવીયે લાગણી નહીં થાય અને એટલે પોતાની સહી-સલામતી તેને જોખમાતીયે નહીં લાગે. જીવનની સભરતા અને સુખની સાચી અનુભૂતિની બાબતમાં એણે જે ગુમાવ્યું હશે તેનો બદલો તેને બાકીના માનવ સમાજ સાથે પોતે બંધબેસતી થઈ જાય છે એવી સભાનતામાંથી જન્મતી સહીસલામતીની લાગણી દ્વારા મળશે. વળી, આટલું જ નહીં બલ્કે એના સમાજની સંસ્કૃતિના પ્રતાપે એની આ ખામી જ એક સદ્‌ગુણરૂપ લેખાશે, અને તેના લીધે તેને ઊલટાની એક ઉચ્ચ સિદ્ધિની લાગણી થશે.

સ્પિનોઝાએ આના વિશે બહુ સરસ કહ્યું છે: 'ઘણા માણસો એકી સાથે એક સરખા પ્રભાવ હેઠળ આવે છે. તેથી માણસના જ્ઞાનતંતુઓ ઉપર એટલી બધી તીવ્ર અસર થાય છે કે અમુક ચીજનું અસ્તિત્વ સુધ્ધાં ન હોય છતાં તે છે જ એવું એ માનવા લાગે છે. માણસ જાગૃત હોય અને આવું બને તો લોકો એને ગાંડો ગણે......પણ કોઈ લોભી માણસ આખો વખત માત્ર પૈસા ને મિલકતનો જ વિચાર કર્યા કરતો હોય અને કોઈ મહત્ત્વાકાંક્ષી માણસ માત્ર પ્રતિષ્ઠા ને કીર્તિનો જ વિચાર કર્યા કરતો હોય, તો લોકો એને ગાંડો નહીં ગણે, બહુ બહુ તો ચીડ ઉપજાવે એવો ગણશે; સામાન્ય રીતે લોકોને આવા માણસો માટે કંઈક ઘૃણા હોય છે. પરંતુ ખરું જોતાં લોભી વૃત્તિ, મહત્ત્વાકાંક્ષા, વગેરે ગાંડપણના જ પ્રકારો છે, લોકોને ભલે એ બધું સાધારણ રીતે "બીમારી" રૂપ ન લાગતું હોય.'

કેટલાક સૈકાઓ પહેલાં લખાયેલ આ શબ્દો આજે પણ એટલા જ સાચા છે. જો કે તેમાં કહી છે તે ખામીઓ આજે

એટલી બધી સમાજવ્યાપી બની ગઈ છે કે હવે સામાન્ય રીતે તે ચીડ પણ નથી જન્માવતી કે ઘૃણા પણ નથી જન્માવતી. આજે આપણે એવો માણસ જોઈએ છીએ કે જે સ્વયંસંચાલિત યંત્રની જેમ વર્તે છે, જેની લાગણીઓ પણ યંત્રવત્ બની ગઈ છે, જેનું જીવન કૃત્રિમ બની ગયું છે અને એટલે જેને પોતાના સહજ, સ્વાભાવિક અનુભવો જેવું કશું નથી, જેના નરવા આનંદની જગ્યાએ કૃત્રિમ હાસ્ય આવી ગયું છે, જેની નિખાલસ ગોષ્ઠીની જગ્યાએ અર્થહીન ગપાટા આવી ગયા છે, અને જેના અસલ દુઃખ ને વ્યથાની જગ્યા ઉપરછલ્લી નિરાશાએ લીધી છે. આ માણસ વિશે બે વસ્તુ કહી શકાય. તેનામાં સહજતા, સ્વાભાવિકતા અને વ્યક્તિત્વની ખામી છે, જે સુધરી શકે તેમ લાગતું નથી. વળી, તે બીજા લાખો માણસોથી મૂળભૂત રીતે જુદો પડતો નથી. તેઓ બધા એક સરખી જ સ્થિતિમાં છે. એમની સંસ્કૃતિ એમના માટે એવી પરિસ્થિતિ ઊભી કરે છે કે તેઓ “બીમાર દેખાયા વિના આ ખામી સાથે જીવી શકે છે.” સંસ્કૃતિના પોતાના દોષને કારણે આ ખામી ઊભી થઈ હોય છે. પણ આ ખામીના પરિણામે જન્મતાં માનસિક અસ્થિરતાનાં લક્ષણો બહાર દેખા ન દે તે માટે જાણે દરેક સંસ્કૃતિ કાંઈક ઓસડ પૂરું પાડતી હોય છે.

ધારો કે આપણી પશ્ચિમી સંસ્કૃતિની અંદર ચલચિત્રો, રેડીઓ, ટેલીવિઝન, રમતગમતની હરીફાઈઓ અને અખબારો માત્ર ચાર અઠવાડિયાં માટે બંધ પડી જાય. પલાયનવાદની આ મુખ્ય છટકબારીઓ જો બંધ થઈ જાય અને લોકોએ પોતાના ઉપર જ નિર્ભર રહેવાનું

આવે તો તેનું શું પરિણામ આવે ? મને એ વિશે બિલકુલ શંકા નથી કે આટલા ટૂંકા ગાળામાંયે માનસિક સમતુલા ગુમાવી બેસવાના હજારો કિસ્સા બનશે, અને બીજા હજારો માણસો તીવ્ર માનસિક તાણ અનુભવશે, જે સ્થિતિ ચિત્તભ્રમની અવસ્થાથી બહુ જુદી નહીં હોય.* આનો અર્થ એ કે જેવું અપીણુ દૂર કર્યું કે બીમારીનાં બાહ્ય લક્ષણો દેખાવા લાગે છે.

વળી, અમુક થોડા લોકોની બાબતમાં સંસ્કૃતિએ ઊભો કરેલ સામાન્ય ઢાંચો કામ નથી આવતો. સમાજના સરેરાશ માણસ કરતાં જેનામાં વ્યક્તિગત ખામી વધુ પ્રમાણમાં હોય છે તેના માટે સંસ્કૃતિ દ્વારા અપાતું ઓસડ પૂરતું નથી નીવડતું, અને તેથી એમની બીમારીને છતી થતાં રોકી નથી શકાતી. ઉપરાંત બીજા કેટલાક એવાયે હોય છે, જેમના વ્યક્તિત્વનું બંધારણ બહુજન કરતાં કંઈક જુદું છે અને એમણે અનુભવવા પડતા સંઘર્ષોમાંયે ફરક છે. તેથી જે ઓસડ બીજાઓ માટે અસરકારક છે તે એમને માટે કાંઈ

---

* કૉલેજના જુદા જુદા વર્ગના વિદ્યાર્થીઓ ઉપર મેં નીચેનો પ્રયોગ કર્યો છે : એમને એમ કહેવામાં આવ્યું કે ધારો કે. તમારે ત્રણ દિવસ સુધી તમારા ઓરડામાં રેડીઓ કે પલાયનવાદી સાહિત્ય વિના એકલા રહેવાનું છે. ત્યાં તમને "સારું" સાહિત્ય, સામાન્ય ખોરાક અને બીજી બધી સુખસગવડ આપવામાં આવશે. અને પછી એમને પૂછવામાં આવ્યું કે આવા અનુભવ વિશે તમારો શું પ્રત્યાઘાત છે ? તો દરેક સમૂહમાં આશરે ૯૦ ટકા વિદ્યાર્થીઓએ તીવ્ર ગભરાટની લાગણીથી માંડીને અત્યંત આકરી કસોટીરૂપ અનુભવનો પ્રત્યાઘાત દર્શાવ્યો; અને કહ્યું કે આમાંથી છૂટવા અમે લાંબો સમય ઊંઘતા રહીશું અને ત્રણ દિવસ ક્યારે પૂરા થાય તેની આતુરતાપૂર્વક રાહ જોઈશું. માત્ર બહુ થોડા જણને એમ લાગ્યું કે તેઓ સુખે રહી શકશે અને એમને ગમશે.

મદદરૂપ નથી થતું. આવા માણસો બહુજન કરતાં વિશેષ સચ્ચાઈ ને સંવેદનશીલતા ધરાવતા હોય છે, અને તેને લીધે જ પછી તેઓ સાંસ્કૃતિક અફીણનું સેવન નથી કરી શકતા. પરંતુ સાથોસાથ "પ્રવાહની વિરુદ્ધ" મક્કમપણે જીવવા જેટલા તેઓ શક્તિશાળી અને તંદુરસ્ત પણ નથી હોતા.

આ ચર્ચા ઉપરથી કદાચ એવી અસર ઊપજે કે માનસિક અસ્થિરતાનાં લક્ષણો બહાર ફૂટી ન નીકળે તે માટે સમાજ જો કાંઈક ઓસડ ને ઉપાય પૂરા પાડે તો બધું સમુંસૂતરું ચાલ્યા કરે છે; અને ખામી ગમે તેટલી મોટી હોય તોયે કાંઈ વાંધો નથી આવતો. પરંતુ ઇતિહાસ કહે છે કે આ સાચું નથી.

એ ખરું કે પ્રાણીઓ કરતાં માણસ ગમે તેવી પરિસ્થિતિને અનુરૂપ થઈ જવાની લગભગ અનંત શક્તિ ધરાવે છે. એ ગમે તે ખોરાક લઈ શકે છે, એ લગભગ ગમે તે પ્રકારની આબોહવામાં રહી શકે છે અને તેને અનુકૂળ થઈ જાય છે. એવી કોઈ માનસિક સ્થિતિ નથી, જે એ સહન ન કરી શકે અને ગમે તેમ કરીને નભાવી ન લઈ શકે. એ મુક્ત માણસ તરીકે પણ જીવી શકે છે અને એક ગુલામ તરીકે પણ જીવી શકે છે. એ સુખસગવડ અને એશઆરામમાંયે જીવી શકે છે અને અર્ધભૂખી અવસ્થામાંયે ગાડું ગબડાવી શકે છે. એ લડાલડીમાંયે જીવી શકે છે, અને શાંતિપૂર્વક પણ જીવી શકે છે. એ એક શોષણકર્તા અને લૂંટારાયે બની શકે છે, અને કોઈ સહયોગી તેમ જ પ્રેમાળ સમુદાયનો એક સભ્ય પણ બની શકે છે. ભાગ્યે જ કોઈ એવી સ્થિતિ હશે, જેમાં માણસ ન જીવી શકે, અને ભાગ્યે જ એવું કશું હશે, જેના માટે એનો ઉપયોગ ન થઈ શકે. આ બધું જોતાં આપણે પછી

એ અનુમાન સ્વીકારી લેવા પ્રેરાઈએ છીએ કે માણસનો આગવો એવો કોઈ સર્વસામાન્ય સ્વભાવ છે નહીં અને તેથી જીવશાસ્ત્ર તથા શરીરશાસ્ત્ર સિવાય બીજી કોઈ દૃષ્ટિએ "માણસ" જેવી કોઈ અલાયદી જાત નથી.

તેમ છતાં માનવ ઇતિહાસ એમ દર્શાવે છે કે એક હકીકત આપણે સાવ વીસરી ગયા છીએ. આપખુદ સરમુખત્યારો અને નિરંકુશ સત્તાધારી ટોળકીઓ પોતાના માનવબંધુઓ પર સત્તા ચલાવવામાં તેમ જ એમનું શોષણ કરવામાં ભલે સફળ થાય, પરંતુ તેઓ આવા અમાનવીય વર્તાવના "પ્રત્યાઘાતો" પડતા નહીં રોકી શકે. એમના પ્રજાજનો ભયભીત, શંકાશીલ અને એકલવાયા બની જાય છે. અને પછી બહારનાં કારણો ન હોય તોયે એમનાં રાજ્યતંત્રો અમુક વખતે આપમેળે તૂટી પડે છે; કેમકે ભય, શંકાશીલતા અને એકલવાયાપણાને લીધે એમની મોટા ભાગની પ્રજા આખરે એવી પાંગળી બની જાય છે કે તે અસરકારકપણે અને બુદ્ધિપૂર્વક કામ કરી શકતી નથી. આખાં ને આખાં રાષ્ટ્રો અથવા અમુક સમૂહોને લાંબા વખત સુધી એડી હેઠળ દબાવી રાખી શકાય અને એમનું શોષણ પણ કરી શકાય, પરંતુ એનો "અવશ્ય પ્રત્યાઘાત પડવાનો". તેઓ બિલકુલ હતાશ થઈ જાય છે, અને એમની બુદ્ધિ, અભિક્રમ ને કુશળતા બુઠ્ઠાં થઈ જાય છે, તેથી તેઓ પોતાના રાજ્યકર્તાઓનાં કામો કરી શકતા નથી. અથવા તો પછી એમનામાં રોષ, ઘૃણા ને વિનાશક વૃત્તિ એટલાં બધાં ભેળાં થઈ જાય છે કે તેઓ પોતાની જાતનો, પોતાના રાજ્યકર્તાઓનો તથા પોતાની સમાજવ્યવસ્થાનો વિનાશ નોતરે છે. વળી, એમનામાં સ્વાતંત્ર્યની ભૂખ પણ જાગે છે,

અને પોતાની સર્જનશીલ વૃત્તિઓને આધારે એક વધુ સારો સમાજ રચવાની ઇચ્છા જન્મે છે. આમાંથી કયો પ્રત્યાઘાત ઊઠશે તે ઘણી બાબતો પર નિર્ભર છે: આર્થિક ને રાજકીય પરિબળો, નૈતિક વાતાવરણ, વગેરે. પરંતુ પ્રત્યાઘાત ગમે તે હોય, આના ઉપરથી એટલું જરૂર સ્પષ્ટ થાય છે કે માણસ ગમે તેવી સ્થિતિમાં રહી શકે છે એમ કહેવું, એ કેવળ અર્ધસત્ય છે. એની સાથોસાથ આપણે એમ પણ જોડવું જોઈએ કે પોતાના સ્વભાવથી તથા માનવ વિકાસ તેમ જ માનવ શાણપણ માટે આવશ્યક મૂળભૂત જરૂરિયાતોથી વિપરીત એવી સ્થિતિમાં જો તે રહે, તો એનામાં તેના પ્રત્યાઘાત ઊઠયા વિના રહે જ નહીં. કાં તો ધીરે ધીરે બગાડ થતાં થતાં આખરે તેનો વિનાશ થાય, અથવા તો પછી એ પોતાની જરૂરિયાતોને વધુ અનુરૂપ એવી પરિસ્થિતિ નિર્માણ કરે.

સારાંશ એ કે માનવ સ્વભાવ અને સમાજ એ બે વચ્ચે સંઘર્ષ સંભવી શકે છે અને એક આખો સમાજ બીમાર હોય એમ પણ બની શકે છે. આ વાત ફ્રોઇડે પોતાના 'Civilization and Its Discontent' પુસ્તકમાં બહુ સારી રીતે દર્શાવી છે. એ પુસ્તકમાં એણે એવીયે આશા વ્યક્ત કરેલી કે એક દિવસ કો'ક "સભ્ય સમાજોની બીમારી" વિશે સંશોધન-કાર્ય હાથ ધરશે.

આ પુસ્તકમાં આવા સંશોધનનો હેતુ છે. આમાં મુખ્ય વિચાર એ છે કે જે સમાજવ્યવસ્થા માણસની ખરેખરી મૂળભૂત જરૂરિયાતોને અનુરૂપ હોય તે શાણો સમાજ કહેવાય. આ મૂળભૂત જરૂરિયાતો શું છે તે માણસનો અભ્યાસ કરીને નક્કી કરી શકાય. તેથી સૌ પ્રથમ આપણે

એ નક્કી કરવું જોઈશે કે માનવ સ્વભાવ કેવો છે, અને એ સ્વભાવના ફળસ્વરૂપ માણસની મૂળભૂત જરૂરિયાતો શી છે? ત્યાર બાદ આપણે માણસના વિકાસક્રમમાં સમાજ શું ભાગ ભજવે છે તેનો અભ્યાસ કરવો પડશે. વળી, માનવ સ્વભાવ અને સમાજ વચ્ચે કેવી રીતે સંઘર્ષો ઊભા થાય છે, અને તેનાં શું પરિણામો આવે છે તે પણ આપણે ખાસ કરીને આધુનિક સમાજના સંદર્ભમાં જોઈશું.

૩

# માનવીય પરિસ્થિતિ

એના શરીર તેમ જ ઇન્દ્રિયવિષયક ધર્મોની બાબતમાં માણસની ગણના પ્રાણીસૃષ્ટિમાં થઈ શકે. પ્રાણીનું જીવન વૃત્તિઓથી ને અમુક આદતોથી ચાલે છે. જેમ જેમ પ્રાણીના વિકાસનું સ્તર ઊંચું થતું જાય છે તેમ તેમ તેના વર્તનની સ્થિતિચુસ્તતા ઘટતી જાય છે. ઉપરનાં સ્તરોમાં તો આપણને ઠીક ઠીક બુદ્ધિ પણ જોવા મળે છે, જેથી પ્રાણી કેવળ વૃત્તિજન્ય વર્તનથી કંઈક અંશે પર થઈ શકે છે અને પોતાની ઇચ્છિત વસ્તુઓ મેળવવા વિચારશક્તિનો ઉપયોગ પણ કરી શકે છે. તેમ છતાં પ્રાણીસૃષ્ટિની અંદર અસ્તિત્વનાં અમુક મૂળભૂત તત્ત્વો તો એનાં એ જ રહે છે.

પ્રાણી પ્રકૃતિના જીવશાસ્ત્રીય નિયમોને વશ વર્તે છે. એ પ્રકૃતિનું અંગ છે અને તેને કદી અતિક્રમતું નથી. તે પોતાના વિશે અને પોતાના અસ્તિત્વ વિશે સભાન નથી હોતું, અને તેનામાં ઇન્દ્રિય-જ્ઞાનની સપાટીને ભેદીને અંદરનું સારતત્ત્વ ગ્રાહ્ય કરવાની સમજબુદ્ધિ નથી હોતી. પ્રાણીનું જીવન

સામાન્યપણે પ્રકૃતિ સાથે સુસંવાદી હોય છે. અલબત્ત તેણે પણ જીવવા માટે તીવ્ર સંઘર્ષ તો કરવો જ પડે છે. પણ તેણે જે પરિસ્થિતિ સાથે કામ પાડવાનું છે તેને અનુરૂપ થઇ જવા માટે પ્રકૃતિએ પ્રાણીને સજ્જ કર્યું હોય છે.

પ્રાણી-ઉત્ક્રાંતિના અમુક તબક્કે "માણસનો જન્મ થયો." ઉત્ક્રાંતિની પ્રક્રિયામાં ત્યારે મુખ્યત્વે પ્રાકૃતિક પ્રેરણાને જ વશ વર્તવાનું અને વારસાગત અમુક ઢાંચા મુજબ જ જીવવાનું બંધ થયું, ચોપગું પ્રાણી બે પગે ટટાર ચાલતું થયું અને તેના મગજનો ઘણો વિકાસ થયો. અને સૌથી મહત્ત્વની બીના એ બની કે માણસના ઉદ્‌ભવ સાથે "જીવન પોતાના વિશે સભાન બન્યું."

માણસની સભાનતા, સમજબુદ્ધિ અને કલ્પનાશક્તિને કારણે પ્રાણીસૃષ્ટિની અત્યાર સુધીની "સુસંવાદિતા"માં ખલેલ પહોંચી. માણસ પ્રકૃતિનું એક અંગ છે, એ પ્રકૃતિના ભાતિક નિયમોને વશ છે અને તેને બદલાવવા અસમર્થ છે, તેમ છતાં એ બાકીની પ્રકૃતિને અતિક્રમી શકે છે. આકસ્મિક સ્થળે અને સમયે તેને આ દુનિયામાં મૂકવામાં આવે છે અને ફરી આકસ્મિક રીતે એને અહીંથી ઉપાડી લેવામાં આવે છે. માણસ પોતાના વિશે સભાન હોવાથી એ પોતાની આ અશક્તિ તેમ જ પોતાના અસ્તિત્વની મર્યાદિતતા અનુભવે છે. એ પોતાના અંતની–મૃત્યુની કલ્પના કરી શકે છે. એ પોતાના અસ્તિત્વની દ્વિધામાંથી કદી મુક્ત થઈ શકતો નથી, એ ઇચ્છે તોયે પોતાના મનથી પોતાની જાતને અળગી કરી શકતો નથી, જ્યાં સુધી જીવતો છે ત્યાં સુધી એ પોતાના શરીરથીયે પોતાની જાતને અળગી કરી શકતો નથી — અને એનું શરીર એને જીવતો રહેવાની ફરજ પાડે છે.

સમજબુદ્ધિ માણુસ માટે આશીર્વાદરૂપ પણ છે અને શાપરૂપ પણ છે. તેને લીધે એ ન ઊકલે એવી દ્વિધા ઉકેલવા માટે સતત મથ્યા કરે છે. માનવ અવસ્થા આ બાબતમાં બીજા બધા કરતાં જુદી તરી આવે છે. એ હમેશાં એક ન નિવારી શકાય એવી અસમતોલતાની સ્થિતિમાં હોય છે. માણુસની જિંદગી ગતાનુગતિકતાથી જીવી શકાતી નથી; માણુસે "પોતે" જીવવું પડે છે. માણુસ જ એક એવું પ્રાણી છે, જે કંટાળી જઈ શકે છે અને પોતાને સ્વર્ગમાંથી કાઢી મૂકવામાં આવ્યો છે એવી જેને લાગણી થઈ શકે છે. માણુસ જ એક એવું પ્રાણી છે, જેને પોતાનું અસ્તિત્વ એક કોયડારૂપ લાગે છે, જે કોયડો એણે ઉકેલવાનો છે અને જેની એ અવગણના કરી શકે તેમ નથી. માનવ-પૂર્વની પ્રકૃતિ સાથેની સુસંવાદી ભૂમિકામાં એ પાછો જઈ શકે તેમ નથી. એણે તો પોતાની સમજબુદ્ધિનો નિરંતર વિકાસ જ કરતા રહેવાનું છે કે જેથી આખરે એ પ્રકૃતિ ઉપર તેમ જ પોતાની જાત ઉપર પ્રભુત્વ મેળવી શકે.

પરંતુ માણુસમાં શારીરિક બળનો અભાવ છે. જન્મ વખતે એ બધાં પ્રાણીઓમાં સૌથી વધુ નિઃસહાય હોય છે, અને તેને રક્ષણ તેમ જ સારસંભાળની ઘણા લાંબા વખત સુધી જરૂર રહે છે. પ્રકૃતિ સાથેની એકતા એણે ગુમાવી છે, પણ પ્રકૃતિથી નિરપેક્ષ એવું એક નવું અસ્તિત્વ ગાળવા માટેનાં સાધનો એને આપવામાં આવ્યાં નથી. એની સમજબુદ્ધિ હજી બિલકુલ પ્રાથમિક અવસ્થામાં છે. એને પ્રકૃતિની પ્રક્રિયાઓનું જ્ઞાન નથી. પોતાની જાત તેમ જ અન્ય માણુસો વિશેના જ્ઞાન વિના એ નાનાં નાનાં જૂથોમાં વહેંચાઈને જીવે છે.

આમ, માનવ અવસ્થાની સમસ્યા અનેરી છે. એ જાણે પ્રકૃતિની બહાર ફેંકાઈ ગયો છે, અને હજીયે અંદર પણ છે; એ દેવ પણ છે અને પશુ પણ છે; એ અનંત પણ છે અને સીમિત પણ છે. પોતાના અસ્તિત્વની અંદરના વિરોધાભાસોના નિત્ય નવા ઉકેલો શોધવાનું, તથા પ્રકૃતિની સાથે, પોતાના માનવબંધુઓ સાથે તેમ જ પોતાની જાત સાથે વધુ ને વધુ એકતા સાધતા જવાનું માણસ માટે આવશ્યક બની રહે છે. અને આ જ વસ્તુ માણસને પ્રેરતા બધા માનસિક પરિબળોનું મૂળ સ્રોત છે તથા તેની મનોવૃત્તિઓ, લાગણીઓ ને ચિંતાઓનુંયે મૂળ કારણ છે.

પ્રાણીને પોતાની શારીરિક જરૂરિયાતો — ભૂખ, તરસ ને જાતીય ભૂખ — સંતોષાય તો તેટલાથી સમાધાન છે. માણસ પણ જેટલે અંશે એક પ્રાણી છે તેટલે અંશે આ જરૂરિયાતો તેનામાં પણ એવી જ રીતે તીવ્ર છે અને તે સંતોષાવી પણ જોઈએ. પરંતુ સાથોસાથ માણસ "માનવ" પણ છે. અને તેથી માત્ર આ શારીરિક ભૂખોનો સંતોષ તેને સુખી બનાવવા માટે પૂરતો નથી, એટલું જ નહીં બલ્કે એ તેને શાણો બનાવવા માટે પણ પૂરતો નથી. માનવજીવનનું આ એક આગવું લક્ષણ છે. એટલે માણસનું માનસ સમજવા માટે તેની જરૂરિયાતોનું પૃથક્કરણ આવશ્યક બને છે.

માનવજાતની તેમ જ વ્યક્તિગત માનવની મૂળ સમસ્યા છે જન્મ પામવાની. માતાના ગર્ભમાંથી બાળકનો જન્મ થાય છે. પણ જન્મ પામવાની પ્રક્રિયા આ શારીરિક જન્મ સાથે જ પૂરી નથી થઈ જતી. એ તો નિરંતર ચાલતી રહે છે. બાળક બહારની ચીજવસ્તુઓને ઓળખતું થાય છે, એના મનમાં ભાવ ઊઠવા લાગે છે, એ ચાલતું થાય છે. પણ જન્મની

પ્રક્રિયા હજી ચાલુ જ છે. બાળક બોલતાં શીખે છે, ચીજ-વસ્તુનો યોગ્ય ઉપયોગ કરતાં શીખે છે, બીજાઓની પ્રશંસા પામતાં શીખે છે. ધીરે ધીરે મોટા થતા માણસમાં પ્રેમ, સમજ, બુદ્ધિ, નિરીક્ષણશક્તિ વગેરેનો વિકાસ થતો જાય છે. આમ, પ્રચલિત અર્થમાં જેને આપણે જન્મ કહીએ છીએ તે તો આવા વ્યાપક જન્મનો માત્ર આરંભ જ છે. માણસનું આખુંયે જીવન એ બીજું કાંઈ નહીં પણ પોતાને નિરંતર જન્મ આપતા જવાની એક સતત પ્રક્રિયા જ છે. ખરેખર, મરણ વખતે આપણે પૂરેપૂરા જન્મ પામી ચૂક્યા હોવા જોઈએ. પરંતુ મોટા ભાગના માણસોનું એ દુર્ભાગ્ય છે કે તેઓ પરિપૂર્ણ જન્મ પામે તે પહેલાં જ મૃત્યુ પામે છે.

વ્યક્તિગત માનવની જેમ માનવજાતની પણ આ જન્મ પામવાની પ્રક્રિયા નિરંતર ચાલતી રહે છે. માનવજાતનો ઇતિહાસ એ આવા જન્મની પ્રક્રિયાનો જ ઇતિહાસ છે. હજારો વર્ષ પછી એનામાં વિવેકબુદ્ધિ, બંધુપ્રેમ વગેરેનો પ્રાદુર્ભાવ થયો. પૂર્ણ જન્મ પામેલો અને પૂર્ણ પ્રબુદ્ધ માનવ કેવો હોય તે વિશેના દર્શનનો છેલ્લાં ચાર હજાર વર્ષમાં વિકાસ થતો રહ્યો છે. આ દર્શન ઇજીપ્ત, ચીન, ભારત, પેલેસ્ટાઈન, ગ્રીસ અને મેક્સિકોમાં અનેક મહાન માનવ-ગુરુઓ દ્વારા વિવિધ રીતે વ્યક્ત થયું છે, પણ તે બધામાં બહુ ઝાઝો ફરક નથી.

દરેક નવપ્રસ્થાન વખતે માણસના મનમાં કંઈક ભયની લાગણી રહે છે; કારણ કે પોતાને વધારે પરિચિત અને સહીસલામત લાગતી સ્થિતિમાંથી એણે નવી ને અજાણી સ્થિતિમાં ઝંપલાવવાનું હોય છે. ખરેખર, નવજાત શિશુ જો વિચારી શકતું હોત તો માતાના ગર્ભમાંથી છૂટા પડતી

વખતે એણે જરૂર મરણનો ભય અનુભવ્યો હોત. એક પ્રેમાળ નિયતિ આ પ્રથમ ગભરાટમાં આપણી સંભાળ લે છે. પરંતુ દરેક નવું ડગ માંડતી વખતે, આપણા દરેક નવા જન્મ વખતે આપણે ફરી ફરી ભયભીત બની ઊઠીએ છીએ. આપણે ક્યારેય બે પરસ્પર વિરોધી વૃત્તિમાંથી મુક્ત થઈ શકતા નથી. એક બાજુ આપણને ગર્ભમાંથી બહાર નીકળવું છે, પશુવત્ અવસ્થામાંથી વધુ ને વધુ માનવીય અવસ્થા તરફ જવું છે, બંધનમાંથી મુક્તિ પામવી છે. જ્યારે બીજી બાજુ આપણું વલણ ગર્ભમાં પાછા ફરવાનું, ફરી પ્રકૃતિ તરફ જવાનું, નિશ્ચિતતા ને સહીસલામતીને વળગી રહેવાનું હોય છે. પરંતુ માનવીના વ્યક્તિગત તથા સમસ્ત માનવજાતના ઇતિહાસમાં પ્રગતિશીલ વલણ બળવત્તર પુરવાર થયું છે. તેમ છતાં ફરી ફરીને પીછેહઠના વલણને કારણે દરેક દરેક નવજન્મ વેળાએ તીવ્ર સંઘર્ષ જોવા મળે છે.

## પોતાની અવસ્થાની વિશિષ્ટ પરિસ્થિતિમાંથી ઉદ્ભવતી માણસની જરૂરિયાતો

માણસ સ્થિરતાપૂર્વક જીવી શકતો નથી, કારણ કે એની અંદરની વિસંગતિઓ એને હમેશાં અમુક સમતોલપણું સાધવા માટે પ્રેરતી રહે છે. પશુ-અવસ્થાનો પ્રકૃતિ સાથેનો જે સુસંવાદ પોતે ગુમાવી દીધો છે તેની જગ્યાએ એક નવો સુસંવાદ સાધવા માટે માણસ મથે છે. પોતાની પશુવત્ જરૂરિયાતો સંતોષાયા બાદ માણસ પોતાની માનવીય જરૂરિયાતો સંતોષવા માટે પ્રેરાય છે. જ્યારે એનું શરીર એને કહે છે કે શું ખાવું અને શું ન ખાવું, ત્યારે એની

વિવેકબુદ્ધિએ એને એમ કહેવું જોઈએ કે કઈ જરૂરિયાતો કેળવવા જેવી ને સંતોષવા જેવી છે, અને કઈ જરૂરિયાતો કરમાઈ જવા ને ભૂખે મરી જવા દેવા જેવી છે. પરંતુ ભૂખ ને કામના એ શરીરના ગુણધર્મો છે, જે માણસને પોતાના જન્મની સાથે મળેલું છે; ત્યારે વિવેકબુદ્ધિ અંદર છે તો ખરી, પણ તેને માણસો અને સિદ્ધાંતોના માર્ગદર્શનની જરૂર પડે છે અને કેવળ સંસ્કૃતિના વિકાસ દરમ્યાન જ તેનો વિકાસ થાય છે.

એક રીતે જોતાં બધા જ માણસો આદર્શવાદી છે, અને આદર્શવાદી બન્યા વિના એમનાથી રહેવાતું નથી. આખરે આદર્શવાદનો અર્થ એ જ ને કે શારીરિક જરૂરિયાતોને અતિક્રમીને ખાસ જે માનવીય જરૂરિયાતો છે તે સંતોષવા માટે મથવું. ફરક માત્ર એટલો જ કે અમુક આદર્શવાદ એક સારો ને પર્યાપ્ત ઉકેલ પૂરો પાડે છે, જ્યારે બીજો આદર્શવાદ તેમ કરી શકતો નથી. આ સારા-ખરાબનો નિર્ણય માનવ-સ્વભાવ વિશેના તેમ જ તેના વિકાસના નિયમો વિશેના આપણા જ્ઞાનના આધારે કરવાનો હોય છે.

માનવ અવસ્થાની વિશિષ્ટ પરિસ્થિતિમાંથી જન્મતી આ જરૂરિયાતો અને વૃત્તિઓ શી છે ?

### (૧) મિલનસારતા વિ૦ અહંકેન્દ્રિતા

પશુ-અવસ્થાનું એક ખાસ લક્ષણ એ હતું કે તે પ્રકૃતિ સાથે એકરૂપ હતું. પણ માણસ પ્રકૃતિ સાથેના આ પ્રાથમિક એકત્વમાંથી વિખૂટો પડી ગયો છે. અને પોતાની સમજબુદ્ધિ તેમ જ કલ્પનાશક્તિના કારણે માણસ પોતાના આ એકલ-વાયાપણા તેમ જ વિખૂટાપણા વિશે, પોતાની અસમર્થતા

તેમ જ અજ્ઞાન વિશે, તથા પોતાના જન્મ ને મરણના આકસ્મિક સ્વરૂપ વિશે સભાન છે. માણસે જો અગાઉના પ્રકૃતિ સાથેના વૃત્તિજન્ય સંબંધોની જગ્યાએ પોતાના માનવ બંધુઓ સાથે નવા સંબંધો ઊભા કર્યા ન હોત તો તે આ અવસ્થાને એક ક્ષણ માટે પણ જીરવી શકત નહીં. એની બધી શારીરિક જરૂરિયાતો સંતોષાઈ જાત તો પણ એને પોતાનું એકલવાયાપણું એક કેદ જેવું લાગત, અને પોતાની સ્વસ્થતા જાળવી રાખવા માટે એ કેદમાંથી છૂટવાનું તેને અનિવાર્ય લાગત. ખરું કહીએ તો માનસિક અસ્થિર માણસ એ જ છે, જે કોઈ પણ સાથે કાંઈ સંબંધ બાંધવામાં સંપૂર્ણ નિષ્ફળ નીવડયો છે અને જેલના સળિયા પાછળ ન હોવા છતાં જે કેદી છે. અન્ય ચેતન વ્યક્તિઓ સાથે એકરૂપ થવું, એમની સાથે સંબંધમાં આવવું એ માનવજીવનની એક અનિવાર્ય જરૂરિયાત છે, જેના સમાધાન પર માણસની માનસિક સ્થિરતા ને સ્વસ્થતા નભેલી છે. આત્મીય માનવ સંબંધોની આખીયે સારીગમ પાછળ તેમ જ જેને આપણે પ્રેમ કહીએ છીએ તે બધી લાગણીઓ પાછળ માણસની આ આવશ્યકતા જ કામ કરી રહી છે.

આ એકત્વ માણસ અનેક રીતે સાધી શકે છે. પોતાની જાત કોઈ એક વ્યક્તિ, કોઈ એક સમૂહ, કોઈ એક સંસ્થા કે ઈશ્વરને શરણે સોંપી દઈને માણસ વિશ્વ સાથે એક થવાનો પ્રયત્ન કરી શકે છે. આ રીતે તે પોતાના કરતાં મોટી એવી કોઈ વ્યક્તિ કે કોઈ વસ્તુને આધીન થઈ જઈને પોતાના વ્યક્તિગત અસ્તિત્વના વિખૂટાપણાને ભૂલી જઈ શકે છે, અને પોતે જે શક્તિને આધીન થયો હોય તેની સાથે એકતા અનુભવી શકે છે. આનાથી બિલકુલ વિરુદ્ધ માર્ગે

પણ માણસ પોતાના વિખૂટાપણાને ભૂલી શકે છે. જગત ઉપર પોતાની સત્તા જમાવીને, બીજાઓને પોતાના કબજામાં રાખીને પણ માણસ વિશ્વ સાથે એક થવાનો પ્રયત્ન કરી શકે છે. આમ, સત્તાધિકાર દ્વારા પણ માણસ પોતાના એકલવાયાપણાનો ઉપાય શોધી શકે છે. શરણતા અને સત્તાધિકાર એ બેઉમાં સમાન તત્ત્વ છે—આંધળા-લૂલાની જોડી જેવું પરસ્પર જીવનાશ્રયી મિલનસારપણું. બેઉ જણે પોતાની સ્વતંત્રતા ને આત્મનિષ્ઠા ગુમાવી દીધી છે. બેઉ અન્યોન્યના આશ્રયે જીવે છે. તેઓ પોતાની નિકટતાની ઝંખના સંતોષી શકે છે, પરંતુ આંતરિક બળ અને આત્મ-નિર્ભરતાના અભાવથી પીડાતા રહે છે. અને વળી, સભાનપણે કે અભાનપણે એમના વચ્ચે સંઘર્ષનો ભય સતત ઝઝૂમતો રહે છે. આ શરણતા કે સત્તાધિકારિતાથી કદી સમાધાન થઈ શકતું નથી. ગમે તેટલી શરણતા કે સત્તાધિકારિતા એકાત્મતા ને એકરૂપતાની અનુભૂતિ કરાવવા સારુ પૂરતાં નીવડતાં નથી, અને એટલે વધુ ને વધુ તે કરવાનો પ્રયત્ન થાય છે. પણ આખરે તેનું પરિણામ નિષ્ફળતામાં જ આવે છે.

વિશ્વની સાથે એકરૂપ થવું અને સાથોસાથ આત્મનિષ્ઠા અને પોતાના આગવા વ્યક્તિત્વની અનુભૂતિ કરવી—માણસની આ બેવડી ભૂખ માત્ર પ્રેમ દ્વારા જ સંતોષાય છે. પ્રેમ એ કોઈ બીજી વ્યક્તિ કે બીજા તત્ત્વ સાથેની એકાત્મતા છે, પરંતુ તેમાં સાથોસાથ બંનેનું પોતાનું જુદાપણું અને આત્મનિષ્ઠા જળવાઈ રહે છે. પ્રેમ એ સંવિભાગનો, ઘનિષ્ઠ સહયોગનો અનુભવ છે અને તેમાં વ્યક્તિના પોતાના આંતર-પ્રવાહની પૂર્ણ અભિવ્યક્તિ માટે પૂરતો અવકાશ રહે છે. પ્રેમની અનુભૂતિને કારણે ભ્રમજાળોની

કોઈ આવશ્યકતા રહેતી નથી. તેમાં પોતાના વિશે કે સામી વ્યક્તિ વિશે ખોટાં ભભકભર્યાં ચિત્રો દોરવાની કોઈ જરૂર પડતી નથી. તેમાં મહત્ત્વ પાત્રનું નહીં, પણ પ્રેમની ગુણવત્તાનું છે. હું જ્યારે પ્રેમ કરું છું ત્યારે હું "સર્વ" સાથે એકાકાર છું, અને સાથોસાથ હું એક આગવી, મર્યાદિત, નશ્વર માનવ વ્યક્તિ પણ છું. ખરેખર, એકાત્મતા ને જુદાપણાના આ દ્વૈતમાંથી જ પ્રેમ જન્મ પામે છે, અને પુનર્જન્મ પામે છે.

પ્રેમ એ માણસનો પોતાના માનવબંધુ સાથેનો, પોતાની જાત સાથેનો, અને પ્રકૃતિ સાથેનો સક્રિય ને સર્જનાત્મક સંપર્ક છે. વિચારના ક્ષેત્રમાં આ સર્જનાત્મક પ્રક્રિયા વિશ્વના સમ્યક્ આકલનમાં અભિવ્યક્ત થાય છે. કર્મના ક્ષેત્રમાં તે કળા ને હસ્તકારીગીરી જેવા સર્જનાત્મક કામમાં અભિવ્યક્ત થાય છે. અનુભૂતિના ક્ષેત્રમાં તે સામેની વ્યક્તિ, સમગ્ર માનવજાત તેમ જ પ્રકૃતિ સાથેની એકાત્મતારૂપ પ્રેમમાં અભિવ્યક્ત થાય છે. પ્રેમની અનુભૂતિમાં બે વ્યક્તિ બે મટી એક બને છે અને સાથોસાથ બે કાયમ પણ રહે છે. પ્રેમ આ અર્થમાં કદી એક વ્યક્તિ પૂરતો મર્યાદિત રહેતો નથી. જો હું કેવળ એક જ વ્યક્તિને પ્રેમ કરી શકું, જો એક વ્યક્તિ પ્રત્યેનો મારો પ્રેમ મારા બીજા માનવબંધુઓથી મને વધુ અળગો અને પરાયો કરતો હોય તો મારે સમજવું કે હું તે વ્યક્તિ પ્રત્યે અનેકવિધ રીતે આસક્ત છું, પણ હું તેને ચાહતો નથી. જો હું એમ કહી શકતો હોઉં કે 'હું તને ચાહું છું', તો એનો અર્થ એ કે 'હું તારામાં સમગ્ર માનવજાતને, આ સૃષ્ટિમાં ચેતનવંતુ જે કાંઈ છે તે સર્વને ચાહું છું; હું તારામાં મારી જાતને

પણ ચાહું છું.' આત્મ-પ્રેમ એ આ અર્થમાં સ્વાર્થપરાયણતાથી બિલકુલ ભિન્ન વસ્તુ છે. પ્રેમ તો મને વધુ સ્વતંત્ર કરે છે, કારણ કે તે મને વધુ સમર્થ ને વધુ સુખી બનાવે છે. જો કે એ મને મારા પ્રેમપાત્ર સાથે એટલો તો એકાત્મ બનાવે છે કે ઘડીભર તો જાણે મારું વ્યક્તિત્વ ભૂંસાઈ જાય છે. પ્રેમમાં મને એવી અનુભૂતિ થાય છે કે 'હું તું છું', તું — મારું પ્રેમપાત્ર, તું — એક અજાણી વ્યક્તિ, તું — ચેતનવંતું સર્વ કાંઈ. પ્રેમની અનુભૂતિમાં માનવ અસ્તિત્વનો એકમાત્ર જવાબ રહેલો છે, તેમાં જ માનવીની માનસિક સ્થિરતા ને સ્વસ્થતા રહેલી છે.

સર્જનાત્મક પ્રેમ માણસમાં અનિવાર્યપણે ચિંતા, જવાબદારી, આદર અને પરિચય જન્માવે છે. જો હું ચાહતો હોઉં તો હું ચિંતા કરું— અર્થાત્ બીજી વ્યક્તિના વિકાસ તેમ જ સુખને માટે હું સક્રિયપણે દરકાર રાખતો થાઉં, હું માત્ર પ્રેક્ષક બનીને બેઠો ન રહું. હું જવાબદાર બનું, અર્થાત્ હું તેની જરૂરિયાતોની કાળજી લેતો થાઉં; અને તે પણ એ વ્યક્ત કરે તેટલી જ જરૂરિયાતોની માત્ર નહીં, બલ્કે એ વ્યક્ત ન કરી શકતી હોય કે ન કરતી હોય તેવી જરૂરિયાતોની પણ. હું એ વ્યક્તિનો આદર કરું, અર્થાત્ એ જેવી હોય તેવી એને જોઉં; મારી કામનાઓ અને મારા ડરને લીધે એ વ્યક્તિના અસલ ચિત્રને હું વિકૃત થવા ન દઉં. હું એને ઓળખું, અર્થાત્ ઉપર-ઉપરની સપાટીને વીંધીને હું એ વ્યક્તિના અંતરતમ સુધી પહોંચું અને મારા અંતરતમ દ્વારા હું એની સાથે મારો ગાઢ સંબંધ બાંધું; મારા અસ્તિત્વના પરિઘથી નહીં પણ કેન્દ્રથી હું એની સાથે સંકળાઉં.

સર્જનાત્મક પ્રેમ જ્યારે બે સમાન વ્યક્તિઓ વચ્ચે પાંગરે છે ત્યારે તે બંધુપ્રેમ કહેવાય છે. માતૃપ્રેમની બાબતમાં બે વ્યક્તિ વચ્ચેનો સંબંધ સમાન ભૂમિકા ઉપરનો નથી હોતો. બાળક તદ્દન નિઃસહાય અને માતા ઉપર જ નિર્ભર હોય છે. પણ વિકાસ પામવા માટે એણે વધુ ને વધુ સ્વતંત્ર થતા જવાનું છે, કે જેથી આખરે તેને માતાના અવલંબનની જરૂર ન પડે. મા-બાળકના સંબંધમાં માતાના પક્ષે અત્યંત તીવ્ર પ્રેમની જરૂર પડે છે અને તેમ છતાં થવું એમ જોઈએ કે આ પ્રેમ જ બાળકને માતાથી ભિન્નપણે વિકાસ પામવામાં તેમ જ સંપૂર્ણ સ્વતંત્ર થવામાં મદદરૂપ બનવો જોઈએ. આ અળગા થવાની પ્રક્રિયા શરૂ થાય તે પહેલાં કોઈ પણ મા માટે પોતાના બાળકને ચાહવું સહેલું હોય છે; પરંતુ બાળકને ચાહવું અને સાથોસાથ તેને અળગું થવા દેવું, એટલું જ નહીં એ અળગું થાય એમ ઇચ્છવું — આ બાબતમાં મોટા ભાગની માતાઓ નિષ્ફળ જાય છે.

પતિ-પત્નીના પ્રેમમાં એકરસ અને એકરૂપ થવાની પ્રેરણા રહેલી છે. તેનો આરંભ ભિન્નત્વમાંથી થાય છે, અને આખરે તે એકત્વમાં પરિણમે છે. માતૃપ્રેમ એકત્વમાંથી શરૂ થઈને ભિન્નત્વમાં પરિણમે છે. પતિ-પત્નીના પ્રેમમાં મિત્ર-પ્રેમનો અને બંધુ-ભગિની-પ્રેમનો અભાવ હોય અને તેમાં માત્ર એકમેક સાથેના સંગલનની જ ઝંખના હોય તો તે પ્રેમ વિનાની કેવળ જાતીય ભૂખ જ છે અથવા તો પ્રેમની વિકૃતિ છે.

આમ, મિલનસારપણું એ માનવજીવનની એક આવશ્યકતા છે. માણસ એકલો રહી શકતો નથી. એણે પોતાના

માનવબંધુ સાથે સંબંધ બાંધવો જ પડે છે. જે માણસ આવી રીતે અન્ય વ્યક્તિઓ સાથે સંબંધ ન બાંધી શકે તે અહંકેન્દ્રી બને છે. આ અહંકેન્દ્રિતા બધા જ તીવ્ર માનસિક રોગોનું મુખ્ય લક્ષણ છે. અહંકેન્દ્રી વ્યક્તિને મન પોતાની વિચાર-પ્રક્રિયાઓ, લાગણીઓ અને જરૂરિયાતો એ જ આ દુનિયામાં એક માત્ર વાસ્તવિકતા છે. બહારના જગતની એને કાંઈ પડી નથી. માનસિક અસ્થિરતાના બધા પ્રકારોમાં આપણને અહં-કેન્દ્રિતાનું એકદમ આત્યંતિક સ્વરૂપ જોવા મળે છે. માનસિક અસ્થિરતાવાળા માણસે જગત સાથેનો સંપર્ક બિલકુલ ગુમાવી દીધો હોય છે, એ પોતાની જાતના કોશેટામાં પુરાઈ ગયો હોય છે, એ ભૌતિક કે માનવીય વાસ્તવિકતાને એ જેવી હોય તેવા સ્વરૂપમાં અનુભવી શકતો નથી, પણ પોતાના તરંગો મુજબ અનુભવે છે. અહંકેન્દ્રિતા એ વાસ્તવિકતા, વિવેક-બુદ્ધિ અને પ્રેમથી બિલકુલ વિરુદ્ધ ધ્રુવ પર છે.

## (૨) સર્જનશીલતા વિ. વિધ્વંસકતા

એક નિષ્ક્રિય પ્રાણી તરીકેની પોતાની અવસ્થાને માણસ અતિક્રમવા માગે છે. માણસને એની જાણ, સંમતિ કે ઇચ્છા વિના જ આ જગતમાં ફેંકવામાં આવે છે અને એની સંમતિ કે ઇચ્છા વિના જ ફરી એને અહીંથી ઉપાડી લેવામાં આવે છે. આ બાબતમાં તે પશુ, વનસ્પતિ કે નિર્જીવ પદાર્થ કરતાં કાંઈ જુદો નથી. પરંતુ પોતાની સમજબુદ્ધિ અને કલ્પનાશક્તિને કારણે માણસ પોતાની આ કઠપૂતળી જેવી નિષ્ક્રિય ભૂમિકાથી સંતુષ્ટ રહી શકતો નથી. એટલે "સર્જક" બનીને પોતાની અવસ્થાની આકસ્મિકતા ને નિષ્ક્રિયતાને અતિક્રમવાની માણસને હમેશાં પ્રેરણા રહ્યા કરે છે.

માણસ જીવનનું સર્જન કરે છે. સમસ્ત જીવસૃષ્ટિનો આ એક અજાયબ ગુણધર્મ છે. પરંતુ માણસની બાબતમાં ફરક એ છે કે પોતાનું સર્જન થયું છે અને પોતે પણ એક સર્જક છે એ વિશે માત્ર તે એકલો જ સભાન છે. માણસ, કે પછી સ્ત્રી જીવનનું સર્જન કરી શકે છે — બાળકને જન્મ આપીને અને એ સ્વાશ્રયી થઈ જાય ત્યાં સુધી તેની સારસંભાળ લઈને. માણસ — પુરુષ ને સ્ત્રી બેઉ — બી વાવીને, ભૌતિક પદાર્થોનું ઉત્પાદન કરીને, કળાનું સર્જન કરીને, વિચારોનું સર્જન કરીને, એકમેકને પ્રેમ કરીને સર્જન કરી શકે છે. સર્જનની પ્રક્રિયામાં માણસ એક પ્રાણી તરીકેની પોતાની અવસ્થાને અતિક્રમી જાય છે, તથા પોતાની અવસ્થાની નિષ્ક્રિયતા ને આકસ્મિકતાને વટાવી જઈને હેતુપૂર્ણતા ને સ્વતંત્રતાના ક્ષેત્રમાં પહોંચી જાય છે. માણસની ઊર્ધ્વીકરણ માટેની આ અભીપ્સામાં જ પ્રેમ, કળા, ધર્મ ને ભૌતિક ઉત્પાદન માટેનું એક મૂળ રહેલું છે.

હું જો જીવનનું સર્જન ન કરી શકું તો તેનો સંહાર કરી શકું છું. જીવનનો વિધ્વંસ કરીને પણ હું તેને અતિક્રમી શકું છું. માણસ જીવનનો સંહાર કરી શકે છે તે પણ એક અજાયબ ઘટના છે. સંહારની ક્રિયામાંયે માણસ જીવનથી ઉપર ઊઠી શકે છે. એટલે માણસ પોતાની જાતને અતિક્રમવા મથે છે તેમાં તેની સમક્ષ બે વિકલ્પ છે — સર્જન કે સંહાર, પ્રેમ કે ઘૃણા. માનવ ઇતિહાસમાં તેમ જ આપણા પોતાના જમાનામાં આપણે સંહારની ઇચ્છાની જે પ્રબળતા જોઈએ છીએ તેનાં મૂળ માનવ સ્વભાવમાં રહેલાં છે, જેવી રીતે સર્જનની પ્રેરણાનાં મૂળ પણ તેમાં રહેલાં છે. તેમ છતાં એમ કહેવું કે માણસ પ્રેમ તેમ જ વિવેકબુદ્ધિના

સદ્ગુણોનો વિકાસ કરવા માટે સમર્થ છે, તે કાંઈ માણસની સદ્વૃત્તિમાંની ભોળી માન્યતાને કારણે નહીં. વિધ્વંસકતા એ પણ માનવ અસ્તિત્વના મૂળમાં જ રહેલી છે અને બીજી કોઈ પણ વૃત્તિ જેટલી જ આ વૃત્તિયે તીવ્ર ને પ્રબળ છે. પરંતુ — અને આ મારી દલીલનો અસલ મુદ્દો છે — તે સર્જનશીલતાનો માત્ર વિકલ્પ છે. સર્જન ને સંહાર, પ્રેમ ને ઘૃણા એ સ્વતંત્ર અસ્તિત્વ ધરાવતી બે અલાયદી વૃત્તિઓ નથી. એ તો બંને માનવ અવસ્થાને અતિક્રમવાની માણસની એકની એક જરૂરિયાતના બે પ્રત્યુત્તરો છે. અને જ્યારે સર્જનની ઇચ્છા ન સંતોષી શકાય ત્યારે સંહારની ઇચ્છા ઉદ્ભવે છે. તેમ છતાં સર્જનની પ્રેરણા સંતોષાવાથી સુખ ને સમાધાન મળે છે, જ્યારે વિધ્વંસકતામાંથી દુઃખ ને વ્યથા જન્મે છે, સૌથી વધારે વિધ્વંસકના પોતાના માટે.

(૩) બંધુતા વિ. ગોત્ર-ગમન

માણસનો માનવ તરીકેનો જન્મ એટલે પોતાના પ્રાકૃતિક આવાસમાંથી બહાર નીકળવાનો આરંભ, પોતાના પ્રાકૃતિક બંધનોના વિચ્છેદનો આરંભ. તેમ છતાં આ વિચ્છેદ પોતે જ ભયજનક છે. માણસ જો પોતાનાં પ્રાકૃતિક મૂળિયાં ગુમાવી બેસશે તો એ ક્યાં જશે? એ એકલો પડી જશે, ઘરબાર વિનાનો, જડમૂળ વિનાનો. આ અવસ્થાનું એકલવાયાપણું ને નિઃસહાયપણું એનાથી જિરવાશે નહીં. એની માનસિક સ્થિરતા ડગી જશે. એ પોતાનાં "પ્રાકૃતિક" મૂળ એટલા પ્રમાણમાં જ છોડી શકશે, જેટલા પ્રમાણમાં એ નવાં "માનવીય" મૂળ પામશે. આવાં નવાં મૂળ મેળવ્યા પછી જ એ દુનિયામાં ફરી નિશ્ચિંત બનશે. એટલે આ

પ્રાકૃતિક સંબંધો ન તોડવાની તીવ્ર વૃત્તિ માણસમાં જણાય છે, તેમાં કાંઈ આશ્ચર્ય પામવા જેવું નથી. પ્રકૃતિથી, માતાથી, લોહીનાં સગાંઓથી ને ભૂમિમાતાથી માણસને જ્યારે અળગો કરવાના પ્રયત્ન થાય છે ત્યારે એ એની સામે લડે છે.

સૌથી પ્રાથમિક પ્રાકૃતિક સંબંધ છે બાળકનો એની માતા સાથેનો. બાળક માતાના ગર્ભમાં જીવનનો આરંભ કરે છે અને મોટા ભાગના પ્રાણીઓ કરતાં ત્યાં ઘણો વધુ વખત રહે છે. જન્મ પછી પણ બાળક શારીરિક દૃષ્ટિએ નિઃસહાય અને સંપૂર્ણપણે માતા ઉપર નિર્ભર રહે છે. આ નિઃસહાયતા અને નિર્ભરતાનો ગાળોયે કોઈ પણ પ્રાણી કરતાં ઘણો લાંબો હોય છે. એની શારીરિક જરૂરિયાતો તેમ જ ઉષ્મા ને સ્નેહ માટેની એની ભાવાત્મક જરૂરિયાતો માટે એ માતા ઉપર જ નિર્ભર છે. માતાએ એને માત્ર જન્મ જ નથી આપ્યો, એ એને જીવન પણ આપતી રહે છે. માતાની સંભાળ બાળક માતા માટે કાંઈ કરે છે તેના પર અવલંબિત નથી. એ બિલકુલ બિન-શરતી છે. માતા સંભાળ લે છે, કારણ કે નવજાત જીવ એ એનું બાળક છે. જીવનનાં આ નિર્ણાયક પ્રથમ વર્ષોમાં બાળક એમ અનુભવે છે કે પોતાની મા જીવનનો ઝરો છે, એક સર્વા-શ્લેષી, પાલનહારી, પોષણકારી શક્તિ છે. માતા એ અન્ન છે, એ પ્રેમ છે, એ ઉષ્મા છે, એ વસુધા છે. એનો પ્રેમ પામવો એટલે જ જીવંત હોવું, મૂળ સાથે અનુબંધિત હોવું, નિશ્ચિંત હોવું.

જેમ જન્મ એટલે ગર્ભનું સંરક્ષણ છોડવું, તેમ વૃદ્ધિ પામવી એટલે માતાનું સંરક્ષક વર્તુળ છોડવું. તેમ છતાં

પુખ્ત વયના માણસમાં પણ માતાને વળગી રહેવાનું આ વલણ સંપૂર્ણપણે નાબૂદ થયું નથી હોતું. પુખ્ત માણસ પગભર ઊભો રહી શકે છે, પોતાની સંભાળ લઈ શકે છે, પોતાની તેમ જ અન્યની પણ જવાબદારી વહન કરી શકે છે. પરંતુ જીવનની વધેલી ગૂંચવણો, આપણું અધૂરું જ્ઞાન, આપણા અસ્તિત્વની આકસ્મિકતા, આપણાથી થતી અનિવાર્ય ભૂલો, વગેરેને જોતાં પુખ્ત માણસની સ્થિતિ કાંઈ બાળક કરતાં બહુ જુદી નથી. દરેક પુખ્ત માણસને મદદની, ઉષ્માની, સારસંભાળની જરૂર હોય છે. આ જરૂરિયાતો બાળકની જરૂરિયાતો કરતાં ઘણી રીતે જુદી હોવા છતાં, ઘણી રીતે પાછી એના જેવી જ છે. તેથી સરેરાશ પુખ્ત માણસમાં પણ અગાઉ માતા સાથેના સંબંધ દ્વારા મળતી એવી સલામતી ને સ્થિરતા માટેની ભૂખ આપણને જોવા મળે તેમાં નવાઈ શી ?

માનસિક રોગશાસ્ત્રની અંદર આપણને આ અંગે પુષ્કળ પુરાવા મળશે. આના સૌથી તીવ્ર સ્વરૂપમાં આપણને માતાના ગર્ભમાં પાછા ફરવાની ઝંખના જોવા મળશે. આ ઝંખનાથી સંપૂર્ણપણે અભિભૂત થયેલ માણસ માતાના ગર્ભમાંના બચ્ચાની જેમ વર્તશે. કેટલીક સાવ પ્રાથમિક જવાબદારીઓ ઉપાડવા પણ તે અસમર્થ હશે. તીવ્ર માનસિક વ્યાધિથી પીડાતા કેટલાક માણસોમાં પણ આપણે આવી જ ઝંખના જોઈએ છીએ. પણ તે દબાવી રાખેલી હોવાને કારણે માત્ર સ્વપ્નોમાં કે વર્તનની કેટલીક વિચિત્રતાઓમાં જ દેખા દે છે. સ્વપ્નમાં આ ઝંખના જુદાં જુદાં પ્રતીકો રૂપે દેખાય છે — જાણે પોતે એક અંધારી ગુફામાં છે કે એક માણસવાળી સબમરિનમાં

છે કે ઊંડા પાણીમાં ડૂબકી દઈ રહ્યો છે, વગેરે. આવા માણસના વર્તનમાં આપણને જીવનનો ભય અને મરણનું તીવ્ર આકર્ષણ જોવા મળે છે. (પ્રતીકાત્મક રૂપે મરણ એટલે ગર્ભમાં, મા વસુધામાં પાછા ફરવાપણું.)

માતા સાથેના વળગણનું થોડું ઓછું તીવ્ર સ્વરૂપ આપણને એવા દાખલાઓમાં જોવા મળે છે, જેમાં માણસે જાણે જન્મ પામવાનું તો સ્વીકાર્યું છે, પણ માતાનું ધાવણ છોડવાનું ત્યાર પછીનું પગલું ભરતાં એ ડરે છે. માનવજન્મના આ તબક્કે અટકી પડેલ માણસોમાં એવી તીવ્ર ઝંખના હોય છે કે કોઈ માતૃવત્ વ્યક્તિ એનું પાલનપોષણ કરે, એની સારસંભાળ રાખે, એને કેડે તેડીને ફરે. આ કાયમના પરાવલંબી માણસો છે. માતૃવત્ આધાર દૂર થાય તો એમને ડર લાગે છે પણ એ પ્રેમાળ આધાર હોય તો તેઓ આશાવાદી ને સક્રિય રહે છે.

માણસના વ્યક્તિગત જીવનમાં જણાતા આ માનસિક રોગનાં લક્ષણો આપણને માનવજાતની ઉત્ક્રાંતિમાંયે જોવા મળે છે. દુનિયામાં બધે ગોત્ર-ગમનનો નિષેધ કરાયો છે. સાથી પછાત સમાજોમાં પણ આ નિષેધ જોવા મળશે. ગોત્ર-ગમનનો નિષેધ એ સર્વ માનવીય વિકાસ માટે એક આવશ્યક શરત છે. માણસે જન્મ પામવા માટે, પ્રગતિ કરવા માટે પોતાને માતા સાથે જોડતી નાળ કાપવી જ પડે છે, માતા સાથે જોડાયેલા રહેવાની પોતાની ઊંડી ઝંખના ઉપર કાબૂ મેળવવો જ પડે છે. આ ગોત્ર-ગમનની ઇચ્છાનું બળ માતા પ્રત્યેના જાતીય આકર્ષણમાં નથી, પણ અંદર રહેવાની, કે સર્વાશ્લેષી ગર્ભમાં પાછા ફરવાની, કે સર્વ-પોષક સ્તનને ફરી મેળવવાની ઊંડી ઝંખનામાં છે. ગોત્ર-ગમનનો નિષેધ એ

બીજું કાંઈ નહીં પણ સ્વર્ગના પ્રવેશદ્વાર પર તાતી તલવાર સાથે પહેરો ભરતો દેવદૂત છે, જે પ્રકૃતિ સાથેની એકતા રૂપી બિન-વ્યક્તિગત અવસ્થામાં પાછા ફરતાં માણસને રોકે છે.

જો કે આ ગોત્ર-ગમનનો સવાલ માત્ર માતા સાથેના વળગણ પૂરતો જ મર્યાદિત નથી. માતા સાથેનો સંબંધ એ તો બધા પ્રાકૃતિક લોહીના સંબંધોમાંનો સૌથી પ્રાથમિક સંબંધ છે. આ લોહીનું બંધન લોહીનાં સગાંઓ સુધી વિસ્તરે છે: કુટુંબ, જાતિ, અને પાછળથી રાજ્ય, રાષ્ટ્ર કે ધર્મ પુખ્ત માણસને માટે એ જ સ્વરૂપ ધારણ કરે છે, જે અસલમાં વ્યક્તિગત માતાનું એક બાળકને માટે છે. માણસ એનો આશ્રય લે છે, એમાં સલામતી અનુભવે છે, પોતે એનાથી જુદો નથી પણ એનો જ એક ભાગ છે એવી ઐક્યની લાગણી ધરાવે છે. જે વ્યક્તિ પોતાની જ જાતિની ન હોય તે સાવકી ને ખતરનાક મનાય છે.

માતા સાથેનું આ વળગણ ફ્રોઈડે માનવ વિકાસની બાબતમાં એક અણીની સમસ્યા રૂપ ગણ્યું. એની વિચારસરણી અનુસાર એણે માતા સાથેના આ વળગણની તીવ્રતાનું કારણ નાના છોકરાના માતા પ્રત્યેના "જાતીય" આકર્ષણમાં અને માનવ સ્વભાવમાં છુપાયેલી ગોત્ર-ગમનની ઝંખનામાં જોયું. વળી, એણે કહ્યું કે છોકરાનો પિતા પ્રત્યેનો દ્વેષ એ એની સાથેની જાતીય પ્રતિસ્પર્ધાનું પરિણામ છે.

હવે, ફ્રોઈડ માતા સાથેના વળગણનું અત્યંત મહત્ત્વ જોઈ શક્યો હતો, પરંતુ એણે એનું વિચિત્ર અર્થઘટન કરીને પોતાની શોધને પંગુ બનાવી મૂકી. એણે નાના છોકરાની અંદર પુખ્ત વયના માણસની જાતીય વૃત્તિનું આરોપણ

કર્યું ! ફ્રૉઈડ કહે છે કે નાના છોકરામાં જાતીય ભૂખ હોય છે તેથી તે પોતાની નજીકમાં નજીકની સ્ત્રી તરફ જાતીય આકર્ષણ અનુભવે છે. પરંતુ આ ત્રિકોણમાં એનો પ્રતિસ્પર્ધી ઘણો ચઢિયાતો હોવાથી એણે પોતાની ઇચ્છા છોડી દેવી પડે છે. ફ્રૉઈડનો સિદ્ધાંત એ અવલોકનીય હકીકતોનું એક વિચિત્ર બૌદ્ધિક અર્થઘટન છે. ગોત્ર-ગમનની ઇચ્છાના "જાતીય" પાસા ઉપર ભાર મૂકીને ફ્રૉઈડ નાના છોકરાની ઇચ્છા જાણે કાંઈક વિવેકસરની હોય એમ સમજાવે છે અને ખરી સમસ્યાને ઉવેખે છે: માને વળગી રહેવાની, એના વર્તુળમાં પાછા ફરવાની, એના જ એક ભાગ રૂપ રહેવાની, બાળકની અવિવેકી ઇચ્છાની તીવ્રતા ને ઊંડાણ. ફ્રૉઈડે એમ સમજાવ્યું છે કે પિતા રૂપી પ્રતિસ્પર્ધી હોવાને કારણે બાળકની ગોત્ર-ગમનની ઇચ્છા સંતોષાઈ શકતી નથી. જ્યારે વાસ્તવમાં ગોત્ર-ગમનની ઇચ્છા એ પુખ્ત જીવનની બધી જ જરૂરિયાતોથી બિલકુલ વિરુદ્ધ છે. અને સામાન્યપણે જોવા તો એમ મળે છે કે જાતીય વૃત્તિને કારણે જ છેવટે યુવાન માણસ પોતાની માથી અળગો થતો જાય છે.

આમ, ફ્રૉઈડનો સિદ્ધાંત માતાના સ્નેહ માટેની માણસની ઝંખનાનો એક બાજુ સ્વીકાર કરે છે તો બીજી બાજુ ઇનકાર કરે છે. ગોત્ર-ગમનની કામનાને સર્વોપરી અગત્યતા અર્પીને માતા સાથેની ગાંઠનું મહત્ત્વ સ્વીકારાય છે, પરંતુ બીજી બાજુ એને જાતીય વૃત્તિ તરીકે ઘટાવવાથી એ ગાંઠના ભાવાત્મક — અને સાચા — અર્થનો ઇનકાર થાય છે. ફ્રૉઈડ માતાને એના સ્થાનેથી પદભ્રષ્ટ કરીને તેને જાતીય વાસનાનું એક સાધન બનાવી મૂકે છે, દેવીને વેશ્યામાં પલટી નાખે છે !

ફ્રોઈડે પોતાની મહાન શોધને આવી રીતે વિકૃત કરી મૂકી તેનું મુખ્ય કારણ એ જણાય છે કે તેની વિચારસરણી પિતૃપ્રધાન સમાજના ખ્યાલથી રંગાયેલી હતી. ફ્રોઈડથી એક પેઢી પહેલાં એક બીજી પ્રતિભાવાન વ્યક્તિએ માતા પ્રત્યેના આ વળગણમાં માણસના વિકાસક્રમનું દર્શન કરેલું. એ હતા શ્રી જોહ જેકબ બેકોફેન. બૌદ્ધિક, જાતીય અર્થઘટનથી એમની દૃષ્ટિ સંકુચિત ન થઈ હોવાને કારણે તેઓ મૂળ હકીકતને વધુ ઊંડાણથી અને વધુ વાસ્તવિકપણે જોઈ શક્યા. એમણે એવું અનુમાન તારવ્યું કે પિતૃપ્રધાન સમાજ અસ્તિત્વમાં આવ્યો તે પહેલાં માનવજાત માતૃપ્રધાન સમાજના તબક્કામાંથી પસાર થઈ છે, અને તેમાં વ્યક્તિનું અને સમાજનું માતા સાથેનું તથા લોહીનાં સગાં તેમ જ ભૂમિ સાથેનું વળગણ સર્વોપરી હતું. ત્યારે કુટુંબમાં, સામાજિક જીવનમાં અને ધર્મમાં માતા જ કેન્દ્રસ્થાને હતી. ગ્રીસમાં અને ભારતમાં એવા ઘણા પુરાવા મળે છે કે ઉત્તરનું આક્રમણ થયું તે પહેલાં ત્યાં માતૃપ્રધાન સંસ્કૃતિ અસ્તિત્વમાં હતી. ત્યાં માતૃદેવતાઓની સંખ્યા ને મહત્ત્વ વિશેષ જણાય છે તે પણ આનું જ સૂચક છે. (દા. ત. મોહન-જો-દરોની માતૃદેવી, નિપુરની નાગદેવી, ભારતની મા કાળી.) કેટલીક આદિવાસી જાતિઓમાં આજેયે માતૃપ્રધાન સમાજના અવશેષો જોવા મળે છે.

આમ, માતા સાથેના વળગણમાં ફ્રોઈડે જ્યારે માત્ર નકારાત્મક ને રોગિષ્ટ લક્ષણ જ જોયું, ત્યારે બેકોફેન તેનાં નકારાત્મક ને વિધેયાત્મક એમ બેઉ પાસાં જોઈ શક્યા. માતૃપ્રધાન વ્યવસ્થામાં જીવન, સ્વતંત્રતા તેમ જ સમાનતાના સમર્થન રૂપ જે લાગણી અનુભવાય છે તે એક વિધેયાત્મક

પાસું છે. માણસો જેટલે અંશે પ્રકૃતિનાં બાળકો છે, માતાઓનાં બાળકો છે, તેટલે અંશે તેઓ બધા સમાન છે, એમને એકસરખા અધિકારો ને હક્કો છે, અને જીવન જ એક માત્ર ગણનાપાત્ર મૂલ્ય છે. બીજી રીતે કહેવું હોય તો, માતા પોતાનાં બાળકોને ચાહે છે તેનું કારણ એ નથી કે એક બાળક બીજા બાળક કરતાં વધુ સારું છે અથવા એક બાળક બીજા કરતાં તેની અપેક્ષાઓ વધુ પૂરી કરે છે; પરંતુ માતા સહુને ચાહે છે, કારણ કે એ બધાં એનાં બાળકો છે, અને એ દૃષ્ટિએ તેઓ બધાં સમાન છે અને માતાનો પ્રેમ ને સારસંભાળ મેળવવાનો એમને એકસરખો હક્ક છે. એવી જ રીતે માતૃપ્રધાન વ્યવસ્થાનું નકારાત્મક પાસું પણ બેકોફેને સ્પષ્ટતાથી જોયું હતું : પ્રકૃતિ, લોહીની સગાઈ ને ભૂમિ સાથે બંધાયેલા રહેવાથી માણસના પોતાના વ્યક્તિત્વનો તેમ જ પોતાની વિવેકબુદ્ધિનો વિકાસ રૂંધાય છે. એ બાળક જ રહે છે અને પ્રગતિને માટે અસમર્થ રહે છે.*

* એ જાણવું રસપ્રદ થઈ પડશે કે માતૃપ્રધાન વ્યવસ્થાનાં આ બે પાસાંનો છેલ્લાં સો વર્ષમાં બે ભિન્ન ભિન્ન ફિલસૂફીએ પોતપોતાની રીતે ઉપયોગ કર્યો છે. માતૃપ્રધાન વ્યવસ્થામાં અંતર્ગત રહેલ સમાનતા ને સ્વતંત્રતાના તત્ત્વને લીધે માર્કસવાદી વિચારકોએ બેકોફેનના સિદ્ધાંતોને ખૂબ ઉમંગભેર આવકાર્યા છે. (જુઓ ફ્રેડરિક એન્જલ્સનું 'The Origin of the Family, Private Property and the State'). ઘણાં વર્ષો સુધી બેકોફેનના સિદ્ધાંતો તરફ કોઈએ ખાસ ધ્યાન આપ્યું નહીં. પણ પછી નાઝી ફિલસૂફોએ એકદમ એ સિદ્ધાંતો માટે માર્ક્સવાદીઓ જેટલો જ ઉમંગ બતાવ્યો, પણ તે સાવ ભિન્ન કારણોસર. તેઓ લોહી અને ભૂમિનાં સંબંધોની વિવેકહીનતાને લીધે જ એની તરફ આકર્ષાયા હતા, જે બેકોફેને દર્શાવ્યું છે તેમ માતૃપ્રધાન વ્યવસ્થાનું બીજું પાસું છે.

ફ્રૅકોફને પિતાની ભૂમિકાનું પણ આટલું જ વ્યાપક ને ઊંડું અર્થઘટન કર્યું છે. તેમાંયે તેણે નકારાત્મક ને વિધેયાત્મક બેઉ પાસાં બતાવ્યાં છે. ફ્રૅકોફનના વિચારોનો સાર આપવો હોય અને એને કંઈક વ્યાપક અર્થમાં દર્શાવવા હોય તો હું કહીશ કે પુરુષે સગર્ભાવસ્થાનો અનુભવ કરવો પડતો નથી, બાળકોને જન્મ આપવો પડતો નથી અને એમને ઉછેરવાં પડતાં નથી તેથી તે સ્ત્રી કરતાં પ્રકૃતિથી વધુ દૂર છે. પોતે પ્રકૃતિ સાથે ઓછો સંકળાયેલો હોવાથી એને પોતાના અસ્તિત્વ ને સહીસલામતી માટે પોતાની વિવેકબુદ્ધિ વિકસાવવી પડે છે તથા વિચારો, સિદ્ધાંતો તેમ જ માનવસર્જિત ચીજવસ્તુઓનું એક માનવસર્જિત વિશ્વ ઊભું કરવું પડે છે. બાળકના પિતા સાથેના સંબંધમાં માતા સાથેના સંબંધ જેટલી તીવ્રતા નથી હોતી, કારણ કે બાળકના જીવનનાં શરૂઆતનાં વર્ષોમાં માતા જેવી સર્વાશ્લેષી, સર્વ-સંરક્ષક, સર્વ-સ્નેહાળ ભૂમિકા પિતાની કદી નથી હોતી; બલ્કે બધા પિતૃપ્રધાન સમાજોમાં પુત્રનો પિતા સાથેનો સંબંધ એક બાજુ શરણાગતિનો તો બીજી બાજુ વિદ્રોહનો હોય છે. અને આમાં જ અળગાપણાનું કાયમનું તત્ત્વ રહેલું છે. પિતા પ્રત્યેની આ શરણાગતિ માતા સાથેના વળગણથી ભિન્ન છે. જ્યારે માતા પ્રકૃતિ તેમ જ બિનશરતી પ્રેમની પ્રતિનિધિ છે, ત્યારે પિતા વિવેકબુદ્ધિ, કર્તવ્ય, કાયદો અને વ્યવસ્થાતંત્રનો પ્રતિનિધિ છે. પિતાનો પુત્ર માટેનો પ્રેમ માતાના પ્રેમ જેવો બિનશરતી નથી. પિતા પુત્રને ચાહે છે, કારણ કે પુત્ર એની મોટા ભાગની અપેક્ષાઓ પૂર્ણ કરે છે અને એની મિલકત તેમ જ એની દુનિયાદારી જવાબદારીઓનો વારસ થવા એ સુસજ્જ છે.

આને લીધે માતૃપ્રેમ અને પિતૃપ્રેમ વચ્ચે એક મહત્ત્વનો ફરક ઊભો થાય છે. માતા સાથેના સંબંધમાં બાળક તેના નિયમન માટે ભાગ્યે જ કશું કરી શકે છે. માતૃપ્રેમ બાળક ઉપરની કૃપારૂપ છે — જો એ હોય તો તે એક આશીર્વાદ છે, અને ન હોય તો એનું સર્જન થઈ શકતું નથી. જ્યારે પિતા સાથેના સંબંધનું નિયમન થઈ શકે છે. પિતા એમ ઇચ્છે છે કે પુત્ર મોટો થાય, જવાબદારી ઉપાડતો થાય, વિચારતો થાય, નિર્માણ કરતો થાય; અથવા/અને આજ્ઞાંકિત બને, પિતાની સેવા કરે, પિતાના જેવો બને. એટલે પિતાનો પ્રેમ સંપાદન કરવાની પુત્રને તક મળે છે. પિતાને ગમતી ચીજ કરવાથી એ પિતાનો પ્રેમ જન્માવી શકે છે. ટૂંકમાં પિતૃપ્રધાન માનસનાં વિધેયાત્મક પાસાં છે — સમજદારી, શિસ્ત, વિવેકબુદ્ધિ, સ્વતંત્ર વ્યક્તિત્વ; નકારાત્મક પાસાં છે — શાસન, દમન, અસમાનતા, શરણાગતિ.

હવે, માણસની અંદર આ પિતૃમાનસ અને માતૃમાનસ, બંને કામ કરે છે. આપણો અંતરાત્મા પિતૃરૂપ પણ છે, અને માતૃરૂપ પણ છે. આપણી અંદરનો એક અવાજ આપણને આપણું કર્તવ્ય બજાવવાનું કહે છે, અને બીજો અવાજ પ્રેમ કરવાનું ને કરુણા દર્શાવવાનું કહે છે — બીજાઓ પ્રત્યે તેમ જ આપણી જાત પ્રત્યે. એ ખરું કે આ બંને માનસ ઉપર મૂળમાં પિતાની અને માતાની અસર થાય છે. પણ ઉછેરની પ્રક્રિયામાં તેઓ વધુ ને વધુ સ્વતંત્ર થતાં જાય છે. આપણે જાણે "આપણા પોતાના જ પિતા અને આપણી પોતાની જ માતા" બની જઈએ છીએ, અને આપણે "આપણા પોતાના જ બાળક" બની જઈએ છીએ.

આપણી માંહેનો પિતા આપણને કહે છે, 'તારે આમ કરવું જોઈએ.' અને 'તારે આમ ન કરવું જોઈએ.' આપણે જો કાંઈ ખોટું કામ કર્યું હોય તો તે આપણને ઠપકો આપે છે, અને કાંઈ સારું કામ કર્યું હોય તો આપણી પીઠ થાબડે છે. આપણી અંદરનો પિતા જ્યારે આ રીતે વાત કરે છે ત્યારે આપણી અંદરની માતા સાવ જુદી જ ભાષામાં વાત કરે છે. તે જાણે આપણને એમ કહે છે કે 'તારા પિતા તને ઠપકો આપે છે તે બરાબર છે, પણ તેને વધુ પડતી ગંભીરતાથી ન લઈશ. તેં ગમે તે કર્યું હોય, તું મારું બાળક છે, હું તને ચાહું છું, અને તને માફ કરું છું. તારું ગમે તેવું કૃત્ય જીવન અને આનંદના તારા અધિકારથી તને વંચિત રાખી શકે નહીં.' પિતૃ અને માતૃ સ્વર ભિન્ન ભિન્ન ભાષા બોલે છે, અને તેઓ જાણે બે પરસ્પર વિરોધી વાત કહે છે. પરંતુ વાસ્તવમાં કર્તવ્ય-સિદ્ધાંત અને પ્રેમ-સિદ્ધાંત, પિતૃ-અંતરાત્મા અને માતૃ-અંતરાત્મા વચ્ચેનો આ દ્વંદ્વ મૂળે માનવના અસ્તિત્વમાં જ રહેલો છે, અને તેનાં બેઉ પાસાંને સ્વીકારી લેવાં જ રહ્યાં. કેવળ કર્તવ્યના સાદને જ અનુસરવું એ પણ ખોટું છે અને કેવળ પ્રેમ ને કરુણાના સાદને અનુસરવું એ પણ એટલું જ ખોટું છે. આ બેઉ આંતર-અવાજો માત્ર આપણી જાત પ્રત્યેના આપણા વલણ વિશે જ નહીં, પણ આપણા બધા જ સાથીદારો પ્રત્યેના આપણા વલણ વિશે પણ આપણને કહેતા હોય છે. આપણે ભલે આપણા સાથીદારનો આપણી પિતૃ-વિવેકબુદ્ધિથી ન્યાય તોળતા હોઈએ પણ ત્યારે સાથોસાથ આપણે આપણી માંહેના માતૃ-સ્વરને પણ સાંભળવો જોઈશે. અંતરસ્થ એ માના દિલમાં સહુને

માટે પ્રેમ ઊભરાતો હોય છે, અને તે બધી ભૂલો માફ કરી દે છે.*

ખેર, આ માતા સાથેના વળગણ જેવું જ લોહીનાં સગાં તેમ જ ભૂમિ સાથેનું વળગણ હોય છે. માણસ મધ્યયુગીન સમ જના પ્રણાલિકાગત બંધનોમાંથી મુક્ત તો થયો પણ આ નવી સ્વતંત્રતાએ તેને રેતીના કણો જેવો પૃથક્ બનાવી મૂક્યો હતો. તેથી તે ગભરાવા લાગ્યો, અને એણે લોહીની સગાઈ અને ભૂમિની નવી મૂર્તિપૂજામાં શરણું શોધ્યું. રાષ્ટ્રવાદ અને જાતિવાદ એ આનાં બે ઊડીને આંખે વળગે એવાં સ્વરૂપો છે. માણસના પ્રગતિશીલ વિકાસની સાથોસાથ રાજ્યની પૂજા પણ વધતી ગઈ. જાતિ કે રાષ્ટ્રની મૂર્તિપૂજા એની સાથે સંકળાયેલી હતી. ફાસીવાદ, નાઝીવાદ અને સ્ટાલિનવાદ એ આનાં સૌથી વધુ તીવ્ર ઉદાહરણો છે.

પરંતુ આ વલણ સર્વાંકુશ સરસુખત્યારશાહીમાં જ જોવા મળે છે એવું નથી, રાષ્ટ્રવાદમાંયે એ દેખા દે છે. રાષ્ટ્રવાદ પ્રારંભમાં એક પ્રગતિશીલ હિલચાલ હતી, પણ પાછળથી એની વિકૃતિ થઈ. આજે સામાન્ય માણસને પોતે માનવ-કુટુંબનો એક સભ્ય છે એ નાતે નહીં, પણ પોતે એક રાષ્ટ્રનો નાગરિક છે એ નાતે આત્મીયતાનો અનુભવ થાય છે. એની

* આ પિતૃ-વલણ અને માતૃ-વલણ આપણને ઈશ્વર વિશેની કલ્પનામાં પણ જોવા મળે છે. યહૂદી ધર્મમાં આવે છે કે ઈશ્વર નદીમાં પૂર મોકલે છે, કારણ કે નોઆહ સિવાય બીજા બધા જ દુષ્ટ છે. આ પિતૃ-વલણનું પ્રતીક છે. ત્યારે ખ્રિસ્તી ધર્મમાં આવે છે કે ઈશ્વર એ મહાન નગર માટે કરુણા અનુભવે છે, 'જ્યાં છ કોડી હજાર લોકો બિચારા ડાબા ને જમણા હાથ વચ્ચેનો ભેદ પણ નથી જાણતા અને ઘણાં ઢોરઢાંખર વસે છે.' આ ક્ષમામૂર્તિ માતાનો અવાજ છે.

તટસ્થ બુદ્ધિ, એની વિવેકબુદ્ધિ આ વળગણને કારણે કુંઠિત થઈ છે. લોહી અને માતૃભૂમિના નાતે (જે એકસરખી ભાષા, રીતરિવાજ, ખાણીપીણી, ગીતો વગેરે દ્વારા વ્યક્ત થતો હોય છે) જેઓ તેના "પરિચિત" નથી હોતા એમની તરફ એ શંકાની નજરે જુએ છે, અને ઉત્તેજનાનું જરીક અમથું કારણ મળતાંવેંત એમના વિશે એના મનમાં પાગલ તરંગો જેવા ભ્રામક ખ્યાલો ઊભા થઈ જાય છે. આને લીધે માણસનો એ અપરિચિત વ્યક્તિ સાથેનો જ સંબંધ કલુષિત થાય છે એમ નહીં, પણ પોતાના સમૂહના અન્ય સભ્યો સાથેનો તેમ જ પોતાની જાત સાથેનો સંબંધ પણ કલુષિત થાય છે. લોહી અને ભૂમિનાં બંધનોમાંથી જે મુક્ત થયો નથી તે એક માનવ તરીકે હજી પૂર્ણ જન્મ પામ્યો જ નથી. એની પ્રેમની તેમ જ ચિંતનની શક્તિ કુંઠિત થાય છે. તે પોતાને અથવા પોતાના માનવબંધુઓને વાસ્તવિક માનવ સ્વરૂપમાં અનુભવી શકતો નથી.

રાષ્ટ્રવાદ એ આજે આપણું ગોત્ર-ગમનનું સ્વરૂપ છે, આપણી મૂર્તિપૂજા છે, આપણું ગાંડપણ છે. "દેશભક્તિ" એ એનો કર્મકાંડ છે. અહીં કહેવાની ભાગ્યે જ જરૂર હોય કે આ "દેશભક્તિ" એટલે માનવજાત કરતાં, સત્ય અને ન્યાયના સિદ્ધાંતો કરતાં પોતાના દેશને વધુ મહત્ત્વ આપવાનું વલણ. બાકી અસલ દેશભક્તિ તો એ છે કે પોતાના દેશનું ભૌતિક ને નૈતિક કલ્યાણ સાધવા માટે પ્રેમપૂર્વક મથવું. તેમાં બીજા દેશો પર આધિપત્ય જમાવવાની વાત કદાપિ આવતી નથી. જે દેશપ્રેમ સકળ માનવજાત પ્રત્યેના પ્રેમના એક ભાગરૂપ ન હોય એ પ્રેમ નથી, પણ સંકુચિત મૂર્તિપૂજા છે.

આ રાષ્ટ્રીય ભાવનાનું સ્વરૂપ કેવું મૂર્તિપૂજાના જેવું છે તે જોઈએ. ધારો કે કોઈ માણુસ પોતાના દેશનો રાષ્ટ્રધ્વજ લઈ ભરબજારમાં લોકોના દેખતાં તેના લીરા-ચીરા ઉડાડીને કે તેને પગ તળે કચડીને તેનું અપમાન કરે. તો બધા ભેળા થઈને તેને મારી જ નાખવાના. લગભગ દરેકે દરેક માણુસના મનમાં ભારે રોષ ભભૂકી ઊઠશે. રાષ્ટ્રધ્વજને જેણે કલંકિત કર્યો તેણે અવર્ણનીય અપરાધ કર્યો. આ કાંઈ જેવો તેવો અપરાધ નથી, આ તો અક્ષમ્ય અને કદાપિ માફ ન કરી શકાય એવો અપરાધ છે! વળી, જો કોઈ માણુસ એમ કહે કે, 'હું મારા દેશને ચાહતો નથી,' અથવા યુદ્ધની બાબતમાં, 'મારા દેશના વિજય માટે મને કોઈ પરવા નથી' તોયે કદાચ આટલા તીવ્ર નહીં પણ લગભગ આના જેવા જ પ્રત્યાઘાત પડશે. આમ કહેવું એ તો એક પવિત્ર વસ્તુને અભડાવી નાખ્યા જેવું ગણાશે. આમ કહેનારો માણુસ લોકોની નજરમાં એક શેતાન કે એક ડાકુ જેવો લાગશે.

હવે આને એક બીજા પ્રત્યાઘાત સાથે સરખાવીએ. ધારો કે કોઈ માણુસ ઊભો થઈને કહે, 'હું બધા જ નિગ્રોની કે બધા જ યહૂદીઓની હત્યા કરવાની તરફેણમાં છું; નવા પ્રદેશો જીતવા માટે હું યુદ્ધ શરૂ કરવાની હિમાયત કરું છું.' અલબત્ત, મોટા ભાગના લોકોને એમ લાગશે કે આ અનૈતિક ને અમાનવીય વિચાર છે. પરંતુ મુદ્દાની વાત એ છે કે આને લીધે પેલી ભભૂકતા રોષની અદમ્ય લાગણી નહીં જન્મે. આવો વિચાર "ખરાબ" છે ખરો, પણ એ કોઈ પાપ નથી, "પવિત્ર" વસ્તુ સામેનો દ્રોહ નથી. અરે, માણુસ ઈશ્વર વિશે કાંઈ અપમાનજનક બોલે તોયે તે આવડો મોટો અપરાધ નહીં

ગણાય, તેનાથી આટલો બધો રોષ નહીં જન્મે

આ વિશે એવી સુફિયાણી બૌદ્ધિક દલીલ કરી શકાય કે જે માણસ પોતાના દેશને માન નથી આપતો તે માનવ-એકતાનો અને સામાજિક ભાવનાનો અભાવ સૂચવે છે. પરંતુ જે યુદ્ધની કે નિર્દોષ માણસોની હત્યા કરવાની હિમાયત કરે છે, અથવા જે પોતાના લાભ ખાતર બીજાઓનું શોષણ કરે છે, તેની બાબતમાંયે આ એટલું જ સાચું નથી? છતાં આપણે જોઈશું કે રાષ્ટ્રધ્વજનું અપમાન થતાં જે પ્રત્યાઘાતો ઊઠે છે તે બીજા પ્રત્યાઘાતો કરતાં મૂળભૂત રીતે જુદા છે. તે વસ્તુ "પવિત્ર" મનાઈ છે, સમૂહ-પૂજાનું એક પ્રતીક મનાઈ છે.

આમ, રાષ્ટ્રવાદ અને રાજ્યભક્તિ એ ગોત્ર-ગમનના વળગણનાં લક્ષણ બન્યાં છે. માણસ જ્યારે પોતાના ચિંતન અને પ્રેમને આજના કરતાં વધુ વ્યાપક બનાવી શકશે, જ્યારે માનવ-એકતા ને ન્યાયના પાયા ઉપર એક વિશ્વ રચી શકશે, જ્યારે વિશ્વબંધુત્વની ભાવના અનુભવી શકશે, ત્યારે જ એને નવાં માનવીય મૂળ જડશે, ત્યારે જ એ પોતાની દુનિયાને એક ખરા માનવ-નિવાસમાં પલટી શકશે.

## (૪) સ્વતંત્ર વ્યક્તિત્વ વિ૦ મેંઢાશાઈ

માણસની વ્યાખ્યા એવી થઈ શકે કે તે એક એવું પ્રાણી છે જે "હું" કહી શકે, જે પોતાના સ્વતંત્ર અસ્તિત્વ વિશે સભાન બની શકે. માણસને પ્રકૃતિથી અળગો કરાયો છે, એને બુદ્ધિ અને કલ્પનાશક્તિ બક્ષવામાં આવ્યાં છે, એટલે એણે પોતાના વિશે વિચારવું પડે છે અને કહેવું ને અનુભવવું પડે છે કે "હું હું છું." પ્રકૃતિ સાથેની મૂળ એકતાથી એ

વિખૂટો પડી ગયો છે. એણે પોતે નિર્ણયો લેવા પડે છે. પોતે અને પોતાનો પડોશી બે ભિન્ન વ્યક્તિ છે તેના વિશે તે સભાન છે. આવી આત્મ-પ્રત્યયની લાગણી એ માણસની મૂળભૂત જરૂરિયાતોમાંની એક જરૂરિયાત છે. એ કોઈ ને કોઈ રીતે ન સંતોષાય તો માણસ માનસિક સમતુલા જાળવી શકે નહીં.

આદિકાળનો માનવી પોતાની ટોળીથી પોતાનું સ્વતંત્ર વ્યક્તિત્વ હજી કલ્પી શકતો નહોતો. એ પોતાનો આત્મ-પ્રત્યય કદાચ "હું અમે છું" એવા સૂત્રથી વ્યક્ત કરે. મધ્ય-યુગમાં સામંતશાહી વ્યવસ્થામાં પોતાના સામાજિક સ્થાન સાથે માણસનો આત્મ-પ્રત્યય સંકળાયેલો હતો. માણસ એ માણસ નહોતો. એ ખેડૂત હતો, લુહાર હતો, જમીનદાર હતો. સામંતશાહી સમાજવ્યવસ્થા જ્યારે તૂટી પડી ત્યારે આ આત્મ-પ્રત્યય પણ ડગી ગયો, અને "હું કોણ" એવો તીવ્ર પ્રશ્ન ઊભો થયો—અથવા વધુ ચોક્કસપણે કહેવું હોય તો, "હું કેવી રીતે જાણું કે હું હું છું?" આ જ સવાલ ડેકાર્ટેસે તત્ત્વજ્ઞાનાત્મક સ્વરૂપમાં ઉઠાવેલો. એણે આત્મ-પ્રત્યયની ખોજનો જવાબ આમ કહીને આપેલો, 'મને શંકા થાય છે—એનો અર્થ એ કે હું વિચારું છું, હું વિચારું છું—એનો અર્થ એ કે હું છું.' આ જવાબનો બધો ઝોક કોઈ પણ વિચાર-પ્રવૃત્તિના કર્તા તરીકેના "હું"ના અનુભવ ઉપર છે. તેમાં એ વાત ભુલાઈ ગઈ છે કે અનુભૂતિ અને સર્જનાત્મક પ્રવૃત્તિની પ્રક્રિયામાં પણ "હું"નો અનુભવ થાય છે.

સ્વતંત્ર વ્યક્તિત્વના પૂર્ણ અનુભવ માટે પાયો નિર્માણ કરવા પશ્ચિમી સંસ્કૃતિએ પ્રયત્ન કર્યો. માણસને રાજકીય

ને આર્થિક સ્વતંત્રતા બક્ષવાથી, એને પોતાના વિશે વિચારતાં શીખવવાથી, અને એને બાહ્ય દબાણમાંથી મુક્ત કરવાથી, એ પોતે બધી પ્રવૃત્તિનું કેન્દ્ર છે અને પોતાની શક્તિઓનો સક્રિય સ્વામી છે એમ માણસ અનુભવવા લાગશે, એવી આશા રાખવામાં આવેલી. પરંતુ મુઠ્ઠીભર માણસો જ "હું"નો આ નવો અનુભવ કરી શકયા. બીજાઓ માટે તો આ સ્વતંત્ર વ્યક્તિત્વ એ એક ભ્રામક મહોરા સિવાય બીજું કશું નથી.

વ્યક્તિગત આત્મ-પ્રત્યયની અવેજીમાં રાષ્ટ્ર, ધર્મ, વર્ગ ને વ્યવસાયને મૂકવાનો પ્રયત્ન થયો. "હું ભારતીય છું", "હું હિંદુ છું", "હું વેપારી છું", એ બધું માણસને આત્મ-પ્રત્યય અનુભવવામાં મદદરૂપ બને છે. પણ હવે ધીરે ધીરે આત્મ-પ્રત્યયનું સ્થાન મેંઢાશાઈ અનુભવ લેતો જાય છે. હું જ્યાં સુધી બીજાઓ કરતાં જુદો નથી, હું જ્યાં સુધી બીજાઓ જેવો જ છું, અને જ્યાં સુધી તેઓ મને એક "નિયમસરનો માણસ" ગણે છે, ત્યાં સુધી હું કંઈક આત્મ-પ્રત્યય અનુભવું છું. હું "તમે ઇચ્છો છો તેવો" છું. આદિકાળના ટોળીના આત્મ-પ્રત્યયને બદલે આજે એક નવો મેંઢાશાઈ આત્મ-પ્રત્યય વિકાસ પામી રહ્યો છે, જે પોતે નિર્વિવાદપણે ટોળાનું એક અંગ છે એવા અનુભવ ઉપર આધારિત છે. આ એક-રૂપતા અને ઢાંચાઢાળતાને ઘણીવાર ખોટી રીતે સ્વતંત્ર વ્યક્તિત્વ માની લેવાય છે.

આ આત્મ-પ્રત્યયનો સવાલ એ માત્ર એક તત્ત્વજ્ઞાનાત્મક સવાલ કે માનસિક ને વૈચારિક સવાલ જ નથી. માનવ અસ્તિત્વની મૂળ પરિસ્થિતિમાંથી જ એની જરૂરિયાત ઊભી

થઈ છે, અને તે એક તીવ્ર પ્રેરણાનો સ્રોત છે. ટોળામાંના એક રહેવા ખાતર અને એ રીતે ભલે ને ભ્રામક પણ કંઈક આત્મ-પ્રત્યયની લાગણી અનુભવવા ખાતર તો લોકો જિંદગી જોખમમાં મૂકવા, પ્રેમનું બલિદાન આપવા, સ્વતંત્રતા છોડી દેવા, પોતાના વિચારો જતા કરવા પણ તૈયાર થાય છે. આ જ બતાવે છે કે આ જરૂરિયાત કેટલી તીવ્ર છે.

(૫) વિવેકબુદ્ધિ વિ૦ વિવેકહીનતા

માણસમાં વિવેકબુદ્ધિ અને કલ્પનાશક્તિ છે. તેથી તે આત્મ-પ્રત્યય અનુભવવા મથે છે, એટલું જ નહીં પણ આ વિશ્વમાંના પોતાના સ્થાન વિશેનું બૌદ્ધિકપણે એક વ્યાપક આકલન કરવા પણ તે ઇચ્છે છે. જીવનનાં શરૂઆતનાં વર્ષોમાં એ આવા જ એક ભૌતિક આકલનની પ્રક્રિયામાંથી પસાર થઈ ચૂકયો છે. એ પ્રક્રિયા ત્યારે પૂરી થઈ જ્યારે બાળક જાતે ચાલતું થયું અને ચીજવસ્તુના જ્ઞાન સાથે એમને વાપરતું થયું. પરંતુ આમ ચાલવાની અને બોલવાની શક્તિ પ્રાપ્ત કરવાથી તો વ્યાપક આકલનની દિશામાં માત્ર પહેલું પગલું જ ભરાયું. માણસ પોતાની આસપાસ કોયડારૂપ અનેક વસ્તુઓ ને ઘટનાઓ જુએ છે. અને એની પાસે વિવેકબુદ્ધિ હોવાથી એ એમાંથી કંઈક અર્થ તારવવાનો અને સમજવાનો પ્રયત્ન કરતો રહે છે. જેમ જેમ એની વિવેક-બુદ્ધિનો વિકાસ થતો જાય છે તેમ તેમ એના આકલનની વ્યાપકતા ને સૂક્ષ્મતા વધતી જાય છે, તે વધુ ને વધુ સત્યની નજીક આવતો જાય છે. પરંતુ માણસનું આકલન સાવ ભ્રમભરેલું હોય તોયે કંઈક અર્થપૂર્ણ ચિત્ર નજર સમક્ષ હોવાની તેની ભૂખ તેના વડે સંતોષાય છે. જગતનું જે ચિત્ર એની સામે હશે તે એની વિવેકબુદ્ધિ

અને એના જ્ઞાનના વિકાસ ઉપર નિર્ભર છે. જો કે જીવશાસ્ત્રની દૃષ્ટિએ માનવજાતની મગજની શક્તિ હજારો પેઢીઓથી એની એ જ રહી છે, છતાં તેની એક લાંબી ઉત્ક્રાંતિ-પ્રક્રિયા ચાલી રહી છે. માણસે વિશ્વને, પ્રકૃતિને, અન્ય માણસોને અને પોતાની જાતને એ જેવાં છે તેવાં જ વાસ્તવિક સ્વરૂપમાં તટસ્થપણે જોવાની શક્તિ પ્રાપ્ત કરવાની છે. કામનાઓ અને ભયને કારણે માણસે પોતાના દર્શનને વિકૃત થવા દેવું જોઈએ નહીં. જેમ જેમ માણસ આ તટસ્થતા કેળવતો જાય છે તેમ તેમ એ વાસ્તવિકતાનો વધુ ને વધુ સંસ્પર્શ પામતો જાય છે. વિવેકબુદ્ધિ એ જગતનું વિચાર દ્વારા "આકલન" કરવાની માણસની શક્તિ છે, જ્યારે અક્કલ એ વિચારની મદદથી જગતને પોતાને "અનુકૂળ" બનાવવાની માણસની શક્તિ છે. વિવેકબુદ્ધિ એ સત્ય સુધી પહોંચવા માટેનું માણસનું સાધન છે, અક્કલ એ જગતને વધુ સફળતાપૂર્વક અનુકૂળ બનાવવા માટેનું સાધન છે. વિવેકબુદ્ધિ એ માણસને મળેલી અસલ દેણ છે, જ્યારે અક્કલ એ માણસના પશુ-જીવનનું અંગ છે.

વિવેકબુદ્ધિ અવિભાજ્ય છે. એટલે કે એણે જીવનનાં બધાં ક્ષેત્રોનું આકલન કરવું જોઈએ. માણસે પ્રકૃતિનું, માનવનું, સમાજનું ને પોતાની જાતનું તટસ્થ જ્ઞાન મેળવવાનું છે. આમાંના કોઈ પણ એક ક્ષેત્ર વિશે માણસ ભ્રમમાં રહે તો એની વિવેકબુદ્ધિ કુંઠિત થાય છે. અને તેથી બીજાં ક્ષેત્રોમાં પણ એનો ઉપયોગ રૂંધાય છે. તેથી વિવેકબુદ્ધિએ માણસના સમસ્ત જગતને આવરી લેવાનું છે.

માણસે એક તો પોતાના કામ વિશે, પોતાના જીવન *વિશે કાંઈક સમાધાન મેળવી લેવું પડે છે, અને બીજું*

વિવેકબુદ્ધિ વડે વાસ્તવિકતાનો સંસ્પર્શ જાળવી રાખવો પડે છે, જગતનું તટસ્થપણે આકલન કરવું પડે છે. માણસનું કૃત્ય ગમે તેવું વિવેકહીન કે અનૈતિક હોય તોયે તેને વાજબી ઠેરવવાની એક અદમ્ય ઇચ્છા માણસની અંદર રહેલી છે. એ પોતાની જાત આગળ તેમ જ બીજાઓ આગળ એમ પુરવાર કરવા મથે છે કે પોતાનું કૃત્ય વિવેક, સામાન્ય બુદ્ધિ કે ઓછામાં ઓછું પરંપરાગત નૈતિકતા મુજબનું જ છે. માણસને વિવેકહીનપણે વર્તવામાં ઝાઝી મુશ્કેલી નથી પડતી, પણ પોતાનું કૃત્ય વિવેકપૂર્વકનું અને વાજબી છે, એમ દેખાડયા વિના એનાથી રહેવાતું જ નથી.

માણસ જો માત્ર એક વિદેહી બુદ્ધિ રૂપ જ હોત તો અમુક સર્વગ્રાહી વિચારસરણીથી જ એનું કામ સરત. પરંતુ માણસને એક દેહ પણ છે, અને એક મન પણ છે. તેથી તેણે પોતાના અસ્તિત્વના દ્વંદ્વનો મુકાબલો કેવળ વૈચારિક ભૂમિકાએ જ નહીં, પણ પોતાની લાગણીઓમાં, પોતાનાં કૃત્યોમાં, જીવનની સમસ્ત પ્રક્રિયામાં કરવાનો છે. તેથી કોઈ પણ સંતોષકારક આકલનમાં માત્ર બૌદ્ધિક તત્ત્વો જ નથી હોતા પણ અનુભૂતિ અને લાગણીનાં તત્ત્વો પણ હોય છે. માણસને પોતાની ભક્તિની અભિવ્યક્તિ માટે કોઈ પાત્ર પણ જોઈતું હોય છે. આ જરૂરિયાતમાંથી જ ઈશ્વરના સ્વરૂપ વિશે જુદી જુદી કલ્પનાઓ જન્મી છે. અને તેને લીધે માણસને પોતાના અસ્તિત્વ વિશે તેમ જ આ જગતમાંના પોતાના સ્થાન વિશે કંઈક અર્થપૂર્ણતાનો, સાર્થકતાનો અનુભવ થાય છે.

૪

# માનસિક સ્વાસ્થ્ય અને સમાજ

**મા**નસિક સ્વાસ્થ્યનો વિચાર માનવ સ્વભાવ અંગેના આપણા ખ્યાલ ઉપર નિર્ભર છે. આગલા પ્રકરણમાં આપણે જોયું કે માણસની જરૂરિયાતો અને લાગણીઓ એના અસ્તિત્વની વિશિષ્ટ પરિસ્થિતિમાંથી જન્મે છે. એની જે જરૂરિયાતો પશુની જરૂરિયાતોને મળતી છે— ભૂખ, તરસ, નિદ્રા અને જાતીય સુખ— તે એના દેહના બંધારણ સાથે સંકળાયેલી હોવાથી મહત્ત્વની છે, અને તે જો ન સંતોષાય તો અત્યંત પ્રબળ બની જાય છે. પરંતુ આ જરૂરિયાતો સંપૂર્ણપણે સંતોષાય તેટલા માત્રથી માનસિક સ્વાસ્થ્ય અને સ્થિરતાની પૂરતી બાંહેધરી મળી જતી નથી. માણસનું માનસિક સ્વાસ્થ્ય અને સ્થિરતા તો એની એ જરૂરિયાતો ને લાગણીઓના સંતોષ પર નિર્ભર છે, જે વિશિષ્ટપણે માનવીય છે અને જે માનવ અવસ્થાની ખાસ પરિસ્થિતિમાંથી જન્મે છે— જેવી કે મિલનસારતા, સર્જનશીલતા, બંધુતા, આત્મપ્રત્યય, વિવેકી આકલન અને ભક્તિ.

માણસની શારીરિક જરૂરિયાતો સંતોષવાનું સાવ સરળ છે. તેમાં જો કાંઈ મુશ્કેલી હોય તો તે માત્ર સામાજિક ને આર્થિક જ છે. જ્યારે તેની માનવીય જરૂરિયાતોને સંતોષવાનું અત્યંત જટિલ છે. તે ઘણી બાબતો પર નિર્ભર છે, અને ખાસ કરીને તો સમાજની વ્યવસ્થા કેવી છે અને તેમાં માનવ સંબંધો કેવા પ્રકારના છે તે મહત્ત્વનું છે.

જેમ માણસની શારીરિક જરૂરિયાતો ન સંતોષાય તો તે મૃત્યુ પામે, તેમ માણસની માનસિક ને ચૈતસિક જરૂરિયાતો કોઈ ને કોઈ રીતે ન સંતોષાય તો તેનામાં માનસિક અસ્થિરતા જન્મે. પરંતુ આ માનસિક જરૂરિયાતો અનેક પ્રકારે સંતોષી શકાય છે, અને આ ભિન્ન ભિન્ન પ્રકાર અનુસાર ભિન્ન ભિન્ન પ્રમાણમાં માનસિક સ્વાસ્થ્ય સધાય છે. જો કોઈ મૂળભૂત જરૂરિયાત સંતોષાયા વિનાની રહે તો તેના પરિણામે માનસિક અસ્થિરતા જન્મે; જો તે સંતોષાય ખરી પણ અસંતોષકારક રીતે, તો તેના પરિણામે માનસિક વ્યાધિ જન્મે. માણસે પોતાના અન્ય માનવબંધુઓ સાથે સંબંધમાં તો આવવું જ પડે છે, પણ તેમાંથી જો પરાવલંબન ને અટૂલાપણું જન્મતું હોય તો માણસ પોતાનું સ્વાતંત્ર્ય ને આગવું વ્યક્તિત્વ ગુમાવી બેસે છે. એ નિર્બળ થાય છે, દુઃખી થાય છે, ગ્રધડાળુ બને છે, લાગણીહીન બને છે. જો એ બીજાઓ સાથે પ્રેમભર્યો સંબંધ બાંધી શકે તો જ એ એમની સાથે આત્મીયતા અનુભવી શકે અને સાથોસાથ પોતાનું આગવું વ્યક્તિત્વ જાળવી શકે. માત્ર કોઈ સર્જનાત્મક કામ દ્વારા જ એ પોતાની જાતને પ્રકૃતિ સાથે સાંકળી શકે, પ્રકૃતિ સાથે એકતા અનુભવી શકે, અને છતાં પ્રકૃતિથી

ભિન્ન એવું પોતાનું આગવું વ્યક્તિત્વ પણ જાળવી શકે. જ્યાં સુધી માણસ પ્રકૃતિ, માતા, જાતિ વગેરેને વળગેલો રહેશે ત્યાં સુધી એના પોતાના વ્યક્તિત્વનો તેમ જ વિવેકબુદ્ધિનો વિકાસ રૂંધાયેલો રહેશે. એ પ્રકૃતિના એક નિઃસહાય શિકારરૂપ રહેશે અને તેની સાથે એ કદી એકાત્મતા અનુભવી નહીં શકે. માણસ જો પોતાની વિવેક-બુદ્ધિ અને પોતાના પ્રેમનો વિકાસ કરશે, પ્રાકૃતિક અને સામાજિક જગતને માનવીય ઢબે અનુભવી શકશે, તો જ તે સમાધાન પામી શકશે, સલામતી અનુભવી શકશે અને પોતે પોતાના જીવનનો સ્વામી છે એવી પ્રતીતિ કરી શકશે. માણસ વાસ્તવિકતાનું જેટલે અંશે આકલન કરી શકશે તેટલે અંશે એ આ જગતને "પોતાનું" બનાવી શકશે, પરંતુ જો એ ભ્રમો વચ્ચે જ જીવતો રહેશે તો આવા ભ્રમોની જરૂર ઊભી કરે એવી પરિસ્થિતિને એ કદી નહીં પલટી શકે.

માનસિક સ્વાસ્થ્ય અંગેના આ ખ્યાલ માનવજાતના મહાન આધ્યાત્મિક ગુરુઓએ કલ્પેલા આદર્શો સાથે એકદમ મળતા આવે છે. આ એકસરખાપણાને લીધે આજના કેટલાક માનસશાસ્ત્રીઓને એમ થાય છે કે આપણા માનસશાસ્ત્રીય સિદ્ધાંતો "વૈજ્ઞાનિક" નથી, પણ તત્ત્વજ્ઞાનાત્મક કે ધાર્મિક "આદર્શો" છે. એમને એ વાત ઝટ ગળે નથી ઊતરતી કે બધીયે સંસ્કૃતિઓના મહાન ઉપદેશો માનવ-સ્વભાવ વિશેની સૂક્ષ્મ સમજ તેમ જ માનવના પૂર્ણ વિકાસ માટેની આવશ્ય-કતા પર જ આધારિત હતા. આપણે જોઈએ છીએ કે પૃથ્વીના જુદા જુદા ખૂણામાં અને જુદે જુદે વખતે "પ્રબુદ્ધ આત્માઓએ" એકના એક આદર્શો ઉપદેશ્યા છે. એ બધા ધર્મ-ઉપદેશકોને કદાચ એકમેકની જાણ સુધ્ધાંયે

નહોતી. તેમ છતાં ઇખ્નાટોન, મોઝેઝ, કુંગ ફુત્સે, લાઓત્સે, બુદ્ધ, ઈશુ, સોક્રેટિસ વગેરેની આદર્શ માનવ-જીવન વિશેની કલ્પનામાં બહુ નજીવો ફરક જણાય છે. એ બધાએ માનવીની મૂળભૂત જરૂરિયાતોના ખ્યાલ સાથે અને માનવ વ્યક્તિત્વના પૂર્ણ વિકાસને લક્ષમાં રાખીને જ પોતાના ઉપદેશ આપેલા. આજે માનસશાસ્ત્ર પણ માણસના માનસિક સ્વાસ્થ્ય અંગે વિચારતાં આ ધર્મગુરુઓએ કલ્પેલા આદર્શોની નજીક પહોંચતું જાય છે, તો તેમાં અવૈજ્ઞાનિક એવું કશું નથી; બલ્કે આજનું માનસ-પૃથક્કરણ માનવીય બન્યું છે તેની જ એ નિશાની છે.

આપણે બીજા પ્રકરણમાં જોયું તેમ માનસિક સ્વાસ્થ્ય એ મુખ્યત્વે એક વ્યક્તિગત બાબત નથી, પણ માણસ જે સમાજમાં રહેતો હોય તે સમાજના માળખા ઉપર નિર્ભર છે. વ્યક્તિની જેમ સમાજના માનસિક સ્વાસ્થ્ય માટે પણ અમુક સર્વસામાન્ય ધોરણો ને નિયમો હોય છે, અને તેના આધારે દરેક સમાજના માનસિક સ્વાસ્થ્ય વિશે નિદાન થઈ શકે. એક તંદુરસ્ત સમાજ માણસની પોતાના માનવબંધુ ઉપર પ્રેમ કરવાની, સર્જનાત્મકપણે કામ કરવાની, વિવેક-બુદ્ધિ તેમ જ તટસ્થતાનો વિકાસ કરવાની, પોતાની ઉત્પાદક શક્તિના અનુભવ દ્વારા આત્મ-પ્રત્યય કેળવવાની યોગ્યતામાં વધારો કરે છે. જ્યારે બીમાર સમાજ પોતાના સભ્યોમાં પરસ્પર દુશ્મનાવટ ને અવિશ્વાસ જન્માવે છે, માણસને બીજાના ઉપયોગ અને શોષણના સાધનમાં પલટી નાખે છે, જેને પરિણામે માણસનું કોઈ સ્વતંત્ર વ્યક્તિત્વ રહેતું નથી અને તેનું જીવન યંત્રવત્ બની જાય છે. સમાજ માણસના જીવનમાં બેઉ જાતનો ભાગ ભજવી શકે છે. એ માણસના

તંદુરસ્ત વિકાસમાં મદદરૂપ પણ બની શકે છે, અને બાધારૂપ પણ બની શકે છે. વાસ્તવમાં મોટા ભાગના સમાજો એકી સાથે આ બેઉ ભાગ ભજવે છે, અને સવાલ માત્ર એટલો જ કે કેટલે અંશે તેઓ મદદરૂપ બને છે અને કેટલે અંશે બાધારૂપ.

આજે સામાન્યપણે એક એવી માન્યતા પ્રવર્તે છે કે આજનો પશ્ચિમનો સમાજ અને તેમાંયે ખાસ કરીને "અમેરિકન જીવનપદ્ધતિ" માનવ સ્વભાવની મૂળભૂત જરૂરિયાતોને અનુરૂપ છે અને એટલે એ જીવનપદ્ધતિ સાથે પોતાનું જીવન બંધબેસતું કરવું તેમાં જ માનસિક સ્વાસ્થ્ય અને પરિપકવતા છે. આમ, સામાજિક માનસશાસ્ત્ર સમાજની સમાલોચનાનું એક સાધન બનવાને બદલે સમાજની આજની સ્થિતિ જેમની તેમ ચાલુ રાખવાની વકીલાત કરતું થઈ ગયું છે. એ વિચારસરણી પ્રમાણે "પરિપકવતા" અને "માનસિક સ્વાસ્થ્ય" એટલે ચાલુ સમાજવ્યવસ્થાને અનુરૂપ બનીને જીવ્યા કરવું અને તેના વિશે કાંઈ શંકા કે સવાલ ઉઠાવવા નહીં.

ફ્રોઈડની આખીયે વિચારસરણી એવી માન્યતા ઉપર આધારિત હતી કે સ્પર્ધા અને પરસ્પર દુશ્મનાવટ એ માનવ-સ્વભાવનાં મૂળભૂત તત્ત્વો છે. ડાર્વિને આ જ માન્યતાને જીવશાસ્ત્રના ક્ષેત્રમાં પોતાના સ્પર્ધાત્મક "જીવન-સંઘર્ષ"ના સિદ્ધાંત દ્વારા વાચા આપી. રિકાર્ડો જેવા અર્થશાસ્ત્રીઓએ એને અર્થકારણના ક્ષેત્રમાં અનુવાદિત કરી. પાછળથી ફ્રોઈડે જાતીય વાસનાઓની બાબતમાં પણ આ જ માન્યતાને આગળ કરી. "આર્થિક" માનવ અને "જાતીય" માનવ એ બેઉ કલ્પના સગવડ ખાતર

ઉપજાવી કાઢેલી છે. તેમાં માણસ ઉપર એવા સ્વભાવનું આરોપણ કરવામાં આવ્યું છે કે તે અતડો, સમાજવિરોધી, લોભી અને પ્રતિસ્પર્ધામાં રાચનારો છે. અને એટલે પછી મૂડીવાદ એ આવા માની લીધેલા માનવ-સ્વભાવને સંપૂર્ણ-પણે અનુરૂપ એવી સમાજરચના લાગે છે, અને તેથી કોઈ પણ જાતની સમાલોચના કે ટીકાથી તે પર મનાય છે. પરંતુ આ એક વિકૃત માન્યતા છે.

આપણી આજની સમાજવ્યવસ્થા અંગે આપણે તટસ્થ-પણે વિચાર કરવો જોઈએ. માનવ-સ્વભાવ અને તેમાંથી ઉદ્‌ભવતી તેની જરૂરિયાતોને ખ્યાલમાં રાખીને આપણે વિચારવું જોઈએ કે આજની સમાજવ્યવસ્થા માણસના વિકાસ માટે પોષક છે કે અવરોધક છે. મોટા ભાગના લેખકોએ આધુનિક સમાજવ્યવસ્થાનાં ઘણાં ગુણગાન ગાયાં છે, એટલે આ પુસ્તકમાં હું આજના સમાજનાં સારાં લક્ષણો દર્શાવવા ઉપર ખાસ ધ્યાન નહીં આપું, પણ તેનાં જે કેટલાંક રોગિષ્ઠ લક્ષણો છે, જેના તરફ અત્યાર સુધી ઝાઝું ધ્યાન ગયું નથી, તે દર્શાવવાનો જ વધુ પ્રયત્ન કરીશ.

## ૫

# મૂડીવાદી સમાજમાં માનવી

### સામાજિક ઢાંચો

**મા**નસિક સ્વાસ્થ્ય અંગે આપણે જો કાંઈ અર્થપૂર્ણ રીતે વિચારવું હોય તો તે માત્ર કલ્પનામાં જ ન વિચારી શકાય. હવે જો આપણે આધુનિક માનવીના માનસિક સ્વાસ્થ્ય અંગે વિચારવું હોય, અને તેની જીવનપદ્ધતિનાં કયાં તત્ત્વો માનસિક અસ્વસ્થતા માટે જવાબદાર છે અને કયાં તત્ત્વો માનસિક સ્વાસ્થ્યને પોષક છે એ જોવું હોય, તો આપણી આજની ઉત્પાદન-પદ્ધતિ તથા સામાજિક અને રાજકીય વ્યવસ્થા માણસના સ્વભાવ ઉપર શી અસર કરે છે, તેનો અભ્યાસ કરવો પડશે. આજની પરિસ્થિતિમાં જીવતા અને કામ કરતા સામાન્ય માણસના વ્યક્તિત્વનું એક ચિત્ર પણ આપણી નજર સમક્ષ ઊપસવું જોઈશે. આવી રીતે એક વાર "સામાજિક ઢાંચા"નું એક ચિત્ર આપણી સામે આવશે, તે પછી જ તેના આધારે આપણે

આધુનિક માનવીના માનસિક સ્વાસ્થ્ય અને સ્વસ્થતા અંગે કાંઈ પણ અભિપ્રાય આપી શકીશું.

આ સામાજિક ઢાંચો એટલે શું ? એકની એક સંસ્કૃતિ હેઠળ રહેતા લોકોની વ્યક્તિગત ખાસિયતો, રહેણીકરણી વગેરેમાં ફરક હોય છે, તેમ છતાં અમુક ખાસિયતો એવી હોય છે જે મોટા ભાગના લોકોમાં એકસરખી જણાય છે. દરેક સમાજની એક આગવી મુદ્રા હોય છે. આને હું "સામાજિક ઢાંચો" કહું છું. આ સામાજિક ઢાંચો સમાજના સભ્યોની શક્તિઓને એવી રીતે ઘડે છે કે એમને અમુક પ્રકારના વહેવારની એક આદત પડી જાય છે. એ મુજબ વર્તવું કે ન વર્તવું તે એમને માટે કોઈ સભાન નિર્ણયની બાબત નથી રહેતી, પણ તેઓ એ રીતે જ વર્તવા માગે છે અને વળી પોતાના સમાજ ને સંસ્કૃતિની આવશ્યકતા મુજબ વર્તવામાં તેઓ સંતોષ પણ અનુભવે છે. અર્થાત્ અમુક સમાજની અંદરની માનવશક્તિને એ સમાજના વહેવાર માટે વાળવી ને ઘડવી તે સામાજિક ઢાંચાનું કામ છે.

દાખલા તરીકે સ્વતંત્ર માનવીની શક્તિને આટલી હદે કામ કરવા માટે ધૂંસરીએ ન જોડી હોત તો આજનો ઔદ્યોગિક સમાજ પોતાનાં ધ્યેય સિદ્ધ ન કરી શકયો હોત. માણસને એવી રીતે ઘડવાનો હતો કે તે પોતાની મોટા ભાગની શક્તિ કામ કરવામાં ખર્ચવા માટે હમેશાં ઉત્સુક રહે, શિસ્ત પાળે, વ્યવસ્થા ને નિયમિતતા જાળવે. દરેક માણસે જો રોજ સભાનપણે નિર્ણય કરવાનો હોત કે મારે આજે કામ પર જવું કે નહીં, સમયસર પહોંચવું કે નહીં, તો સમાજનો વહેવાર સરળપણે ચાલી શકત નહીં. અથવા ધમકી કે બળજબરીથીયે કામ સરત નહીં, કેમ કે આધુનિક

ઔદ્યોગિક સમાજની અંદરનાં કામો જોરજુલમથી કરાવાયેલ વેઠ દ્વારા થઈ શકે તેમ જ નથી. તેથી કામ કરવાની તેમ જ નિયમિતતા ને વ્યવસ્થિતપણું જાળવવાની આવશ્યકતા એ એક અંદરની જ "લગની" બની જવી જોઈએ. આનો અર્થ એ કે સમાજે એક એવો સામાજિક ઢાંચો ઊભો કરવો જોઈએ, જેમાં આવી લગની અંતર્ગત હોય.

સામાજિક ઢાંચાનું ઘડતર અનેક બાબતો પર આધાર રાખે છે. ઉત્પાદનની પદ્ધતિ સામાજિક સંબંધો પર અસર કરતી હોય છે. એ જીવનપ્રણાલિ અને જીવનવ્યવહારનેય આકાર આપતી હોય છે. ધાર્મિક, રાજકીય ને તત્ત્વજ્ઞાનાત્મક વિચારો પણ સામાજિક ઢાંચાને ઘડવામાં મહત્ત્વનો ફાળો આપે છે. માણસનો સ્વભાવ પણ પોતાનો ભાગ ભજવે જ છે.

આમ, પશ્ચિમના આધુનિક માણસના વ્યક્તિત્વને જે ઘડે છે અને તેના માનસિક સ્વાસ્થ્યમાં ખલેલ પહોંચાડવા માટે જે જવાબદાર છે, તે આજના ઔદ્યોગિક સમાજમાંની સામાજિક-આર્થિક પરિસ્થિતિ અંગે વિચાર કરતાં પહેલાં ઉત્પાદનની મૂડીવાદી પદ્ધતિનાં—ઔદ્યોગિક યુગમાંના "અકરાંતિયા સમાજ"નાં કેટલાંક ખાસ લક્ષણો સમજવા જરૂરી છે. તેના આધારે પછી આપણને આજના પશ્ચિમના સમાજના માનવીના સામાજિક ઢાંચાનું પૃથક્કરણ કરવાનું સરળ થશે.

## મૂડીવાદી વ્યવસ્થામાં માનવીનું સ્થાન

### ( ૧ ) સત્તરમી અને અઢારમી સદીનો મૂડીવાદ

પશ્ચિમમાં ૧૭મા ને ૧૮મા સૈકાથી મૂડીવાદી અર્થવ્યવસ્થાનો પ્રભાવ રહ્યો છે. તે અર્થવ્યવસ્થામાં ત્યારથી તે આજ સુધીમાં ઘણા ફેરફારો જરૂર થયા છે, તેમ છતાં તેનાં કેટલાંક લક્ષણો આ આખાયે ગાળામાં કાયમ રહ્યાં છે. આ સામાન્ય લક્ષણોને અનુલક્ષીને આ ગાળાની અર્થવ્યવસ્થાને મૂડીવાદી અર્થવ્યવસ્થા તરીકે ઓળખવાનું યોગ્ય ગણાશે.

ટૂંકમાં આ સામાન્ય લક્ષણો આ પ્રમાણે છે : ૧–રાજકીય તેમ જ કાયદાની દૃષ્ટિએ માણસ સંપૂર્ણપણે સ્વતંત્ર છે. ૨–આ સ્વતંત્ર માણસો ( મજૂરો ને નોકરો ) શ્રમના બજારમાં મૂડીના માલિકને પોતાનો શ્રમ વેચે છે. ૩–ચીજવસ્તુનું એક ખુલ્લું બજાર હોય છે, જેના વડે ચીજવસ્તુના ભાવો નક્કી થાય છે અને ચીજવસ્તુના વિનિમયનું નિયમન થાય છે. ૪–મુખ્ય સિદ્ધાંત એ સ્વીકારવામાં આવ્યો છે કે દરેક વ્યક્તિ પોતાના માટે નફો મેળવવાના હેતુથી પ્રવૃત્તિ કરે છે અને છતાં એમ ધારી લેવામાં આવ્યું છે કે અનેકોની સ્પર્ધાત્મક પ્રવૃત્તિઓના પરિણામે છેવટે સહુને વધારેમાં વધારે લાભ પ્રાપ્ત થાય છે.

છેલ્લાં ત્રણ-ચાર સૈકામાં ઉપરનાં લક્ષણો સર્વસામાન્ય જણાયાં છે. પરંતુ શરૂઆતથી તે અત્યાર સુધીમાં ધીમે ધીમે જે ફેરફારો થયા છે તે આખી પ્રક્રિયા તપાસવાનું યે મહત્ત્વનું છે. ૧૭મા ને ૧૮મા સૈકામાં મૂડીવાદના આરંભના

દિવસોમાં બે લાક્ષણિક બાબતો ખાસ નજરે ચઢી આવે છે: ઓગણીસમી અને વીસમી સદીની સરખામણીમાં ત્યારે ઉદ્યોગ અને યંત્રવિદ્યા હજી બાલ્યકાળમાં હતાં. વળી આ ગાળાની આર્થિક પ્રવૃત્તિઓ ઉપર મધ્યયુગની સંસ્કૃતિના વિચારો ને પ્રણાલીઓની સારી એવી અસર હતી. દાખલા તરીકે, કોઈ વેપારી ઓછા ભાવનું કે એવું કોઈ પ્રલોભન આપીને બીજાના ઘરાકોને લલચાવે તે અનૈતિક ને ખરા ખ્રિસ્તીને ન શોભે એવું કૃત્ય મનાતું. ૧૭૪૫માં પ્રસિદ્ધ થયેલ એક પુસ્તકમાં કહેવાયું છે કે 'આ ઓછા ભાવે વેચવાની પ્રવૃત્તિ એટલી શરમજનક હદે વધી ગઈ છે કે અમુક વેપારીઓ તો છડેચોક એવી જાહેરાત કરે છે કે અમે બીજાઓ કરતાં આટલા ઓછા ભાવે વેચીશું!'

ઉપરના પુસ્તકમાં એક કિસ્સોયે નોંધાયેલો છે. એક વેપારી પાસે તેના હરીફો કરતાં વધુ પૈસા હતા અને તેથી તેને ઉધાર લેવાની જરૂર પડતી નહોતી. તેણે સીધો ઉત્પાદક પાસેથી માલ ખરીદ્યો, પોતે જ તેની હેરફેર કરી, અને પોતે જ સીધો તે માલ છૂટક વેપારીને વેચ્યો. તેથી છૂટક વેપારી તે માલ બીજાઓ કરતાં થોડા ઓછા ભાવે વેચી શક્યો. આ કિસ્સા ઉપર ટીકા કરતાં પુસ્તકમાં લખ્યું છે કે આનું પરિણામ એટલું જ કે આ "લોભી માણસ" વધુ પૈસાદાર બન્યો, અને બીજો માણસ પોતાનું કાપડ કંઈક સસ્તા ભાવે ખરીદી શક્યો. પરંતુ આ "તદ્દન નજીવા લાભ"ના સાટામાં બીજા વેપારીભાઈઓને કેટલું બધું નુકસાન થયું! આખાયે અઢારમા સૈકા દરમ્યાન જર્મની અને ફ્રાન્સમાંયે હરીફાઈ ખાતર ઓછા ભાવે વેચવાની મનાઈ હતી, એમ જોવા મળે છે.

એ દિવસોમાં લોકો નવાં યંત્રો પ્રત્યે કેવા શંકાશીલ હતા તે જાણીતું છે. એમને ભય હતો કે આ યંત્રો માણસ પાસેથી કામ ઝૂંટવી લેશે. કોલબર્ટે યંત્રોને "મજૂરોના દુશ્મન" કહેલા, અને મોંટેસ્કયુ કહે છે કે જે યંત્રો કામદારોની સંખ્યામાં ઘટાડો કરે છે તે "દુષ્ટ" છે. આ બધાં જે વલણો છે તે સદીઓ સુધી માણસના જીવન માટે માર્ગદર્શક બની રહેલા સિદ્ધાંતો પર આધારિત છે. તેમાંનો સૌથી મહત્ત્વનો સિદ્ધાંત એ હતો કે સમાજ અને અર્થવ્યવસ્થા આખરે માણસને માટે છે, અને નહીં કે માણસ એમને માટે. સમાજના કોઈ પણ વર્ગને હાનિકારક હોય એવો ગમે તેવો આર્થિક વિકાસ તંદુરસ્ત નહોતો ગણાતો. અલબત્ત, એ ખરું કે પરંપરાગત રૂઢિઓને વળગી રહેવું અને તેમાં કાંઈ પણ ફેરફાર થાય તો તે નુકસાનકારક જ નીવડે એવું માનસ પણ આમાં થોડેઘણે અંશે કામ કરતું હશે.

## (૨) ઓગણીસમી સદીનો મૂડીવાદ

ઓગણીસમી સદીમાં આ પરંપરાગત વલણ ઝપાટાબંધ બદલાતું જાય છે. અરમાનો ને કઠણાઈઓ ભરેલી જીવંત વ્યક્તિ અર્થવ્યવસ્થામાંનું પોતાનું કેન્દ્રસ્થાન વધુ ને વધુ ગુમાવતી જાય છે અને તેની જગ્યાએ વેપાર અને ઉત્પાદન કેન્દ્રસ્થાને આવતાં જાય છે. આર્થિક ક્ષેત્રની અંદર બધી બાબતો માણસને ખ્યાલમાં રાખીને વિચારવાનું બંધ થતું જાય છે. ઓગણીસમી સદીના મૂડીવાદનું સૌથી વધુ લાક્ષણિક તત્ત્વ છે, મજૂરનું તદ્દન નિષ્ઠુર શોષણ. લાખો મજૂરો ભૂખમરાની અણી પરનું જીવન ગાળે તે સાવ સ્વાભાવિક મનાવા લાગ્યું. મૂડીનો માલિક નફો મેળવવા માટે પોતે

રોકેલા શ્રમજીવીઓનું વધુમાં વધુ શોષણ કરે તેમાં નૈતિક દૃષ્ટિએ કશું અયોગ્ય ન લાગ્યું. મૂડીદાર અને શ્રમજીવી વચ્ચે ભાગ્યે જ કશી માનવીય એકતાની ભાવના રહી. આર્થિક જંગલના કાયદાની આણ બધે પ્રવર્તી રહી. આગલી સદીના નીતિમત્તાના બધા ખ્યાલોને કોરાણે મૂકી દેવામાં આવ્યા. વેપારીઓની અંદરોઅંદરની ગળાકાપ સ્પર્ધા મજૂરોના શોષણની જેમ જ અમર્યાદપણે ને નિષ્ઠુરતાથી ચાલી. " દરેક પોતપોતાનો નફો વધારવાનો ખ્યાલ રાખશે તો સરવાળે સહુનું ભલું થશે " એવો મૂડીવાદી સિદ્ધાંત માણસની બધી પ્રવૃત્તિઓનો માર્ગદર્શક સિદ્ધાંત બન્યો.

ઓગણીસમી સદીમાં બજાર એ સૌથી મુખ્ય નિયામક-બળ બન્યું. પરંપરાગત નીતિમત્તાના ખ્યાલોથી એ તદ્દન પર હતું. દરેક માણસ એમ માને છે ખરો કે એ પોતે પોતાના હિતનો વિચાર કરીને વર્તી રહ્યો છે, પણ ખરું જોતાં તો એ બજારના તેમ જ યંત્રવત્ અર્થતંત્રના વણલખ્યા નિયમોથી જ દોરવાતો હોય છે. વ્યક્તિગત મૂડીદાર પોતાની ઇચ્છાથી જ પોતાનો ધંધો વધારે છે એવું નથી, પણ તેને તેમ કરવાની ફરજ પડે છે; કારણ કે કાર્નેગીએ કહ્યું છે તેમ એ જો પોતાનો ધંધો વિકસાવવાનું બંધ કરે તો તેણે મંદી ભોગવવી પડે. ધંધો જેમ જેમ વધતો જાય તેમ તેમ આપણી ઇચ્છા હોય કે ન હોય તોયે આપણે તેને વધારતા જ જવું પડે. આમ માણસની સ્વતંત્રતા ધીરે ધીરે ઓછી થતી ચાલી, અને અર્થતંત્રનો નિયમ તેના માથે સવાર થવા લાગ્યો. વીસમી સદીમાં આ સ્થિતિ એની પરાકાષ્ઠાએ પહોંચી.

આજે હવે માત્ર બજારનો કાયદો જ માણસ ઉપર રાજ્ય નથી કરતો, તેની સાથે હવે વિજ્ઞાન અને યંત્રવિદ્યાનો વિકાસ પણ ભળ્યો છે. કેટલાય કારણસર આજે સ્થિતિ એવી ઊભી થઈ છે કે વૈજ્ઞાનિક એના કોયડાઓની પસંદગી નથી કરતો, બલ્કે કોયડાઓ જ સામેથી તેના ઉપર આવી પડે છે. તે એક કોયડો ઉકેલે છે, ત્યાં બીજા દસ ઊભા થાય છે. એ બધા કોયડાઓ ઉકેલવાની તેને ફરજ પડે છે. તેણે વધુ ને વધુ ઝડપથી આગળ વધતા જ રહેવાનું છે. ઔદ્યોગિક યંત્રવિદ્યાની બાબતમાંયે આવું જ છે. યંત્રવિદ્યાના વિકાસે વિજ્ઞાનના વિકાસની સાથે તાલ મેળવતા જ રહેવું પડે છે. પદાર્થવિજ્ઞાને આપણા ઉપર અણુશક્તિ લાદી; વિભાજન( fission )બૉંબના સફળ ઉત્પાદને આપણને હાઈડ્રોજન બૉંબ બનાવવાની ફરજ પાડી. આપણી સમસ્યાઓની પસંદગી આપણે નથી કરતા, આપણા ઉત્પાદનની ચીજવસ્તુઓની પસંદગી આપણે નથી કરતા; આપણે તો ધકેલાઈએ છીએ—શાનાથી ? એક એવી અર્થવ્યવસ્થા ને સમાજવ્યવસ્થાથી કે જેની સામે ન કોઈ હેતુ છે, ન કોઈ ધ્યેય છે, અને જેણે માણસને પોતાના હાથમાંની કઠપૂતળી બનાવી મૂકયો છે.

માણસની આ નિઃસહાયતા વિશે આગળ આપણે હજી ઘણું કહીશું. અત્યારે તો આપણે વિતરણ-વ્યવસ્થા રૂપે આધુનિક બજારના મહત્ત્વ વિશે થોડો વધુ વિચાર કરીશું; કેમકે મૂડીવાદી સમાજમાં બજાર માનવ સંબંધોના વિકાસમાં પાયારૂપ ભાગ ભજવે છે.

સમાજની અંદરની સાધનસંપત્તિ જો તેના બધા સભ્યોની ખરેખરી જરૂરિયાતના પ્રમાણમાં હોય તો તો તેની

વહેંચણીનો કોઈ પ્રશ્ન જ ઊભો ન થાય. દરેકને પોતાને જેટલું જોઈએ તેટલું તે લઈ શકે. પરંતુ આદિકાળના સમાજને બાદ કરતાં આવી પરિસ્થિતિ માનવજાતના ઇતિહાસમાં આજ સુધી ક્યારેય ઊભી થઈ નથી. જરૂરિયાતોનું પ્રમાણ ચીજવસ્તુઓ કરતાં હમેશાં વધુ જ રહ્યું છે. અને તેથી તેની વહેંચણી કઈ રીતે કરવી તે માટે કાંઈક ને કાંઈક નિયમન ગોઠવવું જ પડે છે. કયા વર્ગની જરૂરિયાતો પૂરેપૂરી સંતોષવી અને કયા વર્ગને ઓછી જરૂરિયાતોથી ચલાવવા કહેવું? પહેલાંના અત્યંત વિકાસ પામેલા સમાજોમાં આ નિર્ણય બળાબળના આધારે થતો. કેટલાક વર્ગો પાસે સમાજની સર્વોત્તમ સાધનસંપત્તિ પોતાના ઉપભોગ માટે આંચકી લેવાની સત્તા હતી. તેઓ અન્ય વર્ગોને માથે કાળજાતોડ અને ગંદું કામ નાખતા અને એમને ઓછો ભાગ આપતા. આ સત્તાનો ઉપયોગ ઘણી વાર સામાજિક ને ધાર્મિક પરંપરાનો આશરો લઈને થતો. અને એ એક એવું જબ્બર માનસિક પરિબળ હતું કે મોટે ભાગે શારીરિક બળની ધમકી આપવાની જરૂર જ રહેતી નહીં.

બજારનું આધુનિક અર્થતંત્ર એ ચીજવસ્તુના વિતરણ માટેનું એક સ્વયંસંચાલિત તંત્ર છે, જેને કારણે સમાજમાં બળનો ઉપયોગ નિવારી શકાય છે. અલબત્ત, બળનો આ અભાવ વાસ્તવિક કરતાં દેખાવનો વિશેષ છે. મજૂરે બજારમાં એને જે પગાર આપવામાં આવે તે સ્વીકારી લેવો પડે છે. પોતાનું જીવન ટકાવી રાખવા માટે તેને તેમ કરવાની ફરજ પડે છે. એટલે વ્યક્તિની "સ્વતંત્રતા" એ મોટે ભાગે ઝાંઝવાના જળ જેવી જ છે. એને ખબર છે કે કોઈ દેખીતું બાહ્ય પરિબળ તેને અમુક શરતો સ્વીકારી લેવાની ફરજ પાડતું નથી. પરંતુ

તેની પીઠ પાછળ બજારનું જે ગુહ્ય પરિબળ કામ કરી રહ્યું છે તેને વિશે તે ઓછો સભાન છે. પરિણામે તે એમ માને છે ખરો કે હું સ્વતંત્ર છું, પણ ખરું જોતાં તે સ્વતંત્ર છે નહીં. જો કે બજારના અર્થતંત્ર દ્વારા ચાલતી આ મૂડીવાદી વિતરણ-વ્યવસ્થા વર્ગીય સમાજમાંની બીજી કોઈ વ્યવસ્થા કરતાં તો સારી જ છે, કેમ કે વ્યક્તિની રાજકીય સ્વતંત્રતા માટે એ આધારરૂપ છે. આવી કંઈક રાજકીય સ્વતંત્રતા એ મૂડીવાદી લોકશાહીનું એક લક્ષણ છે.

પોતાની ચીજવસ્તુ વેચવા માગતી અનેક વ્યક્તિઓ વચ્ચેની સ્પર્ધા ઉપર બજારનું અર્થતંત્ર અવલંબેલું છે. ખાસ કરીને ઓગણીસમી સદીના ઉત્તરાર્ધમાં સ્પર્ધાની આ મનોવૃત્તિ વધતી ચાલી. પોતાના પ્રતિસ્પર્ધીને હડસેલીને આગળ નીકળી જવાની લાલસા માણસ પર સવાર થઈ બેઠી. અને તેથી દરેક માણસનું સમાજવ્યવસ્થામાં પોતાનું એક પરંપરાગત સ્થાન છે, જેમાં એણે સંતોષ માનવો જોઈએ—એવી સામંતયુગની મનોવૃત્તિ બિલકુલ પડી ભાંગી. દરેકે દરેક માણસ સમાજમાં સર્વોચ્ચ સ્થાન મેળવવા ખૂબ મથામણ કરવા લાગ્યો. જો કે એ સ્થાન તો મુઠ્ઠીભરના ભાગ્યમાં જ આવતું. આગળ નીકળી જવાની આ ગળાકાપ દોટમાં માણસ માણસ વચ્ચેની એકાત્મતા વિસારે પડી અને સામાજિક ને નૈતિક બધી જ મર્યાદાઓ અભરાઈએ ચઢાવાઈ ગઈ. આ સ્પર્ધાત્મક દોટમાં પહેલા આવવું તેમાં જ જીવનની સાર્થકતા ગણાવા લાગી.

મૂડીવાદી ઉત્પાદન-પદ્ધતિનું બીજું લક્ષણ એ છે કે તેમાં બધી જ આર્થિક પ્રવૃત્તિનું ધ્યેય છે—"નફો." મૂડીવાદની આ "નફાની પ્રેરણા" અંગે જાણે-અજાણે ઘણો ગૂંચવાડો ઊભો કરાયો છે. કહે છે કે આપણી આર્થિક પ્રવૃત્તિને પરિણામે

કાંઈક નફો થાય તો જ તેનો કાંઈ અર્થ છે. અર્થાત્ ઉત્પાદનમાં આપણને જેટલો ખર્ચ થયો હોય તેના કરતાં તેના વેચાણમાં વધુ રકમ મળવી જોઈએ. જો કે અગાઉના કોઈ પણ કારીગરનેય પોતાની ચીજનો ભાવ લેતી વખતે આ વાત ધ્યાનમાં તો રાખવી જ પડતી. ઉત્પાદન-કીમત અને વેચાણ-કીમત વચ્ચે કંઈક તફાવત રહે તો જ તેમાંથી મશિનરી વગેરેની મરામત તથા ઉદ્યોગના વિકાસ માટેના ખર્ચને પહોંચી વળી શકાય. પરંતુ મૂડીવાદી સમાજની સમસ્યા એ છે કે આજે ઉત્પાદન પાછળની આપણી પ્રેરણા ન તો સામાજિક ઉપયોગિતાની છે, કે ન કાર્યની પ્રક્રિયામાંથી આનંદ ને સમાધાન મેળવવાની છે. તેને બદલે ઉત્પાદન પાછળની એકમાત્ર પ્રેરણા આજે પોતે કરેલ મૂડી-રોકાણમાંથી વધારેમાં વધારે નફો મેળવવાની છે. પોતાની ચીજવસ્તુ ઘરાકને કેટલી ઉપયોગી છે તે વાતમાં મૂડીદારને કોઈ રસ હોવાની જરૂર નથી.

આજની અર્થવ્યવસ્થામાં માણસની આવકનો તે પોતે વ્યક્તિગત કેટલું કામ કે મહેનત કરે છે તેની સાથે કશો સંબંધ રહ્યો નથી. મૂડીનો માલિક કશું કામ કર્યા વિના કમાઈ શકે છે. "કામ મુજબ દામ"ને બદલે "પૈસો પૈસાને ખેંચી લાવે" એવી હાલત આજે છે. જેણે માત્ર મૂડી-રોકાણ કર્યું છે એવા ઔદ્યોગિક સાહસના માલિકની બાબતમાં આ વાત ખાસ નજરે ચઢી આવે એવી છે. તે આખાય ઉદ્યોગની માલિકી ધરાવતો હોય કે પછી તેના અમુક શૅયર ધરાવતો હોય, તેમાં કશો ફેર પડતો નથી. તે પોતે કશી મહેનત કર્યા વિના બીજાઓના કામમાંથી અને પોતાની મૂડીમાંથી નફો મેળવે છે. આ વાતને ન્યાયી ઠરાવવા માટે ઠાવકી દલીલો

તો ઘણી કરવામાં આવે છે. કહે છે કે તેને મળતો નફો એ તો તેણે મૂડી-રોકાણ કરીને ઉઠાવેલા જોખમ માટેનું વળતર છે; અથવા તો તેણે કરકસરથી બચત કરીને મૂડી એકઠી કરી છે માટે તેને નફો મળે તે વાજબી છે. પરંતુ આ દલીલો એટલી તો પાંગળી છે કે તેનો રદિયો આપવાનીયે ભાગ્યે જ જરૂર ગણાય. એ હકીકત તો સાવ દીવા જેવી સ્પષ્ટ છે કે મૂડીવાદી અર્થવ્યવસ્થા વ્યક્તિગત મહેનત કે ઉત્પાદક કામ કર્યા વિનાયે નફો કરવાની છૂટ આપે છે. વળી, જેઓ મહેનત કરે છે એમની બાબતમાં પણ તેઓ જે મહેનત કરે છે અને એમને જે આવક થાય છે, એ બે વચ્ચે કશો વાજબી અનુબંધ જળવાતો નથી. સમાજને માટે એક શિક્ષકનું કામ ડૉકટરના કામ જેટલું જ મહત્ત્વનું છે. અને શિક્ષકની વ્યક્તિગત મહેનત પણ ડૉકટર કરતાં ભાગ્યે જ ઓછી હશે. તેમ છતાં આવક તરફ જુઓ તો શિક્ષકની કમાણી એ ડૉકટરની કમાણીનો કેટલામો ભાગ હશે? ખાણમાં કામ કરતો મજૂર એ ખાણના મૅનેજર કરતાં કેટલું બધું ઓછું કમાતો હશે? અને આમ જોઈએ તો તેણે કેટલો બધો શ્રમ કરવો પડતો હોય છે! એને પોતાના કામમાં કેટલાં જોખમ વહોરવાં પડે છે! અને કેટલી બધી અગવડ વેઠીને તે કામ કરતો હોય છે!

વ્યક્તિનું કામ અને મહેનત તથા તેને માટે તેને મળતું આર્થિક વળતર એ બે વચ્ચે સમપ્રમાણનો અભાવ, એ મૂડીવાદી અર્થવ્યવસ્થાની લાક્ષણિકતા છે. આ વિષમતા એક બાજુ એશઆરામ અને બીજી બાજુ કંગાળિયત એવી બે ઉત્તર-દક્ષિણ ધ્રુવ જેવી અવસ્થામાં પરિણમે છે, જે નૈતિક દૃષ્ટિએ અસહ્ય છે. આ વિષમતાની ભૌતિક અસરો કરતાં

તેની નૈતિક ને માનસશાસ્ત્રીય અસરો પર હું વધારે ભાર મૂકું છું. આને કારણે કામનું અને મનુષ્યના શ્રમ તેમ જ કુશળતાનું મૂલ્યાંકન ઓછું થાય છે. વળી, જ્યાં સુધી મને મળતું વળતર મેં કરેલ મહેનતની મર્યાદામાં રહે છે ત્યાં સુધી મારી આકાંક્ષાઓ ને અભિલાષાઓ પણ મર્યાદામાં રહે છે. પરંતુ આને બદલે મારી મહેનતના પ્રમાણમાં મને જો અમર્યાદિત આવક થતી હશે તો મારી આકાંક્ષાઓ ને અભિલાષાઓને પણ કોઈ મર્યાદા રહેશે નહીં; કેમ કે પછી એ અભિલાષાઓની પૂર્તિ મારી પોતાની યોગ્યતા ને ક્ષમતા ઉપર અવલંબિત રહેવાને બદલે બજારની અમુક સ્થિતિઓ દ્વારા મને પ્રાપ્ત થતી તકો ને અવસરોની બાબત બની જાય છે. દાખલા તરીકે ખાવાની મારી ભૂખ મારા શારીરિક બંધારણ વડે સ્વયંનિયંત્રિત છે અને તેનું અમુક સંપૃક્ત બિંદુ પણ છે. જ્યારે મારી બીજી ભૂખો—જેવી કે મહત્ત્વાકાંક્ષા, સત્તાલાલસા વગેરે—ઉપર આવું કોઈ સ્વયં-નિયંત્રણ છે નહીં અને તેને લીધે જ તે બધી ભૂખો વધતી ને વધતી જ રહે છે અને આટલી બધી ખતરનાક નીવડે છે.

ઓગણીસમી સદીનો મૂડીવાદ ખરા અર્થમાં "ખાનગી" મૂડીવાદ હતો. માણસોએ વ્યક્તિગત રીતે નવી નવી તકો જોઈ અને ઝડપી લીધી, તેઓ કરકસરથી વર્ત્યા, એમણે નવી પદ્ધતિઓ શોધી, એમણે મિલકતો મેળવી અને ભોગવી. સ્પર્ધા અને નફા ઉપરાંત આ મિલકતો ભેળી કરવાનો આનંદ પણ ઓગણીસમી સદીના મૂડીવાદનું એક મુખ્ય લક્ષણ હતું. આ વૃત્તિ આજે હવે બહુ પ્રબળ જણાતી નથી. બીજી બધી વૃત્તિઓની જેમ આ સંઘરાની વૃત્તિનાંયે ભાવાત્મક ને અભાવાત્મક એમ બેઉ પાસાં છે. તેનાં ભાવાત્મક પાસાં

છે : વ્યવહારુ, કરકસરિયા, સાવચેત, સ્વ-નિર્ભર, સાવધાન, ચીવટભર્યા, અક્ષુબ્ધ, વ્યવસ્થિત, પદ્ધતિસર અને વફાદાર હોવું. જ્યારે આનાં જ અભાવાત્મક પાસાં છે : ટૂંકી દૃષ્ટિવાળા, કંજૂસ, શંકાશીલ, મંદબુદ્ધિ, ચિંતાતુર, વધુ પડતા ચીકણા, સુસ્ત, વેદિયા, દીર્ઘસૂત્રી અને સંઘરાખોર હોવું. આપણે જોઈએ છીએ કે અઢારમી અને ઓગણીસમી સદીમાં જ્યારે સંઘરાની વૃત્તિ આર્થિક પ્રગતિ માટેની આવશ્યકતા સાથે સંકળાયેલી હતી, ત્યારે ભાવાત્મક લક્ષણો પ્રબળ હતાં. પરંતુ આજે વીસમી સદીમાં તો મોટે ભાગે તેનાં કેવળ અભાવાત્મક પાસાં જ જોવા મળે છે.

માનવીય એકતાનો પરંપરાગત સિદ્ધાંત પડી ભાંગવાથી નવા પ્રકારનાં શોષણ ઊભાં થયાં. સામંતશાહી સમાજની અંદર પોતાની આણ હેઠળની પ્રજા પાસેથી ચીજ-વસ્તુઓ અને સેવાઓ મેળવવાનો સામંતનો દૈવી અધિકાર છે એમ મનાતું. પરંતુ સાથોસાથ પરંપરા અનુસાર તે પણ પોતાની પ્રજા માટે જવાબદાર ગણાતો. એમનું સંરક્ષણ કરવાની તેમ જ એમને અલ્પતમ જીવન-જરૂરિયાતો મળી રહે એ જોવાની એની ફરજ ગણાતી. આમ સામંતશાહી સમાજ એ અમુક અંશે પરસ્પરની માનવીય જવાબદારીવાળી વ્યવસ્થા હતી. તેને લીધે તેમાં જે શોષણ થતું તેમાંયે અમુક મર્યાદા રહેતી. જ્યારે ઓગણીસમી સદીમાં જે શોષણ થવા માંડ્યું તે આનાથી સાવ જુદા જ પ્રકારનું હતું. શ્રમજીવી કે પછી તેનો શ્રમ એ મૂડીદાર દ્વારા ખરીદાતી એક બજારુ ચીજ બની ગયો, અને ખરીદનાર તેનો પૂરેપૂરો ઉપયોગ કરતો. શ્રમના બજારમાં બરાબર કીમત ચૂકવીને તેને ખરીદવામાં આવ્યો હોવાને કારણે મૂડીદાર ઉપર તેને

પગાર આપવા સિવાય બીજો કોઈ બદલો વાળવાની જવાબદારી આવતી નથી. લાખો મજૂરો જો બેકાર હોય અને ભૂખમરાની અણી ઉપર હોય તો તે એમનું દુર્ભાગ્ય છે અથવા એમની ઊતરતી કુશળતાનું પરિણામ છે, કે પછી તે એક પલટી ન શકાય એવો સામાજિક ને સ્વાભાવિક નિયમ જ છે. શોષણ હવે વ્યક્તિગત રહ્યું જ નહોતું, બલ્કે જાણે અનામી જ બની ગયું હતું. જે કાંઈ થતું તે બજારના કાયદા અનુસાર જ થતું. તેને માટે ન કોઈ જવાબદાર હતું, ન કોઈ દોષિત હતું, કે ન કોઈ પરિસ્થિતિમાં કશું પરિવર્તન આણી શકે તેમ હતું. સમાજના જડબેસલાખ લોખંડી નિયમો સાથે આપણે જાણે કામ લેવાનું હતું.

વીસમી સદીમાં આ પ્રકારનું મૂડીવાદી શોષણ લગભગ બંધ થઈ ગયું છે. છતાં એ હકીકત નજર બહાર ન રહેવી જોઈએ કે ઓગણીસમી સદીની જેમ વીસમી સદીમાં પણ મૂડીવાદી અર્થવ્યવસ્થા "માણસનો માણસ દ્વારા ઉપયોગ" એ બધા વર્ગીય સમાજમાં જોવા મળતા સિદ્ધાંત પર જ રચાયેલી છે.

આજે આ શોષણનું સામાજિક અને રાજકીય સ્વરૂપ બદલાયું છે, પરંતુ જે હજીયે બદલાયું નથી તે એ કે મૂડીનો માલિક પોતાના નફાને માટે બીજા માણસોનો ઉપયોગ કરે છે. આમાં માણસની સાથે નિર્દયતાથી વર્તાય છે કે નહીં તે સવાલ નથી. મુખ્ય હકીકત એ છે કે એક માણસનું—એક જીવતી-જાગતી વ્યક્તિનું પોતાનું સ્વતંત્ર વ્યક્તિત્વ જેવું કશું રહેતું નથી, અને તે વ્યક્તિ બીજા માણસના કે પોતાની જાતના, કે તોતિંગ અર્થતંત્રનાં આર્થિક હિતો પાર પાડવા માટેનું સાધનમાત્ર બની જાય છે।

આની સામે સામાન્યપણે બે દલીલ કરવામાં આવે છે. એક તો એ કે આજે માણસ પોતે નોકરીમાં રહેવું કે નહીં તે બાબત સ્વતંત્ર છે. પરંતુ આ દલીલમાં એ વાત ભૂલી જવાય છે કે નોકરી સ્વીકારવા સિવાય માણસ પાસે બીજો કોઈ રસ્તો હોતો નથી, અને એક વાર માની પણ લઈએ કે કશી ખળજબરી વિના તે નોકરી સ્વીકારે છે, તોયે એ બાબતમાં તો કોઈ ફરક પડતો નથી કે આખરે તે "નોકર" જ છે, અર્થાત્ બીજાના હેતુને માટે તેનો ઉપયોગ થશે.

બીજી દલીલ એ છે કે સમાજજીવનમાં અમુક સામાજિક સહકાર અને શિસ્ત તો અનિવાર્ય છે. આ ખરું છે, પણ આમાંયે એક વાત ભુલાઈ જાય છે. સમાજમાં કોઈ પણ માણસ બીજા ઉપર સત્તા ધરાવતો ન હોય તો દરેક માણસ પરસ્પર સહકારના ધોરણે પોતાનું કામ કરી શકે. પતિ-પત્નીના સંબંધમાં કે બે મિત્રો વચ્ચેના સંબંધમાં આપણે આવો પરસ્પર સહકાર જોઈ શકીએ છીએ. તેમાં એક વ્યક્તિ બીજી ઉપર કોઈ સત્તા ધરાવતી નથી, પણ પ્રેમ, મૈત્રી કે માનવ એકતાની ભાવનાથી બેઉ પરસ્પર સહકાર કેળવે છે. જ્યારે શેઠ અને નોકરનો સંબંધ આ પ્રકારનો નથી. શેઠે નોકરની સેવા ખરીદી છે, અને એ તેની સાથે ગમે તેટલી સારી રીતે વર્તે તોયે છેવટે એ તેના પર સત્તા ધરાવે છે.

એક વ્યક્તિ બીજી વ્યક્તિના હાથમાંનું સાધન બની જાય એ વાત આ મૂડીવાદી અર્થવ્યવસ્થાનાં પ્રચલિત મૂલ્યોનું દ્યોતક છે. મૂડી (જે મૃત ભૂતકાળનું નિર્જીવ ખોળિયું છે) તે શ્રમ (જે વર્તમાનની જીવંત ચેતના ને પ્રાણશક્તિ છે) તેને રાજીએ રાખે છે. મૂડીવાદી મૂલ્યોના પિરામિડમાં મૂડી શ્રમ કરતાં ઉપરના સ્થાને છે. સ્થૂળ ચીજોના પરિગ્રહનું મૂલ્ય

ધબકતા જીવનની અભિવ્યક્તિ કરતાં ઊંચું મનાય છે. શ્રમ મૂડીના હાથમાંનું સાધન છે, અને નહીં કે મૂડી શ્રમના હાથમાંનું. જે માણસના હાથમાં "કેવળ" પોતાનું જીવન છે અને નર્યા માનવી તરીકેનું કળાકૌશલ્ય, ચેતના ને સર્જનાત્મક ઉત્પાદન-શક્તિ છે તેના પર મૂડીના માલિકની સત્તા ચાલે છે. સ્થૂળ ચીજો ચેતનવંતા માનવી કરતાં મોટી ગણાય છે. મૂડી અને શ્રમ વચ્ચેનો આ સંઘર્ષ એ માત્ર બે વર્ગો વચ્ચેનો કે ભૌતિક પેદાશોનો વધારે હિસ્સો મેળવવા માટેનો જ સંઘર્ષ નથી. તેના કરતાં તેમાં કંઈક વિશેષ છે. ખરેખર તો આ સંઘર્ષ એ જીવનમૂલ્યના બે સિદ્ધાંતો વચ્ચેનો સંઘર્ષ છે: એક બાજુ છે ઉપભોગની સ્થૂળ ચીજવસ્તુઓ ને તેનો પરિગ્રહ, અને બીજી બાજુ છે ચેતનવંતુ જીવન અને તેની સર્જનાત્મકતા.

ઓગણીસમી સદીમાં શોષણ ને સંઘરાખોરીના મૂડીવાદી વલણને લીધે માણસને ઘણી યાતના ભોગવવી પડી અને માનવીય ગૌરવને પણ આંચ આવી. તે વલણને લીધે જ યુરોપે માનવ મૂલ્યોની બિલકુલ ઉપેક્ષા કરીને આફ્રિકા ને એશિયાનું તેમ જ પોતાના ઘરઆંગણેના મજૂરવર્ગનું સાવ નિર્દયપણે શોષણ કર્યું.

તેથી માર્ક્સ અને બીજા સમાજવાદી વિચારકોએ શોષણ નાબૂદ કરવા ઉપર તેમ જ શ્રમજીવીને એક સ્વતંત્ર, મુક્ત ને આદરણીય વ્યક્તિનો દરજ્જો આપવા ઉપર ભાર મૂક્યો. તેઓનું માનવું એમ હતું કે જો આર્થિક શોષણ બંધ થશે અને શ્રમજીવી મૂડીદારના પ્રભુત્વમાંથી મુક્ત બનશે તો ઓગણીસમી સદીનાં બધાં દૂષણો દૂર થઈ જશે અને પછી તેની બધી સિદ્ધિઓ માનવજાત સંપૂર્ણપણે માણી શકશે.

ત્યાર બાદ અડધી સદી વીતી ગઈ છે અને તે દરમ્યાન આ સુધારવાદીઓની મુખ્ય માગણીઓ સંતોષાઈ ગઈ છે એમ આજે કહી શકાય. અમેરિકામાં જોઈએ તો સામાન્ય પ્રજાનું આર્થિક શોષણ એટલી હદે ઓછું થઈ ગયું છે, કે જેની માર્ક્સના જમાનામાં કોઈએ કલ્પનાયે નહીં કરી હોય. શ્રમજીવી વર્ગ આર્થિક વિકાસમાં પાછળ રહી જવાને બદલે રાષ્ટ્રીય સંપત્તિમાં વધુ ને વધુ હિસ્સો મેળવતો જાય છે. શ્રમજીવીની રાજકીય સ્થિતિમાં તેમ જ માનવી તરીકેના તેના દરજ્જામાં ખાસ્સો સુધારો થયો છે. ઉદ્યોગની વ્યવસ્થાની અંદર મજૂર "ભાગીદાર" બન્યો છે. બે-ત્રણ દાયકા અગાઉ તેને જેમ હુકમ આપી શકાતો હતો, તતડાવી શકાતો હતો ને હડધૂત કરી શકાતો હતો તેમ આજે થઈ શકતું નથી. પોતાનો ઉપરી જાણે સ્વર્ગેથી ઊતરી આવ્યો હોય એમ એ તેના તરફ હવે જોતો નથી. એ આજે હવે તેને પૂજતોય નથી કે ધિક્કારતોય નથી. હા, તેની ઈર્ષ્યા કરતો હશે. એ મૂડીદારની જેમ ઝટ પ્રગતિ કરવાનું તેનેય મન થતું હશે.

એટલે એક શાણા સમાજ માટે જે કાંઈ જોઈએ તે લગભગ બધું જ આપણને મળી ચૂક્યું છે. અને ઓગણીસમી સદી સાથે આજના દિવસોની સરખામણી કરનારને તો એમ જ લાગે છે કે આપણે ખૂબ પ્રગતિ કરી રહ્યા છીએ. એટલે તેવા લોકોને થાય છે કે આજે પ્રગતિમાં જો કાંઈ બાધા રૂપ હોય તો તે એક માત્ર સામ્યવાદી રાષ્ટ્રો અને તેમની રીતિનીતિ જ છે. પરંતુ ઓગણીસમી સદીના ચશ્માંથી ન જોનારને જરૂર એમ લાગે છે કે વાસ્તવમાં આપણી આશા ફળી નથી. હકીકતમાં તો એમ જોવા મળે છે કે ભૌતિક સમૃદ્ધિ અને રાજકીય ને સામાજિક સ્વતંત્રતા છતાંયે આજે

આપણો સમાજ માનસિક સ્વાસ્થ્યની દૃષ્ટિએ પહેલાં કરતાં વધુ પછાત છે. ' આજે હવે ખતરો માણસ ગુલામ બને તેનો નથી રહ્યો, પણ તે યંત્રમાનવ બની જાય તેનો છે, ' —અદલાઈ સ્ટીવન્સનનું આ મર્માળુ કથન કેટલું સાચું છે ! આમ જોઈએ તો આજે આપણે સ્વતંત્ર છીએ અને દેખીતી રીતે કોઈ સત્તાથી દબાયેલા નથી; પરંતુ મેંઢાશાઈની અનામી સત્તાનો ભય શું આજે આપણા માથા ઉપર સવાર નથી ? વ્યક્તિગત રીતે આજે આપણે કોઈના તાબેદાર નથી; પરંતુ સાથેસાથ આપણને આપણી પોતાની એવી કોઈ દૃઢ નિષ્ઠાઓ નથી, આપણું પોતાનું એવું કોઈ આગવું વ્યક્તિત્વ નથી, બિલકુલ આત્મપ્રત્યય નથી. તેથી આજના આપણા રોગની ચિકિત્સા માટે ઓગણીસમી સદીની વિચારસરણી મુજબ વિચારવાથી ચાલી શકે તેમ નથી. આપણે જો પશ્ચિમના જગતને તેની આજની વધતી જતી માનસિક બીમારીમાંથી ઉગારી લેવું હશે અને શાણા સમાજની સ્થાપના કરવી હશે, તો આજના જમાનાના મુખ્ય રોગોનું પહેલાં આપણે સ્પષ્ટ નિદાન કરવું પડશે. હવે વીસમી સદીમાં પશ્ચિમના માણસના સામાજિક ઢાંચાની ચર્ચા કરતી વખતે આપણે આવા નિદાન માટે પ્રયત્ન કરીશું.

## (૩) વીસમી સદીનો સમાજ

[ સામાજિક અને આર્થિક પરિવર્તનો ]

વીસમી સદીમાં ઔદ્યોગિક યંત્રવિદ્યા, અર્થવ્યવસ્થા અને સમાજરચનાની બાબતમાં ઘણાં પરિવર્તનો થઈ ગયાં છે. આમાંનાં અગત્યનાં પરિવર્તનો વિશે અહીં આપણે વિચાર કરીશું.

ઓગણીસમી સદી અને વીસમી સદી વચ્ચે સાથી વધુ ઊડીને આંખે વળગે એવો ફરક છે યંત્રવિદ્યામાંનો. ઉદ્યોગોની યંત્રસામગ્રીમાં આજે જબ્બર પરિવર્તન આવી ગયું છે. માનવીય શ્રમનું સ્થાન યંત્ર લેતું જાય છે એટલું જ નહીં, હવે તો માનવ-મગજને ઠેકાણે યાંત્રિક-મગજ પણ કામ કરતાં થઈ ગયાં છે. ૧૮૫૦માં ૧૫ ટકા માનવશક્તિ, ૭૯ ટકા પશુશક્તિ અને ૬ ટકા યંત્રશક્તિ ભૌતિક ઉત્પાદન માટે વપરાતી, જ્યારે ૧૯૬૦માં તે પ્રમાણ છે—૩ ટકા માનવશક્તિ, ૧ ટકો પશુશક્તિ અને ૯૬ ટકા યંત્રશક્તિ. આજે તો બધે સ્વયંસંચાલિત યંત્રોની જ બોલબાલા છે. તેને લીધે ઉત્પાદનની પ્રક્રિયામાં જ સમૂળગું પરિવર્તન આવી ગયું છે.

મૂળે તો મૂડીના વધતા જતા કેન્દ્રીકરણને પરિણામે ઉત્પાદન-પદ્ધતિમાં આટલું બધું યાંત્રિક પરિવર્તન આવ્યું છે અને હવે આ યાંત્રિક પરિવર્તન ફરી પાછું મૂડીના વધુ ને વધુ કેન્દ્રીકરણને જરૂરી બનાવતું જાય છે. નાના નાના ઉદ્યોગો ને પેઢીઓનાં સંખ્યા ને મહત્ત્વ ઘટતાં જાય છે અને તોતિંગ ઉદ્યોગો ને રાક્ષસકાય કંપનીઓનાં સંખ્યા ને મહત્ત્વ વધતાં જાય છે. આજે પરિસ્થિતિ એવી છે કે કુલ સાડા બાર કરોડની વસ્તીમાંથી માત્ર એક હજાર વ્યક્તિ અમેરિકાના અડધા ભાગના ઉદ્યોગો પર કબજો ધરાવે છે. ઓગણીસમી સદીની શરૂઆતમાં ૮૦ ટકા લોકો પોતાનો ધંધો કરતા, જ્યારે ૧૮૭૦માં ૩૩ ટકા અને ૧૯૪૦માં માત્ર ૨૦ ટકા લોકો પોતાનો સ્વતંત્ર ધંધો કરે છે. આજે કુલ કંપનીઓમાંથી માત્ર ૧ ટકો કંપની ઉદ્યોગધંધામાં કામ કરતા કુલ માણસોમાંથી અડધો-અડધ માણસોને કામ આપે છે. આના ઉપરથી કેન્દ્રીકરણ કેટલી હદે થયું છે તેનો ખ્યાલ આવશે.

આટલા બધા કેન્દ્રીકરણને પરિણામે બજાર ઉપર વાસ્તવમાં મોટી કંપનીઓનું જ વર્ચસ્વ જામી જાય છે. નાની કંપનીઓનાં ખરીદ-વેચાણ ઉપર એમની ઘણી જ અસર રહે છે. ઘણી વાર તો નાની કંપનીઓની આબાદી મોટી કંપનીઓની કૃપા ઉપર જ અવલંબેલી હોય છે. મોટી કંપનીઓ પાસે છડેચોક કોઈ ઇજારો ન હોય, તેમ છતાં બજારના ભાવ લગભગ એમના જ હાથમાં હોય છે. એમનાં રાજકીય લાગવગ ને વગવસીલો જબ્બર હોય છે. એટલે ઉપરના આંકડાઓથી જણાય છે તેના કરતાંયે આ મોટી કંપનીઓનું ઘણું વધુ પ્રભુત્વ સમાજ પર હોય છે. વળી, આને લીધે ખેડૂતો, સ્વતંત્ર ધંધાદારીઓ ને કારીગરોની સંખ્યા ઘટતી જાય છે અને નોકરોની ફોજ વધતી જાય છે. શ્રી. મિલે મર્મભેર કહ્યું છે તેમ હવે '...ચીજવસ્તુનું સંચાલન ઓછા જણ કરે છે; વધારે જણ તો માણસો, સંજ્ઞાઓ અને પ્રતીકો પાસેથી જ કામ લેવામાં રોકાયેલા છે.' વ્યવસ્થાપકોનો વર્ગ વધતો જાય છે. મોટી કંપનીઓમાં માલિકો જુદા અને મુખ્ય સંચાલકો ને વ્યવસ્થાપકો જુદા, એવુંયે બનતું જાય છે.

ઓગણીસમી સદી કરતાં બીજો એક પાયાનો ફરક એ છે કે આજનું આપણું આખુંયે અર્થતંત્ર મબલખ ઉત્પાદન અને મબલખ વપરાશના સિદ્ધાંત પર ગોઠવાયેલું છે. ઓગણીસમી સદીમાં સામાન્ય વલણ બચત કરવાનું અને કરજ કરીને ખર્ચો ન કરવાનું હતું, ત્યારે આજે તેનાથી સાવ ઊલટું જ છે. દરેક જણને બની શકે તેટલું વધુ ને વધુ ખરીદવા માટે લલચાવાય છે. તમારી પાસે બચત ન હોય તો કાંઈ નહીં, હપ્તે હપ્તે પૈસા ભરજો. જાહેરખબરો અને તરેહતરેહના

માનસશાસ્ત્રીય ઉપાયો દ્વારા ભૂરકી નાખીને પોતાની પેદાશોના વપરાશની ભૂખ ખૂબ ઉદ્દીપ્ત કરાય છે. શું યોગ્ય છે અને શું અયોગ્ય, શું સારું છે અને શું ખરાબ, એ જાણવાની હવે કશી જરૂર નથી; બજાર જ બધાનું નિયંત્રણ કરે છે.

બીજી એક વાતનો વીસમી સદીનો માનવી અનુભવ કરે છે, તે છે ઉત્પાદનનો ચમત્કાર. પહેલાંના કરતાં હજારગણી શક્તિઓ આજે માનવીના હાથમાં આવી છે. વરાળ, તેલ, વીજળી માનવીના દાસ બન્યાં છે. માનવી મહાસાગરો ને ખંડો પાર કરી જાય છે—શરૂમાં અઠવાડિયાઓમાં, પછી દિવસોમાં, અને હવે કલાકોમાં. ગુરુત્વાકર્ષણના નિયમને એ જાણે વટાવી ગયો છે, અને હવામાં ઊડવા લાગ્યો છે. રણોને એ ફળદ્રુપ પ્રદેશોમાં પલટી નાખે છે. વરસાદ માટે પ્રાર્થના કરવાને બદલે એ પોતે કૃત્રિમ વરસાદ વરસાવવા લાગ્યો છે. ઉત્પાદનના ચમત્કારમાંથી વપરાશનો ચમત્કાર જન્મે છે. હવે કોઈ પરંપરાગત અવરોધો વચ્ચે રહ્યા નથી. જેને જે મન થયું તે તે ખરીદી શકે છે, માત્ર ગાંઠમાં પૈસા જોઈએ. પરંતુ મોટા ભાગના લોકો પાસે પૈસા છે—અસલી નહીં નકલી મોતી માટે, બહારથી પારકર જેવી લાગતી સસ્તી પ્લેટો પેન માટે, ઉપરથી ભપકેદાર ને ખૂબ ખર્ચાળ લાગતાં પણ વાસ્તવમાં સસ્તાં ને હલકાં કપડાં માટે. બધું જ માણસની પહોંચમાં છે, બધું જ ખરીદી શકાય છે. બધું જ વાપરી શકાય છે. જેમાં આવો ચમત્કાર સર્જાયો હોય એવો સમાજ અગાઉ ક્યારેય હતો ખરો ?

માણસો એક સાથે સમૂહમાં કામ કરે છે. હજારો માણસોનો પ્રવાહ કારખાનાઓમાં અને ઑફિસોમાં કામ કરવા આવે છે. તેઓ મોટરમાં, બસમાં કે ટ્રેઇનમાં બેસીને

આવે છે. તેઓ એક સાથે કામ કરે છે—નિષ્ણાતોએ નક્કી કર્યા મુજબના તાલમાં, નિષ્ણાતોએ નક્કી કરી આપેલ પદ્ધતિથી, બહુ ઝડપથી નહીં ને બહુ ધીમેય નહીં, પણ એક સાથે; એક તોતિંગ યંત્રના વિવિધ ભાગો હોય તેમ. સાંજે આ માનવપ્રવાહ પાછો ફરે છે : તેઓ એકસરખાં છાપાં વાંચે છે, તેઓ રેડીઓ સાંભળે છે, તેઓ ચલચિત્રો જુએ છે, બધું જ એકસરખું—સૌથી ઉપરના માટે અને સૌથી નીચેના માટે, બુદ્ધિશાળી માટે અને મૂરખ માટે, શિક્ષિત માટે અને અશિક્ષિત માટે. ઉત્પાદન કરો, ઉપભોગ કરો, મોજ માણો—એક સાથે, એક તાલમાં, કાંઈ પૂછ્યાગાછ્યા વિના. એમનાં સહુનાં જીવતરનું આ ધ્રુપદ છે.

તો આપણા સમાજને આજે કયા પ્રકારના માણસો જોઈએ છે? વીસમી સદીના મૂડીવાદને કયો "સામાજિક ઢાંચો" બંધબેસતો થાય તેમ છે?

તેને આજે એવા માણસો જોઈએ છે, જેઓ વિશાળ સમૂહમાં ચૂં કે ચાં કર્યા વિના ભળી જાય, ભૌતિક ચીજ-વસ્તુઓનો વધુ ને વધુ ઉપભોગ એ જ જેમનું લક્ષ્ય હોય, અને જેમનાં શોખો ને અભિરુચિઓ જાણે એક બીબામાં ઢાળેલાં જેવાં હોય.

તેને આજે એવા માણસો જોઈએ છે, જેઓ કોઈ પણ સત્તા, સિદ્ધાંત કે અંતરાત્માથી પોતે સાવ સ્વતંત્ર ને મુક્ત છે એમ અનુભવે—તેમ છતાં સ્વેચ્છાએ ગાડરિયા પ્રવાહની જેમ દોરાય, યંત્રવત્ ચીંધ્યું કામ કરતા રહે અને સમાજના માળખામાં લગીરે ઘર્ષણ વિના બંધબેસતા થઈ

માણસ કશાયે દબાણુ વિના કઈ રીતે ધારેલી દિશામાં દોરાય, કોઈ પણ નેતાઓ વિના કઈ રીતે અનુસરતો રહે, કોઈ પણ ધ્યેય વિના કઈ રીતે પ્રેરાતો રહે—સિવાય કે એ એક પ્રવાહમાં તણાતો રહે : કામ કરવું છે, આગળ વધવું છે........?

[ સામાજિક ઢાંચામાંનાં પરિવર્તનો ]

અ. માનવ એક આંકડો !

આધુનિક માનવીના સામાજિક ઢાંચાનું પૃથક્કરણ જુદી જુદી બાબતોને કેન્દ્રમાં રાખીને થઈ શકે. મેં મારા પૃથક્કરણમાં "પરાયાપણા"ના લક્ષણને કેન્દ્રમાં રાખ્યું છે. આનાં બે કારણો છે. એક તો એ કે આ લક્ષણ આધુનિક માનવીના વ્યક્તિત્વના ઊંડામાં ઊંડા સ્તરને સ્પર્શે છે; અને બીજું એ કે આ લક્ષણ આજનું સામાજિક - આર્થિક માળખું અને આજના સામાન્ય માણસનું વ્યક્તિત્વ, એ બે વચ્ચેની આંતરપ્રક્રિયાનું દ્યોતક છે.

પરાયાપણાની ચર્ચાની શરૂઆત આપણે "આંકડાકરણ"ની પ્રક્રિયા વિશે વિચારવાથી કરીએ. મૂડીવાદના મૂળભૂત આર્થિક લક્ષણોમાંનું આ એક આગળ પડતું લક્ષણ છે.

પહેલાંનો કારીગર એક નાના અને પોતાને પરિચિત વર્તુળ માટે ચીજવસ્તુઓ બનાવતો. કારીગર અને વાપરનાર વચ્ચે સીધો સંબંધ રહેતો. એની બનાવેલી વસ્તુઓની કીમત એની સાદી રહેણીકરણી માટે જરૂરી એવા મહેનતાણાને આધારે નક્કી થતી. અનુભવથી એ જાણતો કે પોતાની ચીજની પડતર-કીમત કેટલી છે. તેના ધંધા માટે અટપટા હિસાબકિતાબ કે સરવૈયાની જરૂર રહેતી નહોતી.

એનાથી ઊલટું આજના ઉદ્યોગધંધા તો આંકડાઓની જાળગૂંથણી ને સરવૈયા વિના કલ્પી પણ નથી શકાતા. એ અગાઉની માફક જીવનની સીધી જરૂરિયાત સાથે સંકળાયેલા હોતા નથી. એમાં વચ્ચે પૈસો દાખલ થાય છે. કાચો માલ, યંત્ર-સામગ્રી, મજૂરી-ખર્ચ અને ઉત્પન્ન થયેલી વસ્તુ, એ બધું જ એના સરવૈયામાં આંકડા તરીકે ઓળખાવી શકાય છે. બધી બાબતોને રૂપિયા-આના-પાઈમાં ઘટાવાય છે, અને આર્થિક દૃષ્ટિએ લાભદાયી હોય એ જ પ્રવૃત્તિ સાર્થક લેખાય છે. પહેલાંનો વણકર કહેતો કે મારે આટલો કપાસ જોઈશે, આટલું સૂતર જોઈશે, હું ફલાણા માટે કપડું વણીશ. જ્યારે આજનો મિલમાલિક કહેશે કે આટલા રૂપિયાનું ઉત્પાદન કરવાનું છે, તેમાં આટલા રૂપિયા કાચા માલમાં લાગશે, આટલા રૂપિયા મજૂરીમાં જશે, આટલા રૂપિયા વ્યવસ્થા-ખર્ચમાં લાગશે. વણકર માટે જે રૂ, સૂતર કે ગ્રાહક હતાં તે બધાંને ઠેકાણે મિલમાલિકને એક જ વસ્તુ દેખાશે—આંકડા. એની બધી આર્થિક પ્રવૃત્તિઓ આંકડામાં બંધબેસતી હોવી જોઈએ.

આમ, આજની અર્થવ્યવસ્થામાં માણસ આંકડો બની જાય છે. આજના ઉદ્યોગપતિને પછી રૂપિયાના જ આંકડા ગણવા પડતા નથી, પણ ગ્રાહકો, શેરહોલ્ડરો, મજૂરો વગેરેના પણ આંકડા જ ગણવા પડે છે. રામજીભાઈને ને કાનજીભાઈને કામે રાખ્યા છે એમ નહીં, પણ કારખાનામાં ૨૦૦૦ મજૂર કામ કરે છે, ૫૦૦૦ મજૂર કામ કરે છે, એમ કહેવાય છે. મગનભાઈ ને શંકરભાઈ અમારા ઘરાક છે એમ નહીં, પણ ૫ લાખ ઘરાકો છે, ૧૦ લાખ ઘરાકો છે. માણસનું નામ નહીં, બસ બધે આંકડા જ આંકડા. આ બધા

માણસો તો એક તોતિંગ રાક્ષસકાય યંત્રના અસંખ્ય ભાગ રૂપ છે. માણસનું પોતાનું કોઈ આગવું અસ્તિત્વ નથી, એ તો એક સંખ્યા છે, એક આંકડો છે. અને આમ આંકડાઓને આધારે જ ગણતરીઓ થાય છે, બજારનાં વલણો વિશે અનુમાન કરાય છે, નિર્ણયો લેવાય છે.

આજે માંડ ૨૦ ટકા માણસો પોતાનો સ્વતંત્ર ધંધો કરતા હશે, બાકીના બીજા કોઈને માટે કામ કરે છે. એટલે એક વ્યક્તિની જિંદગી બીજા કોઈ ઉપર નિર્ભર છે, જે તેને રોજગારી કે પગાર આપે છે. પરંતુ "કોઈ વ્યક્તિ" ઉપર એમ કહેવાને બદલે "કોઈ તંત્ર" ઉપર નિર્ભર છે એમ કહેવું જોઈએ, કેમ કે કોઈ એક વ્યક્તિ નહીં પણ અમુક તંત્ર, અમુક સંસ્થા મજૂરને નોકરીએ રાખે છે. નોકર અને શેઠ વચ્ચે જીવંત વ્યક્તિગત સંપર્ક જેવું કશું છે નહીં.

બીજી એક વાત પણ ભૂલવા જેવી નથી : પહેલાં મોટે ભાગે વસ્તુઓનો અને સેવાઓનો વિનિમય થતો. પણ આજે બધે પૈસો આવી ગયો છે. બધાં જ કામનું ને સેવાનું મૂલ્ય આખરે પૈસામાં અંકાય છે. આર્થિક સંબંધોના આખાયે માળખાનું સંચાલન પૈસા દ્વારા જ થાય છે. એટલે આજે ખરું જોતાં ખેડૂત-વસ્તીને બાદ કરતાં કદાચ બીજું કોઈ પૈસા વિના થોડા દિવસ માટેય ન જીવી શકે. અને પૈસો એ નક્કર વસ્તુનું કે કામનું એક કલ્પિત મૂલ્યમાં રૂપાંતર છે.

મૂડીવાદી ઉત્પાદનમાં કામની વહેંચણી બેહદ વધી ગઈ છે. આધુનિક ઉદ્યોગમાં કામનું એટલું બધું વિભાજન થાય છે કે એક મજૂરે રોજ ને રોજ અમુક ચીજનો એકનો એક

ભાગ બનાવ્યે રાખવાનો હોય છે. તે ચીજ સાથે તેના પૂર્ણ સ્વરૂપમાં તો એ કયારેય સંપર્કમાં આવવાનો જ નહીં. એણે તો તેનો અમુક ભાગ બનાવવાના કામમાં જ એકાંગી નિપુણતા મેળવવાની. જે કામ માટે હજી યંત્ર શોધાયું નથી એવાં કામો યંત્રવત્ કરવાં એટલું જ આજના મજૂરનું કામ રહ્યું છે. આખીયે ચીજ સાથે બહુ બહુ તો મેનેજરને સંપર્કમાં આવવું પડતું હશે. પણ તેને માટેયે એ ચીજનું એક ચીજવસ્તુ તરીકે મહત્ત્વ હોવા કરતાં બજારમાં તેનાં કેટલાં દામ ઊપજશે, એ જ મહત્ત્વનું છે.

આ બધી બાબતો માત્ર આર્થિક ક્ષેત્ર પૂરતી જ મર્યાદિત રહેતી નથી. તેની અસર માણસના વ્યક્તિત્વ પર પણ પડે છે. એટલે પછી ચીજવસ્તુ પ્રત્યેનું, લોકો પ્રત્યેનુ, અને પોતાની જાત પ્રત્યેનું માણસનું વલણ પણ આવું જ થઈ જાય છે.

"ત્રણ કરોડનો પુલ," "વીસ પૈસાની પેન્સિલ," "દોઢસોની ઘડિયાળ"—આ રીતે વાત કરવાનું આજે સાવ સહજ થઈ ગયું છે. અને આ કેવળ વેચનાર ને ખરીદનારની દૃષ્ટિએ જ નહીં, પણ વસ્તુના વર્ણનના મુખ્ય અંગ તરીકે કહેવાય છે. જ્યારે આપણે કહીએ કે "ત્રણ કરોડનો પુલ", ત્યારે તેની ઉપયોગિતા કે મજબૂતાઈની વાતને તદ્દન ગૌણ બનાવી દઈ ને રૂપિયા-આના-પાઈમાં તેની કેટલી કીમત છે એ વાતને જ અણુઘટતું મહત્ત્વ આપી દઈએ છીએ. મારું કહેવું એમ નથી કે ઉપયોગિતા ને મજબૂતાઈ ઉપર પણ ધ્યાન અપાતું નથી. પરંતુ એટલું તો ખરું જ કે એ વાતને ગૌણ બનાવી દેવાય છે.

આ મનોવૃત્તિનું એક સુંદર ઉદાહરણ એક મોટી કંપનીના મુખ્ય સંચાલકના અહેવાલમાં મળી રહે છે. એ કંપનીએ હજી હમણાં જ એક મકાન ખરીદેલું, અને કંપનીની ઑફિસ તાજેતરમાં જ એ પોતાના મકાનમાં લઈ ગયેલા. સંચાલક પોતાના અહેવાલમાં કહે છે કે તેવામાં એને દલાલનો ફોન આવ્યો કે બીજી એક કંપનીને એ મકાન ખરીદવામાં રસ છે, અને તેથી તે મકાન જોવા માગે છે. સંચાલકને ખબર હતી કે પોતાની કંપનીની ઑફિસ હજી હમણાં જ નવા મકાનમાં ખસેડી હોવાથી વ્યવસ્થાપક-મંડળ તેને વેચી દેવા તૈયાર થાય એવી શક્યતા બહુ ઓછી હતી; તેમ છતાં આટલી વારમાં મકાનના ભાવ એકદમ વધી ગયા કે શું એ જાણવાનું પ્રલોભન તેઓ રોકી શક્યા નહીં, અને દલાલ સાથે આવેલ ઘરાકને આખાયે મકાનમાં ફેરવીને બધું બતાવવામાં એમણે એક-બે કલાક ગાળ્યા. તેઓ લખે છે: 'એમને ખૂબ જ રસ છે. આપણે મકાનમાં જેટલા પૈસા રોક્યા છે તેના કરતાં ઘણા વધારે આપવા તૈયાર છે. મકાન તેની પડતર કરતાં ઘણા વધારે ભાવે વેચાશે તે જાણીને વ્યવસ્થાપક-મંડળનાં ઉત્સાહ ને આત્મવિશ્વાસ ઘણાં વધવા ઘટે. જોઈએ, શું થાય છે તે.' મકાનની ઉપયોગિતા કરતાં બજારમાંનો તેનો ભાવ વધુ મહત્ત્વનો હતો! આ જ વૃત્તિ મોટરોની બાબતમાં જોવા મળે છે. વધુ ભાવ આવતાં જ એક-બે વર્ષમાં મોટર વેચી દેવાય છે. વસ્તુ સાથે માણસનો કોઈ સંબંધ કે અનુરાગ બંધાતો નથી. તેનો એ ઉપયોગ કરે છે ત્યારેયે એ વસ્તુ એને માટે બજારમાં વધુ ભાવ રળી આપતી એક ચીજ જ બની રહે છે.

અને જે વસ્તુઓ ખરીદી-વેચી શકાય તેમ ન હોય

તેમને પણ આ જ વાત લાગુ પડે છે. દાખલા તરીકે પૂરને લીધે તારાજી થશે તો અખબારમાં મથાળું આવશે : "રેલને કારણે દસ લાખ રૂપિયાનું નુકસાન." રેલને કારણે માણસોને જે દુઃખ ને મુસીબત વેઠવાં પડયાં તેનાં કરતાં તારાજ થયેલ માલમિલકતની બજારુ કીમત ઉપર આવી રીતે જાણે-અજાણે વધારે ભાર મુકાઈ જાય છે.

અને આના કરતાંયે વધુ વેધક દાખલો લો. "એક કરોડાધિપતિ મરી ગયો," એમ કહેવાથી માણસ જેવા માણસની કીમત પણ પૈસામાં અંકાઈ જાય છે! ખરી રીતે એક "માણસ" મરણ પામ્યો છે—માનવીય ગુણોવાળો, આશા-નિરાશાઓથી યુક્ત, બૈરીછોકરાંવાળો. પણ આ બધું જ કોરાણે મૂકીને આપણે માત્ર આર્થિક દૃષ્ટિએ તે માણસનું મહત્ત્વ કેટલું છે તેનાં પર જ ભાર મૂકીએ છીએ.

આવી જ રીતે આપણે કહીએ છીએ કે "તાતાએ આટલી મોટરો બનાવી" કે અમુક સેનાપતિએ "કિલ્લો સર કર્યો," કે "પ્રાણલાલ શેઠે મકાન બાંધ્યું." હવે, વાસ્તવિક રીતે જોઈએ તો તાતાએ એક પણ મોટર બનાવી નથી, એણે તો મોટરનું ઉત્પાદન કરવાનું આયોજન કર્યું છે, જેનો અમલ હજારો કામદારોએ કર્યો છે. સેનાપતિએ કદી કિલ્લો જીત્યો નથી, એણે તો લશ્કરના વડા મથક પર બેસીને હુકમો છોડયા છે અને તેના સૈનિકોએ લડીને કિલ્લો જીત્યો છે. પ્રાણલાલ શેઠ મકાન બાંધવા ગયા જ નથી, એમણે તો પૈસા આપ્યા છે, અને મજૂરોએ મકાનનું બાંધકામ કર્યું છે. અહીં કહેવાનો આશય એ નથી કે વ્યવસ્થા કરવી, માર્ગદર્શન આપવું, નાણાં પૂરાં પાડવાં વગેરે બાબતોનું મહત્ત્વ ઓછું છે. પરંતુ આજે આ બધી બાબતોને

અઘટિત મહત્ત્વ અપાઈ રહ્યું છે અને ખરું કામ કરનારાં તો સાવ વિસરાઈ જ જાય છે, એ બાબત ખાસ લક્ષમાં લેવાની છે.

આજે બધી બાબતનું સામાન્યીકરણ થઈ ગયું છે, વ્યક્તિનું, વસ્તુનું, પ્રસંગનું. પોતાનું આગવું વ્યક્તિત્વ જાણે સાવ ભુસાઈ જ ગયું છે. આપણે કહીએ છીએ—ત્રીજું મહાયુદ્ધ થશે તો કરોડો માણસો મરી જશે, દુનિયાની ત્રીજા ભાગની કે તેથીય વધારે વસ્તી નાશ પામશે, અબજો રૂપિયાનું રાષ્ટ્રીય દેવું આપણે માથે છે, હજારો કામદારો આ કારખાનામાં કામ કરે છે, લાખો માણસો સેંકડો શહેરોમાં વસે છે.

વળી, આપણે કહીએ છીએ કે "એન્જીનીઅર થનાર મહિને હજાર કમાઈ શકશે." અહીં જ્ઞાનનું મૂલ્ય પણ બજારમાં એની આર્થિક કીમત કેટલી ઊપજશે તેના આંકડામાં ઘટાવાઈ ગયું! "વિશ્વાસની મૂડી" એવો શબ્દ-પ્રયોગ પણ આપણે ઘણી વાર કરીએ છીએ. વિશ્વાસ જેવા માનવ ગુણને પણ આર્થિક પરિભાષામાં જ વર્ણવવો પડે શું?

આમ, આપણી બધી પ્રવૃત્તિઓના કેન્દ્રસ્થાને આજે માનવી નથી રહ્યો. માનવીય મૂલ્યોને આજે પ્રથમ સ્થાન નથી અપાતું. માનવીની દુનિયા આજે તેની પહોંચ-પકડમાં રહી નથી. તેનો દોર આજે માનવીના હાથમાંથી સરી ગયો છે.

આજે એવાં શસ્ત્રાસ્ત્રો આપણે ઊભાં કર્યાં છે કે જેથી એક માણસ લાખો સ્ત્રી-પુરુષ-બાળકોનો સંહાર કરી શકે. આ

માટે તેણે માત્ર એક બટન જ દબાવવું પડે. પોતે જે કરી રહ્યો છે તેની તેના પર કશી અસર ન થાય, કેમ કે જેમનો તે સંહાર કરે છે એમને તે નજરે જોતો જ નથી કે ન એમની સાથે તેનો કોઈ પરિચય પણ છે. જાણે તેના બટન દબાવવાની ક્રિયાને આ લાખોના સંહાર સાથે કશો સંબંધ જ નથી! એ જાણે યંત્રવત્ એક કૃત્ય કરે છે અને તે કૃત્યના પરિણામ સાથે તેને કોઈ નિસ્બત જ નથી!

વિજ્ઞાન, ઉદ્યોગધંધો, રાજકારણ આજે માનવતાના પાયા પર રહ્યાં જ નથી. માનવી આજે કેન્દ્રસ્થાનેથી ફેંકાઈ ગયો છે. પોતાના જીવનનું તેમ જ સમાજજીવનનું સુકાન આજે માનવીના હાથમાં રહ્યું નથી. અસલમાં માનવીએ જાતે ઊભાં કરેલાં પરિબળો આજે માનવીને જ ચકડોળે ચઢાવી રહ્યાં છે. આ ઝંઝાવાતમાં માનવી વાસ્તવિક જીવનથી અળગો ને અળગો થતો જાય છે. માનવી માત્ર એક આંકડો બની ગયો છે, સંખ્યા બની ગયો છે.

બ. પરાયાપણું

આ બધાં પરિબળોની માણસના વ્યક્તિત્વ ઉપર જે અસર થઈ છે, તેમાં માણસને આજે થતી પરાયાપણા (alienation)ની લાગણી ખાસ નોંધપાત્ર છે. આજે માણસ પોતાની જાત સાથે પણ પરાયાપણું અનુભવે છે. "અપનેમેં પરાયા"ની આ તીવ્ર લાગણી આજે માણસને હરાયો બનાવી મૂકે છે. પોતાની દુનિયાનો એ પોતે આજે કર્ણધાર રહ્યો નથી. એનાં કર્તૃત્વનો એ પોતે સ્વામી નથી રહ્યો, બલ્કે એનાં કર્મો જ એનાં સ્વામી બની બેઠાં છે. એણે પોતે ઊભાં કરેલાં પરિબળો આજે એને જ માથે ચઢી બેઠાં છે, અને

એમનો નચાવ્યો એ નાચે છે, પણ કશાયમાં પોતીકાપણું અનુભવતો નથી.

આજના સમાજમાં માનવીનું આ પરાયાપણું એનાં જીવનનાં લગભગ બધાં ક્ષેત્રોમાં વ્યાપી ગયું છે. માનવીના તેના કાર્ય સાથેના, જે ચીજવસ્તુઓ એ વાપરે છે તેની સાથેના, રાજ્ય સાથેના, પોતાના સાથી માનવો સાથેના, અને ખુદ પોતાની જાત સાથેના સંબંધમાં પણ આ પરાયા-પણું પ્રવર્તે છે. અગાઉ ક્યારેય નહોતી એવી માનવ-સર્જિત સૃષ્ટિ આજે માણસે ઊભી કરી છે. એ સૃષ્ટિને ચલાવવા માટે એણે એક જટિલ તંત્ર પણ ઊભું કર્યું છે. છતાં એનું પોતાનું જ આ સર્જન આજે એના જ માથા પર સવાર થઈ બેઠું છે. પોતે આ બધી સૃષ્ટિનો સર્જક છે, એનું મધ્ય-બિંદુ છે એવો અનુભવ થવાને બદલે પોતે સર્જેલા આ મહાકાય યંત્રાસુરનો પોતે ગુલામ છે એવો અનુભવ આજે માણસને થઈ રહ્યો છે. જેમ જેમ વધુ ને વધુ શક્તિશાળી ને ગંજાવર પરિબળોને એ છૂટાં કરતો જાય છે, તેમ તેમ એક માનવ વ્યક્તિ તરીકે પોતે પંગુ ને વિવશ બનતો જાય છે.

કારખાનામાં કામ કરતા મજૂરની આજે શી સ્થિતિ છે? તે એ કારખાનાનો એક સાંચો જ બની રહે છે. એની સ્થિતિ જાણે કઠપૂતળી જેવી છે. એણે હુકમ પ્રમાણે જવાનું, હુકમ પ્રમાણે આવવાનું, હુકમ હોય તેટલું હલનચલન કરવાનું હોય છે.

જે. જે. ગિલસ્પી પોતાના પુસ્તક "Free Expression in Industry"માં કહે છે તેમ : 'કારખાનાના મજૂરનું કામ વધુ ને વધુ વિચારશૂન્ય બનતું જાય છે. એકની એક ક્રિયા

એણે ફરી ફરી કર્યે રાખવાની હોય છે. આજની યાંત્રિક ઉત્પાદન-પદ્ધતિમાં પોતાની વિવેકબુદ્ધિ મુજબ વર્તવાનો તેને માટે કોઈ અવકાશ જ રહેતો નથી. આને કારણે જીવંત વ્યક્તિનું કામ પણ યંત્રવત્ બની જાય છે, જીવન મુરઝાય છે. પોતાના કામનો દોર પોતાના હાથમાં રાખવો, કંઈક નવું સર્જન કરવું, કંઈક નવું જાણવું, કંઈક સંશોધન કરવું, સ્વતંત્રપણે વિચારવું—આવી બધી માનવસહજ વૃત્તિઓ માટે કોઈ અવકાશ જ નથી રહ્યો. આનું અનિવાર્ય પરિણામ એ આવે છે કે મજૂર કાં તો ભાગી છૂટવા ઇચ્છે છે કાં તો અસમાધાનને લીધે તે ઝઘડાળુ બને છે. કામ વિશે એનામાં અરુચિ ને અણગમો પેદા થાય છે. ભાંગફોડની વૃત્તિ તેનામાં જન્મે છે અને તેનું માનસ વિકૃત બને છે.'

કારખાનાના મેનેજરની હાલત પણ મજૂર કરતાં બહુ જુદી નથી. તે કારખાનાની પેદાશ સાથે સમગ્રપણે સંબંધમાં આવે છે એ ખરું, પણ વસ્તુના મૂળભૂત મૂલ્યથી તો એ પણ વિખૂટો જ પડી ગયેલો હોય છે. એણે મૂડી-રોકાણમાંથી વધુ ને વધુ નફો કરી દેવાનો હોય છે. એણે જંગી બજારનો વિચાર કરવાનો હોય છે. ગ્રાહકોને કેમ લલચાવવા, અરે ઘણી વાર તો નવી પેદાશ માટે ઘરાકી ગમે તેમ કરીને કેમ ઊભી કરવી, એ તેણે જોવાનું હોય છે. તેણે જંગી મજૂર-મંડળો તથા જંગી સરકાર સાથે કામ પાડવાનું હોય છે. આમાં વ્યક્તિગત સંપર્કને બહુ ઓછું સ્થાન રહે છે. બધું જ અવૈયક્તિક બની જાય છે.

આની સાથે જ નોકરશાહીનો પ્રશ્ન સંકળાયેલો છે. મોટા ઉદ્યોગો અને સરકારનો વહીવટ નોકરશાહી મારફત ચાલે છે. નોકરશાહી તંત્રમાં કામ કરનારાઓ વસ્તુઓની

સાથોસાથ માણસોનો વહીવટ કરવામાંય કુશળ હોય છે. તંત્રની ગંજાવરતાને કારણે લોકો ને અમલદારો વચ્ચેનો સંબંધ બિલકુલ ઉપરછલ્લો બની જાય છે. પ્રજા એ નોકરશાહીને મન એક સાધન છે. પ્રજા વિશે એમના મનમાં ન રાગ છે, ન દ્વેષ, પણ બિલકુલ બિનઅંગત ઉદાસીન ભાવ હોય છે. એમણે માણસનો માણસ તરીકે નહીં, પણ સંખ્યા તરીકે કે જડ વસ્તુ તરીકે વિચાર કરવાનો હોય છે.

જેમ જેમ ઉદ્યોગનું કે રાજ્યનું કદ વધતું જાય છે તેમ તેમ મૅનેજરવર્ગ અને નોકરશાહીની જરૂર વધતી જાય છે. કામની બેહદ વહેંચણી થઈ જવાને કારણે કોઈ પણ એક વ્યક્તિને સમગ્રનો ખ્યાલ તો હોતો જ નથી અને જુદી જુદી વ્યક્તિઓ વચ્ચે કોઈ સ્વાભાવિક સહકાર કે સંકલન તો થતું નથી. તેથી આ મૅનેજરવર્ગ કે નોકરશાહી અનિવાર્ય છે, એમ મનાય છે. એમના વિના ચાલશે જ નહીં, અને થોડા વખતમાં બધું પડી ભાંગશે. એમના વિના બીજા નિઃસહાયતા અનુભવે છે, અને તેથી આ મૅનેજરવર્ગ અને નોકરશાહીનો લગભગ ઈશ્વર જેટલો આદર થવા લાગે છે. લોકોને એમ લાગે છે કે એમના વિના બધું ખેદાનમેદાન થઈ જશે અને અમે ભૂખે મરીશું. આ પણ એક જાતનું પરાયાપણું છે.

સ્વતંત્ર વેપારીની કે ધંધાદારીની શી સ્થિતિ છે ? એ પોતે પોતાના ધંધાનો માલિક છે, એ પોતે ધંધાનું સંચાલન કરે છે, ધંધાને લગતી બધી જ પ્રવૃત્તિઓ સાથે તે સમગ્રપણે સંકળાયેલો છે, પોતાના નોકરો સાથે તેને વ્યક્તિગત સંબંધ છે. પરંતુ એ પહેલાંના જેટલો સ્વતંત્ર નથી જ. એના મોટા હરીફોનો જબ્બર પ્રભાવ એના ઉપર પડે છે. હકીકતમાં એમના દોરવ્યા જ એણે દોરવાવું પડે છે. વળી, એ જે

દુનિયામાં રહે છે એનાં દૂષણોની અસરમાંથી એ પણ છટકી જઈ શકતો નથી. એ પણ પરાયાપણાની લાગણીનો શિકાર બને જ છે.

મોટા ઉદ્યોગોની માલિકી બાબતમાં તો આ પરાયાપણાનું તત્ત્વ સંપૂર્ણપણે પ્રવેશી ગયું છે. આજે મોટા ઉદ્યોગધંધાની માલિકીનો અર્થ શૅયરનું પતાકડું જ છે, જેના ભાવની શૅયર-બજારમાં વધઘટ થતી રહે છે. ધંધામાં એની કોઈ જવાબદારી નથી હોતી. હજારો શૅયરહોલ્ડરોમાંનો એ એક હોય છે. ધંધાનો એક સક્રિય માલિક હોવાને બદલે તે તેનો નિષ્ક્રિય ભાગીદાર માત્ર હોય છે. બંધારણીય રીતે શૅયરહોલ્ડર ઉદ્યોગનો માલિક છે ખરો, પણ વાસ્તવમાં ઉદ્યોગ પરનો કાબૂ તો વ્યવસ્થાપક, નોકરશાહી વગેરેના બનેલા એક જુદા જ વર્ગના હાથમાં ચાલ્યો ગયો છે.

ઉત્પાદનના ક્ષેત્રની જેમ ઉપભોગના ક્ષેત્રમાં પણ માનવી આજે પોતીકાપણું અનુભવતો નથી. પૈસા આપીને કોઈ પણ વસ્તુ તે ખરીદી શકે છે. ખરું જોતાં માણસ પોતાની મહેનતનું ફળ પોતે ચાખે ત્યારે એને ઉપભોગનો સાચો આનંદ મળે છે. પણ આજે એ બીજાની મહેનત ખરીદી શકે છે, અને એ ખરીદેલી મહેનતને ગમે તે રીતે વાપરી પણ શકે છે. મારી પાસે ખરીદવાના પૈસા છે કે નહીં, એ જ મુખ્ય વાત છે. મેં એ વસ્તુના નિર્માણ માટે કેટલી મહેનત કરી છે કે એ વસ્તુમાં મને કેટલો રસ છે અથવા તો એનો મને કેટલો ઉપયોગ છે, એ બાબતનું કશું જ મહત્ત્વ નથી. પછી હું જે ચીજવસ્તુનો વપરાશ કરું તેની સાથે મને પોતીકાપણું હોય ક્યાંથી? અને ઉપભોગનો ખરો આનંદ પણ મળે ક્યાંથી?

મારી પાસે પૈસા હોય તો હું ચિત્રકળાની કશીયે ગતાગમ વિના પણ સારામાં સારાં ચિત્રો ખરીદી શકું, સંગીતનો કક્કોય હું ન જાણતો હોઉં છતાં સરસમાં સરસ રેડીઓગ્રામ ખરીદી શકું, જ્ઞાન મેળવવાની લગીરે જિજ્ઞાસા ન હોય તોયે ઠઠારા ખાતર રૂડામાં રૂડું પુસ્તકાલય વસાવી શકું, અને મારું મન ફાવે તો એ બધું બાળીને ખાખ પણ કરી શકું. આર્થિક નુકસાન સિવાય તેમાં મને બીજું કોઈ નુકસાન થવાનું નથી. માત્ર મારી પાસે પૈસા છે તેને લીધે ગમે તે વસ્તુ મેળવવાનો અને મેળવેલી વસ્તુનો ગમે તે ઉપયોગ કરવાનો મને અધિકાર મળી જાય છે! ઉપભોગની આ માનવીય પદ્ધતિ નથી. ખાવાનું એને જ મળવું જોઈએ, જેને જીવવું છે. લાશને શીરાપુરી આપવાનો શો અર્થ? જેને કળાનું રસદર્શન છે, તેની કને કળાકૃતિઓ હોવી જોઈએ; જેને જ્ઞાનની પિપાસા છે, તેની પાસે જ્ઞાનનાં સાધનો હોવાં જોઈએ. આને બદલે જ્યાં વસ્તુનો ઉપભોગ, અને કયારેક તો કેવળ ડોળ ખાતર થતો તેનો સંઘરો, માણસના હાથમાં પૈસાના રૂપમાં કેટલી ખરીદશક્તિ છે તેના પર જ નિર્ભર રહેતો હોય, ત્યાં માણસ હરાયો બની જાય છે.

પૈસો વસ્તુની પ્રાપ્તિ અને ઉપભોગની પ્રક્રિયામાં કેવું પરાયાપણું સર્જે છે, એ વાત કાર્લ માર્કસે બહુ સુંદર રીતે રજૂ કરી છે: 'પૈસો ગુણને દોષ તરીકે સ્થાપે છે, દોષને ગુણ તરીકે. સ્વામીને તે દાસ બનાવે છે, દાસને સ્વામી. ગાંડપણને શાણપણ તરીકે ઓળખાવે છે, શાણપણને ગાંડપણ તરીકે. જે શૂરાતનને ખરીદી શકે તે પોતે ગમે તેટલો કાયર હોય તોય શૂરવીર ગણાય છે....માણસને માણસ તરીકે જુઓ અને દુનિયા સાથેના એના સંબંધોને માનવીય રીતે જુઓ,

તો તમે પ્રેમનો મોબદલો પ્રેમમાં જ આપી શકશો, વિશ્વાસનો બદલો વિશ્વાસથી જ વાળી શકશો. જો તમારે કળાને માણવી હોય તો તમારામાં કળાદૃષ્ટિ હોવી જોઈએ, લોકો ઉપર જો તમારે પ્રભાવ પાડવો હોય તો તમારામાં ખરેખર પ્રભાવ પાડી શકો એવા ગુણો હોવા જોઈએ. માનવ અને કુદરત સાથેનો તમારો દરેક સંબંધ તમારી ખરેખરી વ્યક્તિગત જિંદગીની અભિવ્યક્તિ હોવી જોઈએ. તમારો પ્રેમ જો સામે પ્રેમ જગાડે નહીં, તમારી જિંદગીનો વ્યવહાર જો સામેના માણસના હૈયામાં પ્રેમ જગાડે નહીં તો તમારો પ્રેમ નપુંસક છે, દુર્ભાગી છે.'

એક વાર વસ્તુને મેળવ્યા પછી આપણે એને વાપરીએ છીએ પણ કેવી રીતે? ઘણી વસ્તુનો તો આપણે ભાગ્યે જ કશો ઉપયોગ કરતા હોઈએ છીએ. કેવળ દેખાડો કરવા ને પ્રતિષ્ઠાના ખોટા ખ્યાલથી આપણે એવી વસ્તુઓ ખરીદીએ છીએ. તે શોભાના ગાંઠિયા તરીકે આપણી પાસે પડી રહે છે. પણ તેને કારણે સમાજમાં મોભો મળતો હોય છે. કશોયે ઉપયોગ કર્યા વિના કેટલીક વસ્તુઓ ખરીદીને રાખવાથી આપણને સંતોષ થાય છે. ખૂબ કીમતી કપ-રકાબી કે ચાંદીનાં વાસણ આપણે ખરીદીએ છીએ ખરા, પણ વાપરતા નથી; કયાંક એ ભાંગી જાય કે ચોરાઈ જાય તો! ઘણાં ઘરોમાં બાળકોનાં રમકડાંથી ભરેલું કબાટ હોય છે. એ કબાટ ભાગ્યે જ ઊઘડે છે અને એમાંનાં રમકડાંથી બાળકો ભાગ્યે જ રમે છે. રમકડાંને કબાટમાં પૂરી રાખવાની નિરુપયોગિતા બાળક સમજે છે, પણ આપણે મોટાઓ તેનું આવી રીતે પ્રદર્શન કરવામાં જ મોટાઈ માનીએ છીએ.

મોટા માણસની જેમ જીવવાના તેમ જ સભ્ય ને સુધરેલા

દેખાવાના આપણા ભ્રમભરેલા ખ્યાલને લીધે આપણે સાવ સત્ત્વહીન, સ્વાદહીન મેંદાની રોટલી ખાઈએ છીએ. આપણે ઘણી વાર "કોકા કોલા" કે "ગોલ્ડ સ્પૉટ" પીએ છીએ તે ખરેખર સ્વાદ, ભૂખ કે શરીરને ખાતર નહીં, પણ એની આકર્ષક જાહેરખબર જોઈને, સભ્ય સમાજમાં ચાલતી ફૅશનને જોઈને પીએ છીએ. જ્યારે આપણે વસ્તુને માત્ર એની જાહેરખબરને આધારે જ વાપરીએ ત્યારે આપણી જાતની ક્રૂર મશ્કરી જ નથી કરતા?

આવા તો હું બીજા અસંખ્ય દાખલાઓ આપી શકું. પણ તેમ કરવાની જરૂર નથી, કેમ કે દરેક જણ પોતે તેનાં વિશે વિચારી શકશે. હું જે વાત પર ભાર મૂકવા માગું છું તે એ કે ઉપભોગની ક્રિયા એ સંપૂર્ણપણે એક માનવીય ક્રિયા હોવી જોઈએ. તેમાં આપણી ઇન્દ્રિયોને, આપણી શારીરિક જરૂરિયાતોને, આપણા સૌંદર્યબોધને, આપણા સમગ્ર અસ્તિત્વને ખોરાક મળી રહેવો જોઈએ. ઉપભોગની ક્રિયા એ એક અર્થપૂર્ણ, માનવીય, ઉત્પાદક અનુભવ બની રહેવો જોઈએ.

પરંતુ મૂડીવાદી સમાજમાં મોટે ભાગે માણસ બીજાએ ઊભી કરી આપેલી વાસનાઓને આધારે જ વસ્તુનો વપરાશ કરતો હોય છે. અને કમનસીબી તો એ છે કે આખો વખત તે એવા ખ્વાબમાં રાચતો હોય છે કે મારા જેટલો સુખી જીવડો દુનિયામાં બીજો કોઈ નથી. માણસ પોતાની જાતને ભૂલી ગયો છે, તેનો હવે બીજો કોઈ પુરાવો આપવાની જરૂર છે ખરી?

એક બીજી રીતે પણ માણસ જીવનથી વિખૂટો પડી જાય છે. એની આસપાસની વસ્તુઓ શી રીતે બની કે ક્યાંથી

આવી એ તે જાણતો નથી. ટેલીફોન, રેડીઓ, વીજળીની બત્તી વગેરે સાધનો આપણે માટે રહસ્યમય જ છે. એને કેમ વાપરવાં એ આપણને ખબર છે. આપણે જાણીએ છીએ કે કઈ ચાંપ દબાવવી. બાકી એ બધું કયા સિદ્ધાંતથી ચાલે છે, એ વિશે તો કદાચ શાળામાં કયારેક શીખ્યા હોઈએ તેના આછા ખ્યાલ સિવાય બીજું કશું આપણા મગજમાં હોતું નથી. અને જેમાં અટપટા વૈજ્ઞાનિક સિદ્ધાંતોનો સવાલ ન હોય તેવી બાબતો વિશે પણ આ જ સ્થિતિ છે. પાઉંરોટી કેમ બને છે, કાપડ કેમ વણાય છે, કાચ કેમ બને છે તેનો ખ્યાલ આપણને હોતો નથી. માણસ વસ્તુઓની દુનિયામાં રહે છે, પણ તેની સાથે એને કશો સીધો સંબંધ નથી હોતો. જેવું ઉત્પાદનની બાબતમાં તેવું જ વપરાશની બાબતમાં.

આજે માણસને ઉપભોગનો કયારેય ઓડકાર આવતો નથી, કેમ કે ઉપભોગની ભૂખનો માણસની ખરી જરૂરિયાતો સાથે કશો સંબંધ રહ્યો નથી. વધુ ને વધુ વસ્તુઓની, વધુ ને વધુ ઉપભોગની ભૂખ માણસને રહ્યા કરે છે. તે કદી સંતોષાતી જ નથી. અસલમાં ઉપભોગનો ઉદ્દેશ જીવનમાં વધુ સુખ ને સંતોષ પ્રાપ્ત કરવાનો હતો. જીવનનો આનંદ એ ધ્યેય હતું અને ઉપભોગ એ ધ્યેય સિદ્ધ કરવા માટેનું સાધન હતું. પણ હવે તો ઉપભોગ જ સાધનને બદલે સાધ્ય બની બેઠું છે. માણસ ઉપભોગ ખાતર ઉપભોગ કરે છે. તેની જરૂરિયાતો અમર્યાદ વધતી જાય છે. અને પછી એ જરૂરિયાતોનો તેમ જ એ જરૂરિયાતો સંતોષનારા લોકોનો માણસ દાસ બની ગયો છે. બજારમાં મળતી અદ્યતનમાં અદ્યતન વસ્તુ ખરીદવી એ જ માણસનું ધ્યેય બની ગયું છે. તે ઉપભોગ-ભુખાળવો બની ગયો છે. વસ્તુની ખરીદી અને તેનો વપરાશ માણસ

કેવળ વાસનાથી દોરવાયેલી અને સાવ વિવેકહીન ક્રિયા થઈ ગઈ છે.

આધુનિક માનવીને એની કલ્પનાના સ્વર્ગનું વર્ણન કરવાનું કોઈ કહે તો એ કહેશે કે 'સ્વર્ગ એક જંગી ડિપાર્ટમેન્ટ સ્ટોર છે. તેમાં જગતની તરેહતરેહની અદ્યતનમાં અદ્યતન ચીજ-વસ્તુઓ મળે છે, અને તે બધી ખરીદવા માટે મારી પાસે અઢળક પૈસો છે. અને તેમાંય વળી મારા પડોશીની ખરીદ-શક્તિ મારા કરતાં થોડી ઓછી હોય, જેથી આ ચીજવસ્તુઓ મેળવવાની બાબતમાં એ મને કદી પણ આંટી જ ન જઈ શકે, તો તો પછી મારા જેવો ભાગ્યશાળી બીજો કોણ ?'

પહેલાંના વખતમાં માણસને પોતાની ચીજવસ્તુ સાથે કંઈક પ્રેમનો નાતો રહેતો. એનું તેને ગૌરવ થતું. તે એની સારી સંભાળ લેતો અને જ્યારે એને છોડવી પડે ત્યારે તેને દુઃખ થતું. પરંતુ આજે આવું તો કાંઈ રહ્યું જ નથી. આજે માણસને ખરીદેલી વસ્તુ પર નહીં, પણ એ વસ્તુની નવીનતા પર પ્રેમ છે; અને તેથી જેવી કોઈ બીજી નવી વસ્તુ ભાળે છે કે આને છેહ દેવા તે તૈયાર થઈ જાય છે. આમ, પોતાની પાસે જે વસ્તુ હોય છે એની સાથે તેને કોઈ સાચો સંબંધ બંધાતો જ નથી.

ઉત્પાદન અને ઉપભોગમાં પરાયાપણું આવી ગયું છે તેમ ફુરસદના સમયના ઉપયોગમાંયે પરાયાપણું આવી ગયું છે. પરંતુ બીજી આશાયે શી રાખી શકાય ? માણસને એના કામમાં રસ ન રહેતો હોય, બને તેટલો વહેલો એ એમાંથી છૂટવા મથતો હોય, અને ઉપભોગની બાબતમાંયે એ જો પરાયાપણાથી વર્તતો હોય, તો ફુરસદનો ઉપયોગ પણ એ સક્રિય અને અર્થપૂર્ણ રીતે કેમ કરી શકે ? એ

રમતગમતો નિહાળે છે, સિનેમા-નાટક જુએ છે, છાપાં ને પુસ્તકો વાંચે છે, ભાષણો સાંભળે છે, સામાજિક સમારંભોમાં ભાગ લે છે. પણ આ બધાંમાં એ સક્રિયપણે ભળતો નથી. અને એણે પોતાની ફુરસદનો કેમ ઉપયોગ કરવો એ પણ મોટે ભાગે બીજા જ નક્કી કરી આપે છે. મનોરંજન એ પણ આજે એક ધંધો જ બની ગયો છે. એને માટે બજાર ખડું કરવામાં આવે છે, એની જાહેરાત કરવામાં આવે છે, એની કૃત્રિમ રુચિ પેદા કરવામાં આવે છે. માણસ જેમ પોતાના જોડા કે પોતાનો પોશાક ખરીદે છે તેમ એ પોતાનું મનોરંજન પણ ખરીદે છે. કયું ચિત્ર કેટલાં અઠવાડિયાં ચાલ્યું તે પરથી એની સફળતા-નિષ્ફળતા સિદ્ધ થાય છે. મનોરંજનની કીમત પૈસામાં અંકાય છે, માણસને એણે કેટલાં આનંદ કે જ્ઞાન આપ્યાં તેમાં નહીં.

આવી જ રીતે સામાજિક પરિબળોથીયે માણસ વિખૂટો પડી ગયો છે. એ પરિબળો આજે એને માટે બિલકુલ પરાયાં બની ગયાં છે. એમની પાસે માણસ સાવ નિઃસહાયતા અનુભવે છે. દાખલા તરીકે આર્થિક મંદી અને યુદ્ધ જેવી વિપત્તિ અંગે દરેક વખત અફસોસ વ્યક્ત કરવામાં આવે છે, પણ તેને રોકી શકાતી નથી. આ સામાજિક ઘટનાઓ જાણે કુદરતી આફતો હોય એમ લાગે છે; જ્યારે વાસ્તવમાં એ બધી માણસની સરજત છે, પછી ભલે તે માણસના ઇરાદા કે જાણ વિના ઊભી થતી હોય.

સામાજિક પરિબળોનું આવું અજ્ઞાત સ્વરૂપ આજની મૂડીવાદી ઉત્પાદન-પદ્ધતિ સાથે અનિવાર્યપણે સંકળાયેલું છે. બીજી સમાજવ્યવસ્થાઓમાં સામાજિક નિયમો સ્પષ્ટ હોય છે અને રાજકીય સત્તા કે પરંપરાને આધારે ઘડાતા

હોય છે. પણ મૂડીવાદી સમાજવ્યવસ્થામાં આવા સ્પષ્ટ નિયમો નથી. એ તો એવા સિદ્ધાંત પર આધારિત છે કે જો દરેક માણસ બજારમાં પોતાના સ્વાર્થ માટે મથશે તો તેમાંથી છેવટે આખાયે સમાજનું ભલું જ નીપજશે, આમાંથી અરાજકતા નહીં, વ્યવસ્થા જ જન્મશે. અલબત્ત, બજારનું સંચાલન કરતા કેટલાક આર્થિક નિયમો છે. પરંતુ જેમ ભગવાને આપણા ભાગ્યમાં સુખ લખ્યું છે કે નહીં તે વિશે જેમ આપણે કલ્પના કરતા રહીએ છીએ તેમ આ આર્થિક નિયમો વિશેય કલ્પના કરતા રહેવાનું છે. ઈશ્વરની મરજીની જેમ બજારના આ નિયમો પણ આપણી ઇચ્છા અને આપણા પ્રભાવથી પર છે.

પરાયાપણાનું આ એક ઊડીને આંખે વળગે એવું ઉદાહરણ છે. આપણી આર્થિક અને સામાજિક વ્યવસ્થાઓના આપણે પોતે સર્જક છીએ; અને તેમ છતાં ઇરાદાપૂર્વક અને ઉત્સાહ-પૂર્વક આપણે તે જવાબદારી નકારીએ છીએ, અને આશાવાદી થઈને કે ચિંતાતુર થઈને—જેવી પરિસ્થિતિ—"ભાવિ" તરફ મીટ માંડીને બેસીએ છીએ. આપણા પોતાનાં પગલાંઓથી આ નિયમો ઊભા થયા છે, પણ આજે તેઓ આપણા માથે ચઢી બેઠા છે, અને આપણે તેમના ગુલામ બન્યા છીએ. આજના રાક્ષસકાય રાજ્યતંત્ર અને તોતિંગ અર્થવ્યવસ્થાની લગામ આજે માણસના હાથમાં રહી નથી. એના નેતાઓની સ્થિતિ આજે એવા ઘોડેસવાર જેવી થઈ છે, જેનો ઘોડો બેલગામ થઈને પૂરપાટ દોડી રહ્યો છે અને તે નિરુપાય બની જીનને વળગીને બેસી રહ્યો છે. વળી કરુણતા તો એ છે કે ઘોડાને પોતાની ધારી દિશામાં દોરવાને પોતે સમર્થ નથી તોયે માત્ર તેની પીઠ પર

જેમતેમ જીવનને વળગીને બેસી રહેવામાં જ તેઓ પોતાનું ગૌરવ માને છે!

આ આધુનિક યંત્રયુગમાં માણસ-માણસ વચ્ચેનો સંબંધ કેવો છે? પ્રાણ પૂરેલાં બે યંત્રો જેવો. બંને એકમેકનો પોતાના સ્વાર્થ માટે ઉપયોગ કરી લેવા માગે છે. શેઠ નોકરોનો ઉપયોગ કરે છે, સેલ્સમેન પોતાના ઘરાકોનો. દરેક વ્યક્તિ બીજી વ્યક્તિ માટે એક સાધનરૂપ છે. દરેક વ્યક્તિ સાથેનું વર્તન સલૂકાઈભરી મિત્રતાનું રાખવું, કેમ કે આજ નહીં તો કાલ આપણને તેનું કાંઈ ને કાંઈ કામ પડે. આજે માનવસંબંધોમાં આપણને ઝાઝો પ્રેમ કે ઝાઝી ઘૃણા નહીં જોવા મળે. તેને બદલે ઉપરછલ્લી મિત્રતા ને વિનયશીલતા નજરે પડશે. પરંતુ શિષ્ટાચારના આ બાહ્ય દેખાવ પાછળ પરસ્પરની નિકટતાનો અભાવ અને ઉપેક્ષા રહેલાં છે. વળી વ્યક્તિ-વ્યક્તિ વચ્ચે સૂક્ષ્મ અવિશ્વાસ સારી પેઠે રહેલો છે. જ્યારે એક માણસ બીજાને કહે કે 'તમે ફલાણા સાથે વાત કરજો, એ સારો માણસ છે,' ત્યારે તે સર્વસામાન્ય અવિશ્વાસ વિરુદ્ધ ખાતરી ને સધિયારો આપવા બરાબર છે. પ્રેમ અને સ્ત્રી-પુરુષ સંબંધનું સ્વરૂપ પણ આવું જ થઈ ગયું છે. સ્ત્રી-પુરુષ વચ્ચેના સંબંધમાંયે ઉષ્માભરી આત્મીયતાને બદલે જાતીય વાસનાની તૃપ્તિ ઉપર નજર રહે છે. બંને પોતાનું એકાકીપણું ને અટૂલાપણું જીરવી ન શકવાથી ભેળા મળે છે. બાકી તે બે વચ્ચેય જોઈએ એવી આત્મીયતા જોવા મળતી નથી.

માણસ-માણસ વચ્ચેના આવા સંબંધને કારણે આજનો આપણો સમાજ રેતીના કણો જેવો વિચ્છિન્ન થઈ ગયો છે. તેમને સાંકળી રાખનારું તત્ત્વ છે માત્ર પરસ્પરનો સ્વાર્થ અને

એકમેકનો ઉપયોગ કરવાની જરૂરિયાત. વળી, માણસના ખાનગી જીવન અને જાહેર જીવન વચ્ચે પણ પહોળી ખાઈ ઊભી થઈ ગઈ છે. સમાજમાં માણસ માનવજાતની એકતા અને પોતાના માનવબંધુ પ્રત્યેના પ્રેમથી પ્રેરાઈને વર્તતો નથી, પણ પોતાના સ્વાર્થથી પ્રેરાઈને વર્તે છે. માણસનું એક વ્યક્તિગત જીવન જુદું છે અને સમાજમાં એક "નાગરિક" તરીકેનું જીવન જુદું છે. નાગરિક તરીકે આપણે રાજ્ય પ્રત્યે આપણી ફરજ અને જવાબદારી અદા કરીએ છીએ. આપણે કરવેરા ભરીએ છીએ, મત આપીએ છીએ, કાયદો ને વ્યવસ્થાની આમન્યા જાળવીએ છીએ, અને યુદ્ધને પ્રસંગે આપણી જાતનું બલિદાન આપવા તૈયાર થઈએ છીએ. જે અજાણ્યા માણસની જરૂરિયાત પૂરી પાડવા આપણે સો રૂપિયા આપવાયે તૈયાર નથી હોતા, તે જ જો યુદ્ધમાં સૈનિકના ગણવેશમાં હોય અને એને બચાવવાનો પ્રસંગ આવે તો આપણે આપણા જાનના જોખમેય તેને બચાવવામાં પાછી પાની કરતા નથી. આ ગણવેશ એ જાણે આપણા સામાજિક સ્વભાવનો આવિર્ભાવ છે—આપણા સ્વાર્થી સ્વભાવ ઉપરનો નાગરિક અંચળો.

સમાજ અને રાજ્ય એ બે વચ્ચે ફરક ઊભો થવાને કારણે માણસે પોતાની બધી સામાજિક વૃત્તિઓ રાજ્યમાં આરોપિત કરી છે. રાજ્ય એને માટે પૂજાની એક મૂર્તિ બની ગયું છે. રાજ્યની આ મૂર્તિપૂજા ત્યારે જ બંધ થાય, જ્યારે માણસ રાજ્ય પાસેથી સામાજિક સત્તાઓ ફરી પોતાના હાથમાં લે અને એક એવી સમાજરચના ઊભી કરે કે જેમાં એની સામાજિક લાગણીઓ એ એના ખાનગી જીવનથી બહારની વસ્તુ ન હોય, પણ તેનું ખાનગી જીવન અને સામાજિક જીવન બંને એક હોય.

માણસનું પોતાની જાત પ્રત્યેનું વલણ કેવું છે ? તેમાંયે બજારુ મનોવૃત્તિ દાખલ થઈ ગઈ છે. માણસનું ધ્યેય આજે બજારમાં પોતાની વધુમાં વધુ કીમત ઉપજાવવાનું થઈ ગયું છે. આર્થિક-સામાજિક ક્ષેત્રમાં પોતાનું શું સ્થાન છે તેના ઉપરથી જ તે પોતે પોતાની જાતને મૂલવતો થઈ ગયો છે. માણસ આત્મશક્તિનું ભાન ગુમાવી બેઠો છે. પોતાની માનવીય શક્તિઓથી તે અળગો થઈ ગયો છે. ચીજવસ્તુઓને જો વાચા હોય અને આપણે એમને પૂછીએ કે 'તમે કોણ છો ?' તો જવાબ મળશે, 'હું ખુરશી છું,' કે 'હું કબાટ છું,' કે 'હું મોટર છું.' હવે, તમે માણસને પૂછશો કે 'તમે કોણ છો ?' તો એ કહેશે, 'હું વેપારી છું,' કે 'હું ડૉક્ટર છું,' કે 'હું પરણેલો છું,' કે 'હું બે છોકરાંનો બાપ છું.' માણસ પોતાની જાતને આ રીતે અનુભવે છે. પોતે પ્રેમ, ભય, નિષ્ઠા, આશંકા વગેરે લાગણીઓ ધરાવતો એક જીવંત મનુષ્ય છે એમ નહીં, પણ સમાજવ્યવસ્થામાં અમુક કામ પાર પાડતો એક ઘટક. એ પોતે પોતાને બજારમાં કેવી નફાકારક રીતે વેચી શકે છે, તેના પર તેની સફળતાનો આધાર છે. તેનું શરીર, તેનું મન, તેની બુદ્ધિ, તેનો આત્મા એ એક મૂડી છે, જેનું વધુમાં વધુ નફો મળે એ રીતે રોકાણ કરવું જોઈએ. મૈત્રી, વિનય, મમતા વગેરે માનવીય ગુણો પણ "વ્યક્તિત્વ"ની બજારમાં વધુ કીમત ઉપજાવવા પૂરતાં છે. માણસ જો પોતાની જાતનું નફાકારક રોકાણ ન કરી શકે તો તેને એમ લાગે છે કે પોતે જીવનમાં નિષ્ફળ ગયો છે, અને જો તેમ કરી શકે તો તેને લાગે કે પોતે સફળ થઈ ગયો. જેમ ચીજવસ્તુનું મૂલ્ય બજારમાં તેની શી કીમત અંકાય છે તેના પર છે, તેમ માણસ

પોતાનું મૂલ્ય પણ બજારમાંની પોતાની કીમત પર આંકવા લાગ્યો છે. એક વાર બજારમાં તેની કાંઈ કીમત ન રહે તો પછી ભલે ને માણુસ તરીકે તેનું મૂલ્ય ગમે તેટલું હોય તોયે તે સાવ નકામો ગણાય છે.

આધુનિક માનવીનું રોજિંદુ જીવન ઘરેડુ બની ગયું છે, અને માનવ અસ્તિત્વનાં મૂળભૂત પ્રશ્નો અંગેની સભાનતા તે ગુમાવતો જાય છે. આજે માણુસ માટે પોતાનો રોટલો રળવો એ પણ એક ભગીરથ કામ થઈ પડયું છે. આજીવિકા મેળવવામાં જ માણુસ સમય ને શક્તિ બંનેની દૃષ્ટિએ એટલો બધો રચ્યોપચ્યો રહે છે કે જીવનનાં પાયાનાં તત્ત્વો સાથેનો તેનો સંપર્ક કપાઈ જાય છે. માણુસ એક સમાજવ્યવસ્થા, પ્રણાલિઓ, આદતો અને વિચારો ઊભાં કરે છે, કે જેથી એ પોતાનું કામ સરળતાથી ચલાવી શકે અને પોતાના માનવબંધુઓ સાથે ઓછામાં ઓછા સંઘર્ષથી જીવી શકે. આપણે જોઈએ છીએ કે દરેક સંસ્કૃતિ કુદરતી દુનિયાથી ભિન્ન એવી પોતાની એક માનવ-સર્જિત કૃત્રિમ દુનિયા ઊભી કરતી હોય છે. તેમ છતાં માણુસ જો પોતાના અસ્તિત્વનાં મૂળભૂત તત્ત્વો સાથે સંપર્કમાં રહે તો જ પૂર્ણતા પામી શકે. જો એ જીવનની ઘરેડમાં જ ફસાયેલો રહે અને માનવ-સર્જિત દુનિયાની ઘટમાળ સિવાય બીજું કાંઈ ન જોઈ શકે, તો એ પોતાની જાત તેમ જ મૂળ જગત સાથેનો સંપર્ક ગુમાવે અને તેના ઉપરની પોતાની પકડ પણ ગુમાવે. દરેક સંસ્કૃતિમાં આ સંઘર્ષ જોવા મળે છે. માણુસ ઘરેડમાંથી છૂટીને પોતાના અસ્તિત્વની મૂળભૂત વાસ્તવિકતાઓને આંબવાનો પ્રયત્ન કરતો રહે છે. તેના આ પ્રયત્નમાં મદદરૂપ થવું એ કળા અને ધર્મનું એક મુખ્ય કાર્ય

છે. જો કે આજે તો ધર્મ પોતે એક નવા પ્રકારની ઘરેડરૂપ બની ગયો છે.

પરંતુ આજના સમાજમાં આ બધી વાતો માટે કયાં સ્થાન છે? આજે તો માણસ પોતાની જીવનરૂપી મૂડીમાંથી વધુમાં વધુ નફો મેળવવા પાછળ પડયો છે. આ મનોવૃત્તિને કારણે તે હમેશાં એવો હિસાબ કર્યા કરે છે કે મેં જેટલા પૈસા ખર્ચ્યા કે મેં જેટલો સમય આપ્યો તેટલો બદલો મને મળી રહ્યો કે? મેં ૧૦ રૂપિયા આપ્યા અને મને ૧૫ શેર ઘઉં મળ્યા, અથવા તો મેં આઠ આના ચૂકવ્યા અને મને સાબુની એક ગોટી મળી, એવું સમીકરણ કોઈ માંડે તો તેનો કાંઈક અર્થ છે. પરંતુ સંગીતના કાર્યક્રમ માટે મેં ૨ રૂપિયાની ટિકીટ ખરીદી હતી તો તે કાર્યક્રમમાંથી મને ૨ રૂપિયા જેટલો બદલો મળી રહ્યો કે? અથવા મેં મારા જીગરજાન દોસ્ત સાથે એક કલાક ગાળ્યો તો એક કલાક જેટલો બદલો મને મળ્યો કે?—આવા હિસાબ કરવા બેસવાનો શો અર્થ? સંગીતના કાર્યક્રમમાંથી મળતા આનંદને કે મિત્ર સાથેની આત્મીયતાભરી વાતચીતને તમે રૂપિયા-આના-પાઈમાં કે કલાક-મિનિટમાં કેવી રીતે ઘટાવી શકશો? અને તો પછી બે તદ્દન ભિન્ન ભિન્ન એવી બાબતનું સમીકરણ પણ કેવી રીતે માંડી શકશો? જીવન એ કાંઈ વેપારનો ચોપડો થોડો છે કે જમાઉધારના તફાવતમાંથી નફોતોટો તારવી શકાય?

આધુનિક માનવીના મનમાં હમણાં એક નવો પ્રશ્ન ઊઠે છે—'જિંદગી જીવવાલાયક છે ખરી?' અને સંભળાય છે—'ફલાણાનું જીવન સફળ થઈ ગયું.' અથવા 'ફલાણાની જિંદગી એળે ગઈ.' જિંદગી એ એક વેપલો છે, જેમાં

નફો જ થવો જોઈએ, એવી વિચારસરણી આની પાછળ કામ કરી રહી છે. આવી વિચારસરણીમાં કોઈ બુદ્ધિમત્તા છે ખરી ?

આપણે સુખી હોઈએ કે દુઃખી, આપણાં કેટલાંક ધ્યેય સિદ્ધ થાય અને કેટલાંક ન પણ થાય, છતાં તેના પરથી એમ તારવવું કે જિંદગી જીવવાલાયક છે કે નહીં, એ તો બિલકુલ બેવકૂફી છે. અને એવી નફાતોટાની દૃષ્ટિએ જોઈએ તો જિંદગી કદી પણ જીવવાલાયક ગણાય જ નહીં; કેમ કે છેવટે તો અનિવાર્યપણે મૃત્યુ આવવાનું જ છે, આપણી કેટલીય કામનાઓ અધૂરી રહી જશે, આપણે જિંદગીમાં ઘણું કષ્ટ પણ વેઠવું પડશે અને મહેનત પણ કરવી પડશે. એટલે નફાતોટાની દૃષ્ટિએ જોઈએ તો તો આપણે જન્મ્યા જ ન હોત કે બાળપણમાં જ આપણું મૃત્યુ થયું હોત, તે જ યોગ્ય ગણાત.

બીજી બાજુ પ્રેમની એકાદ સુખદ ક્ષણ અથવા કો'ક સુરમ્ય પ્રભાતે પ્રફુલ્લિત પ્રકૃતિના સાંનિધ્યમાં અનુભવાતો આનંદ આખી જિંદગીના કષ્ટ ને મહેનતનું વટક નથી વાળી આપતા એમ કોણ કહી શકશે ? જીવન એ તો માણસને મળેલ અનુપમ બક્ષિસ ને આહ્વાન છે. એને કોઈ કાટલાથી તોળી શકાય નહીં કે કોઈ ફૂટપટ્ટીથી માપી શકાય નહીં. 'જિંદગી જીવવાલાયક છે ?' એ પ્રશ્નનો કોઈ બુદ્ધિગ્રાહ્ય જવાબ આપી શકાય નહીં, કેમ કે એ પ્રશ્ન પોતે જ તદ્દન અર્થહીન છે. આજે પશ્ચિમના સમાજમાં આપઘાતનું પ્રમાણ બેહદ વધી રહ્યું છે, તેમાં પણ જિંદગીને વેપલો માનવાની વિચારસરણી કામ કરી રહી છે. આપઘાતના મોટા ભાગના બનાવો એવી લાગણીમાંથી જન્મતા હોય છે કે 'મારું

જીવન નિષ્ફળ ગયું, વધુ જીવવામાં હવે કોઈ સાર નથી.' જ્યારે વેપારમાં જબ્બર ખોટ આવે અને તે ખોટ પાછી મેળવી લેવાની કોઈ આશા ન જણાય ત્યારે જેમ વેપારી પોતાની નાદારી જાહેર કરે છે, તેમ જિંદગીને વેપલો માનનાર માણસ આપઘાત કરે છે.

ક. બીજાં કેટલાંક પાસાં

અત્યાર સુધી મેં ઉત્પાદન, ઉપભોગ ને ફુરસદની પ્રવૃત્તિઓની પ્રક્રિયા દરમ્યાન આધુનિક માનવીના પોતાની જાત તેમ જ પોતાના માનવબંધુઓ સાથેના પરાયાપણાનું એક સામાન્ય ચિત્ર આલેખવાનો પ્રયત્ન કર્યો છે. હવે હું આજના સામાજિક ઢાંચાનાં બીજાં કેટલાંક પાસાંઓનો ઉલ્લેખ કરવા માગું છું, જે પરાયાપણાના દૂષણ સાથે નિકટથી સંકળાયેલાં છે. એમને જુદાં જુદાં ચર્ચવાનું જ વધુ ઠીક પડશે.

(૧) અનામી સત્તા — મેંઢાશાઈ

અત્યાર સુધી માણસ ઉપર જે કોઈ સત્તાઓનું પ્રભુત્વ હતું તે બધી કાં તો પ્રત્યક્ષ કાં નામ પાડી શકાય તેવી હતી. તમને ખબર પડે કે કોણ તમને હુકમ આપી રહ્યું છે કે કોણ વારી રહ્યું છે: પિતા, ગુરુ, માલિક, રાજા, અધિકારી, ધર્મગુરુ, ઈશ્વર, કાયદો, નૈતિક વિવેકબુદ્ધિ. એ સત્તાઓ વિવેકી હોય કે અવિવેકી, આકરી હોય કે ઉદાર, હું એનું માનું કે ન માનું; પરંતુ મને એટલી તો ખબર હોય જ કે એ સત્તા કઈ છે, કોની છે, એ મારી પાસે શું માગે છે, અને હું તેને અનુસરીશ તો શું થશે અને નહીં અનુસરું તો શું થશે.

પરંતુ આજે વીસમી સદીમાં માણસ ઉપર જે સત્તાનું પ્રભુત્વ છે તે આવી પ્રત્યક્ષ કે જાણી શકાય એવી સત્તા નથી, પણ અનામી, અવ્યક્ત ને પરાયી અપરિચિત સત્તા છે. તમારી પાસે કોઈ કશું માગતું નથી, ન કોઈ વ્યક્તિ, ન કોઈ વિચાર, ન કોઈ નૈતિક કાયદો. તેમ છતાં અગાઉના કોઈ પણ સર્વસત્તાધીશ સમાજ કરતાંયે આજે આપણે બધા વિશેષ અનુપાલન કરીએ છીએ. અલબત્ત, આજે સત્તા કોઈ નથી, સિવાય કે "તે." તે એટલે શું? નફો, આર્થિક જરૂરિયાતો, બજાર, સામાન્ય બુદ્ધિ, જાહેર લોકમત. આ અનામી સત્તાના નિયમો બજારના નિયમો જેટલા જ અવ્યક્ત છે—અને એટલા જ અનાક્રમણીય. અવ્યક્ત ઉપર કોણ હુમલો કરી શકે? "કોઈ નહીં"ની સામે કોણ વિદ્રોહ જગાવી શકે?

કોઈ પ્રત્યક્ષ સત્તાનો અભાવ તો આજે જીવનનાં બધાં જ ક્ષેત્રોમાં જોવા મળે છે. માતાપિતા આજે બાળકોને હુકમ કરતા નથી. વેપારધંધામાં યે દેખીતી કોઈની સત્તા નથી. આજે હુકમોથી નહીં, સૂચનોથી કામ થાય છે. તમે સત્તા નથી જમાવતા, પણ મનાવી-પટાવીને અને સલૂકાઈથી કામ કરાવો છો. લશ્કરમાં સુધ્ધાં હુકમશાહી ઓછી થઈ ગઈ છે.

જ્યાં સુધી સામે કોઈ પ્રત્યક્ષ સત્તા હતી ત્યાં સુધી સંઘર્ષ હતો, અને વિદ્રોહ હતો—વિવેકહીન સત્તા સામે. આમાંથી વ્યક્તિત્વનો વિકાસ થતો, ખાસ કરીને આત્મ-પ્રત્યય નિર્માણ થતો. હું મને "હું" તરીકે અનુભવતો, કારણ કે હું શંકા કરતો, હું વિરોધ કરતો, હું વિદ્રોહ કરતો. હું શરણે જાઉં અને હાર અનુભવું, તોયે હું મને "હું" તરીકે અનુભવતો—હું, જે પરાજિત થયો. પરંતુ

હું શરણે જાઉં છું કે વિદ્રોહ કરું છું તે વિશે મને કોઈ સભાનતા જ ન હોય, મારા ઉપર કોઈ અનામી સત્તાનું પ્રભુત્વ હોય, તો હું મારો આત્મ-પ્રત્યય ગુમાવું, હું "એક" બની જાઉં, "તે"નો એક ભાગ બની જાઉં.

આ અનામી સત્તા જે તંત્ર દ્વારા કામ કરે છે તે છે— મેંઢાશાઈ. બીજા બધા જેમ કરે છે તેમ જ મારે પણ કરવું જોઈએ, તેથી મારે પણ સમૂહમાં ભળવું જ જોઈએ, મારાથી જુદા રહેવાય નહીં. સમૂહના ઢાંચામાં જેમ જેમ ફેરફાર થાય તેમ તેમ મારે પણ બદલાવું જોઈએ. મારાથી એમ પુછાય જ નહીં કે હું સાચો છું કે ખોટો, પણ મારે એમ જ પૂછવું જોઈએ કે હું ઢાંચામાં બંધબેસતો છું કે નહીં, હું કાંઈ "અવનવો" તો નથી ને, જુદો તરી આવતો કે વિશિષ્ટ તો નથી ને ? જો કોઈ પણ ચીજ મારામાં કાયમ હોય તો તે છે, ઢાંચા અનુસાર બદલાતા રહેવાની તત્પરતા. મારા ઉપર કોઈની સત્તા નથી, સિવાય કે ટોળાની, જેનો હું એક ભાગ છું, છતાં જેને હું આધીન છું.

અને આ મેંઢાશાઈના સંસ્કાર નાનપણથી જ પડવા માંડે છે. એક પિતા કહે છે : 'સમૂહ સાથે બંધબેસતા થવામાં બાળકોને કાંઈ બહુ તકલીફ નથી પડતી. એમનામાં એક એવી લાગણી હોય છે કે પોતાનો કોઈ ઉપરી નથી. છતાં તેમનું સંપૂર્ણ સહકારનું વલણ રહે છે. ' અનામી સત્તાના પ્રભુત્વનું આ ઉદાહરણ છે. અને આ મેંઢાશાઈ માનસ લોકો ઉપર કેવું સવાર થઈ જાય છે તે એક માતાના આ કથન પરથી જણાશે : ' જોહનું ગાડું નિશાળમાં બહુ સારી રીતે નથી ગબડતું. તેના શિક્ષકે મને કહ્યું કે કેટલીક બાબતોમાં એ ઘણો તેજસ્વી છે, પણ સમૂહમાં ભળવાની બાબતમાં

એ જોઈએ તેવો નથી. કોઈ એકાદ બે ગોઠિયાને લઈ ને એ રમતો રહે અને કેટલીક વાર તો એને એકલા જ રહેવું ગમે.' ખરી વાત છે! પરાયાપણાથી પીડાતા માણસ માટે સાવ એકલા રહેવું લગભગ અશક્ય જ છે, કેમકે ખાલીપણાના અનુભવથી તો એ છળી મરશે. પરંતુ આ મેંઢાશાઈ વલણને આપણે આદર્શરૂપ માનવા લાગ્યા છીએ, એ થોડું આશ્ચર્યકારક છે. આનો અર્થ તો એ થયો કે મેંઢાની માફક દોરવાવામાં હવે આપણે કોઈ શરમ પણ અનુભવતા નથી!

આ મેંઢાશાઈ જીવનનાં બધાં જ ક્ષેત્રોમાં વ્યાપી ગઈ છે. રહેણીકરણી, શોખના વિષયો, રુચિ-અભિરુચિ, અભિપ્રાયો વગેરે બધું જ એક ઢાંચામાં બંધબેસતું થતું હોવું જોઈએ. તેનાથી ઊલટું જો કોઈ કહે કે કરે તો તે એકદમ વિચિત્ર લાગે. બધાએ એક જ તાલમાં તાલ મેળવતા રહેવું જોઈએ. તાલભંગ થયો કે તે જુદો તરી આવે અને સુસંવાદિતામાં વિક્ષેપરૂપ લેખાય. સમૂહના ઢાંચામાં બંધબેસતા થવું અને બીજાઓ જેવા જ હોવું એ ગુણ છે, તેમ ન હોવું એ અવગુણ. પોતાની અંગતતા માણસે છોડી દેવાની છે અને ટોળામાંના જ એક બનીને રહેવાનું છે. જો કોઈ આવી રીતે ટોળામાં ન ભળી જઈ શકે તો બીજાઓ તેની ઠેકડી ઉડાવશે અને તેને લગભગ અસ્પૃશ્ય ગણશે.

### (૨) ક્ષતાશાને ઢૂકવા ન દેવાનો સિદ્ધાંત

મેં અગાઉ કહ્યું છે તેમ અનામી સત્તા અને સ્વયંસંચાલિત મેંઢાશાઈ એ આપણી આજની ઉત્પાદન-પદ્ધતિનું પરિણામ છે. આ ઉત્પાદન-પદ્ધતિને જોઈએ છે યંત્રવત્તા, શિસ્તબદ્ધ ટોળાશાઈ વર્તન, એકસરખી અભિરુચિ અને બળની જરૂર વિનાની આજ્ઞાંકિતતા. બીજી બાજુ વપરાશ ને

ઉપભોગની આજની પદ્ધતિને પરિણામે આધુનિક માનવીના સામાજિક ઢાંચાનું એક બીજું પાસું ઊપસ્યું છે. આજે એક એવો સિદ્ધાંત ચલણી બન્યો છે કે દરેકે દરેક ઇચ્છા તુરત જ સંતોષાવી જોઈએ, કોઈ પણ ઇચ્છા વણ-સંતોષાયેલી ન રહેવી જોઈએ. આનું ઉદાહરણ તમને આજની ખરીદ-દોટમાં મળશે. અગાઉ તમને જેની જરૂર હોય તે જ ચીજ તમે ખરીદતા અને તે પણ જ્યારે તમારી પાસે તેને ખરીદવા જેટલા પૈસા બચે ત્યારે. જ્યારે આજે જરૂર હોય કે ન હોય તેવી વસ્તુઓ તમે ફૅશન ખાતર ખરીદો છો, અને તે પણ ઉધાર. જાહેર-ખબરોનું કામ જ એ છે કે તમને વધુ ને વધુ ખરીદવા માટે લલચાવે અને ભાતભાતની ચીજવસ્તુઓ માટેની તમારી ભૂખ એકદમ ઉદ્દીપ્ત કરે. હંમેશાં છેલ્લામાં છેલ્લું "મોડેલ" મેળવવા તમે દોડતા હો છો.

જાતીય સંબંધ બાબતમાં પણ આ જ સિદ્ધાંત લાગુ પડાય છે. ફ્રોઈડને આગળ કરીને આજે એમ મનાવાય છે કે જો તમે તમારી જાતીય વાસનાઓને દબાવી રાખશો તો તેમાંથી માનસિક અસ્વસ્થતા જન્મશે. વાસનાઓને જેટલી ઓછી દબાવી રાખશો એટલા તમે વધુ તંદુરસ્ત બનશો. માતાપિતા પણ પોતાનાં બાળકોને જે જોઈએ તે તુરત લાવી આપવા આતુર હોય છે, કેમકે રખેને તેમનામાં હતાશા જન્મે, તેઓ "ગ્રંથિ"ના શિકાર બને.

આધુનિક માનવીના આ ભુખાળવા માનસનું આબેહૂબ ચિત્રણ આલ્ડસ હકસલીએ "Brave New World" નામના પોતાના પુસ્તકમાં કર્યું છે. તેમાં એમણે જે સમાજ કલ્પ્યો છે તેનું એક સૌથી મહત્ત્વનું સૂત્ર હતું : "જે મોજ તમે આજે માણી શકતા હો તેને કદી આવતી કાલ સુધી

મુલતવી રાખો નહીં.” ઠોકી-વગાડીને આ સૂત્ર એમના માનસમાં ભરવામાં આવતું, “૧૪ વર્ષથી માંડીને સાડા સોળ વર્ષની ઉંમર સુધી દર અઠવાડિયે બે વાર, ખસો વખત ફરી ફરી ગોખાવીને” આ પાઠ અપાતો. ઇચ્છા થઈ કે તત્ક્ષણ તેને સંતોષવી તે સુખ ગણાતું. “દરેકે દરેક માણસ આજે સુખી છે,” એ તે સમાજનું બીજું સૂત્ર હતું; માણસોને “જે જોઈએ તે મળે છે, અને જે નથી મળી શકે તેમ તેની તેમને કદી ઇચ્છા જ થતી નથી.” જાતીય વાસનાની બાબતમાંયે આ જ સૂત્ર, “પ્રેમ એ તો એક ક્ષણજીવી જાતીય વાસના છે, જેને તત્કાળ સંતોષી લેવી જોઈએ.”

કોઈ પ્રત્યક્ષ સત્તાના અભાવને કારણે જે પરિણામ આવે છે તે જ પરિણામ આ વાસનાઓની આડેના કશાયે અવરોધના અભાવે આવે છે—પક્ષાઘાત અને આખરે સ્વત્વનો નાશ. જો હું મારી ઇચ્છાને સંતોષવાનું કદી મુલતવી રાખું નહીં (અને મારું માનસ એ રીતનું ઘડવામાં આવે કે મને જે મળી શકે તેમ ન હોય તેની હું ઇચ્છા જ કરું નહીં), તો મને કોઈ જ સંઘર્ષ ન હોય, કોઈ જ આશંકા ન હોય, મારે કોઈ જ નિર્ણય ન કરવા પડે, હું મારી જાત સાથે કદી એકલો પડું જ નહીં, કારણ કે હું હમેશાં પ્રવૃત્તિમય જ હોઉં—કાં તો કામ કરતો હોઉં, કાં મોજ કરતો હોઉં. મારી જાત વિશે સભાન થવાની મને કોઈ જરૂર જ ન પડે, કેમ કે હું મોજ માણવામાં સતત રચ્યોપચ્યો હોઉં. હું તો છું—વાસનાઓ અને તેના સંતોષનું એક તંત્ર. મારી વાસનાઓની પૂર્તિ કરવા માટે મારે કામ કરવાનું—આ બધી વાસનાઓને પાછી આર્થિક યંત્ર દ્વારા સતત ઉત્તેજિત કરાતી રહેવાય. આમાંની મોટા ભાગની ભૂખો કૃત્રિમ રીતે

ઊભી કરાયેલ છે; જાતીય ભૂખ પણ જેટલી કહેવાય છે તેટલી બધી "કુદરતી" છે નહીં. અમુક અંશે તેને કૃત્રિમ રીતે ઉત્તેજિત કરી મુકાઈ છે. અને આજની સમાજવ્યવસ્થાને જેવા લોકો જોઈએ છે તેવા લોકો બનાવવાં હોય તો આમ કરવું અનિવાર્ય છે—એવા લોકો કે જેઓ પોતાને "સુખી" અનુભવે, જેમના મનમાં કશી શંકાઓ હોય નહીં, જેમને કોઈ સંઘર્ષ હોય નહીં, કોઈ ખળભળાટી વિના જેઓ અમુક ઢાંચાને અનુસરતા હોય.

સુખ અને મોજની આજની કલ્પના છે, વધુ ને વધુ ઉપભોગ; ચીજવસ્તુઓ, ખોરાક, પીણાંઓ, સિગારેટો, લોકો, ભાષણો, પુસ્તકો, ચલચિત્રો—બધું જ ઓહિયાં કરી જવાનું છે, ગટગટાવી જવાનું છે. આ દુનિયા એ આપણી ભૂખ સંતોષવા માટેનું એક મોટું સાધન છે, એક મોટું સફરજન છે, એક મોટું વક્ષ:સ્થળ છે; અને આપણે છીએ ધાવણાં બાળકો, સદાય ભૂખ્યા, સદાય આશા રાખતા—અને સદાય નિરાશ રહેતા. નિરાશ કેમ ન થઈએ ? આપણે હજી ધાવણાં જ રહીએ, માની છાતીને જ વળગી રહીએ, છોકરવાદ જ કર્યા કરીએ, સતત ભૂખ-ભૂખ જ કર્યા કરીએ, અને આનાથી આગળ વધીએ જ નહીં, તો પછી આપણા ભાગ્યમાં નિરાશા જ આવે ને ?

તેથી લોકોને જરૂર ચિંતા થાય છે, લઘુગ્રંથિ અનુભવાય છે, કંઈક ખૂટતું લાગે છે, કંઈક ખૂંચતું લાગે છે. તેમને એમ થાય છે કે પોતે જીવ્યા વિના જીવે છે, જીવન રેતીની જેમ પોતાના હાથમાંથી સરી જાય છે. આ સતત આરોગ્યા જ કરવાની નિષ્ક્રિયતામાંથી જન્મતી પોતાની મુસીબતોને તેઓ કેવી રીતે પહોંચી વળે છે ? બીજા પ્રકારની નિષ્ક્રિયતાને

વળગીને, જાણે કે સતત ઓકયા કરવું: સતત બોલબોલ કરીને.

(૩) મુક્ત અનુબંધ અને મુક્ત વાતચીત

ફ્રોઈડે મુક્ત અનુબંધનો સિદ્ધાંત શોધ્યો હતો. કુશળ શ્રોતાની હાજરીમાં જો તમે તમારા વિચારો પર કશોયે અંકુશ રાખ્યા વિના મુક્ત વાતો કરો, તો તમને તમારાં અજ્ઞાત લાગણીઓ અને વિચારોની ખબર પડે. તે વખત દરમ્યાન તમે જે કાંઈ કહો તે પરથી માનસશાસ્ત્રી તમારી જાતને તમારા કરતાંયે વધુ ઓળખી શકે. આ ફ્રોઈડની કલ્પના હતી. પરંતુ સ્વાતંત્ર્ય અને સુખની જેમ આ મુક્ત અનુબંધનીયે આજે વિકૃતિ થઈ છે. એક તો રૂઢિચુસ્ત માનસ-પૃથક્કરણની ઘરેડ ઊભી થઈ છે. એટલે પછી કેદમાં પુરાયેલા વિચારોની અર્થપૂર્ણ અભિવ્યક્તિ થવાને બદલે અર્થહીન બકવાદ થાય છે. ફ્રોઈડનો મુક્ત અનુબંધનો વિચાર આજે ઘણા ધંધાદારી માનસશાસ્ત્રીઓના હાથનું હથિયાર બન્યો છે. તેઓ પોતાને સલાહકારો કહેવડાવે છે, પણ સલાહ આપવા સિવાય તેઓ બીજું બધું કરે છે. તેથી મુક્ત અનુબંધને આધારે અજ્ઞાત મનનો તાગ લઈને જે ચિકિત્સા કરવાની ફ્રોઈડની કલ્પના હતી તેવી કોઈ ચિકિત્સા થતી નથી. બોલી નાખવાથી તાણ દૂર થાય છે. તમે તમારા વિચારો તમારી અંદર જ ભરી રાખો તો કદાચ તે તમને મૂંઝવે—પણ આ મૂંઝવણમાંથી કંઈક લાભદાયી પણ કદાચ નીપજે; તમે તેને વાગોળો, તમે વિચારો, તમે અનુભવો, અને આ અસવવેદનામાંથી જન્મ્યો હોય એવા એક નવા વિચાર ઉપર તમે કદાચ પહોંચો. પરંતુ જ્યારે તમે બધું બોલી નાખો ત્યારે તે ફળદાયી થતું નથી. અમર્યાદ

ઉપભોગના જેવું જ આ છે. તમે એક યંત્ર છો, ચીજવસ્તુઓ સતત તમારી અંદર આવે છે ને બહાર જાય છે— અને તેની અંદર કાંઈ નથી, ન તાણ છે, ન પાચન છે, ન સ્વત્વ છે. ફ્રોઈડની મુક્ત અનુબંધની શોધ પાછળનો હેતુ એ હતો કે તમારી અંદર ઉપરની સપાટી નીચે શું થઈ રહ્યું છે તે જાણવું, ખરેખર તમે કોણ છો તે શોધવું. જ્યારે આજે માનસશાસ્ત્રીઓ દ્વારા જે વાતો કરાવાય છે તેનાથી તો માણસ ભૂલી જાય છે કે તે કોણ છે, તે તાણ ગુમાવે છે, અને તેની સાથોસાથ સ્વત્વ વિશેની બધી જ સભાનતા. જેમ યંત્રને તેલ પુરાય છે, તેમ માણસોને તેલ પુરાય છે—મજાનાં સૂત્રો દ્વારા, ભૌતિક લાભો દ્વારા અને માનસશાસ્ત્રીઓની સહાનુભૂતિપૂર્વકની સમજણ દ્વારા.

અને જેઓ આવા ધંધાદારી શ્રોતા પાસે નથી જતા, એમને માટે બોલબોલ કરતા રહેવું અને સાંભળતા રહેવું એ એક ઘરની અંદરની રમતગમત થઈ ગઈ છે. બધું બોલી નાખવું એ એક ફેશન થઈ ગઈ છે.

ડેલ્ફિક ઓરેકલના "તમારી જાતને ઓળખો"થી માંડીને ફ્રોઈડની માનસ-પૃથક્કરણીય ચિકિત્સા સુધી માનસ-શાસ્ત્રનું કામ હતું સ્વત્વને ખોળવાનું, વ્યક્તિને સમજવાનું, "તમને મુક્તિ અપાવતા સત્ય"ને શોધવાનું. આજે માનસિક ચિકિત્સા, માનસશાસ્ત્ર અને માનસ-પૃથક્કરણ માણસનો સાધન તરીકે ઉપયોગ કરવામાં હાથારૂપ બનવાનો ભય ઊભો થયો છે. આ ક્ષેત્રના નિષ્ણાતો તમને કહેશે કે "નોર્મલ" માણસ કેવો હોય, અને તે મુજબ તમારામાં શી ખામી છે; એ ખામી દૂર કરીને તમે ઢાંચા સાથે કેમ બંધબેસતા થઈ જાઓ, સુખી થાઓ,

નોર્મલ થાઓ, તેવા ઉપાયો તેઓ શોધશે. છાપું, રેડીઓ, ટેલીવિઝન વગેરે તો આ ઢાંચો ઘડવાનું કામ કરે જ છે, પણ તેમાં આ આધુનિક માનસશાસ્ત્ર કળશરૂપ સિદ્ધિ પ્રાપ્ત કરે છે. આજે હવે એ વાત વધુ ને વધુ સ્પષ્ટ થતી જાય છે કે માનસશાસ્ત્ર, માનસિક ચિકિત્સા અને માનસ-પૃથક્કરણના આ ધંધાઓ માણસના વિકાસ માટે એક ગંભીર ખતરારૂપ બની રહ્યા છે, અને તેના ધંધાદારીઓ મોજમજા, ઉપભોગ અને સ્વત્વહીનતાનો જે નવો ધર્મ પાંગરી રહ્યો છે તેના ધર્મગુરુઓ બની રહ્યા છે, માણસનો એક સાધન તરીકે ઉપયોગ કરવાના નિષ્ણાતો બની રહ્યા છે, પરાયાપણાથી પીડાતા વ્યક્તિત્વના પ્રવક્તા બની રહ્યા છે.

(૪) સમજશક્તિ, અંતરાત્મા, ધર્મ

ઉપર-ઉપરથી જોતાં એમ લાગે છે કે આજે સમજશક્તિ, અંતરાત્મા અને ધર્મનો વિકાસ થાય છે. પશ્ચિમના દેશોમાં નિરક્ષરતા ભાગ્યે જ હવે રહી હશે. બધાં માણસો છાપાં વાંચે છે, દુનિયાના બનાવો વિશે સારી રીતે વાતો કરે છે. તેઓ બહુ શિષ્ટતા ને સભ્યતાથી વર્તે છે. લોકો ઈશ્વરમાં પણ માને છે. અને ચર્ચમાંયે જાય છે. પરંતુ પરિસ્થિતિ ખરેખર આશાસ્પદ છે. ખરી ?

આપણે અગાઉ જોયું છે તેમ બુદ્ધિ અને સમજશક્તિમાં ફરક છે. બુદ્ધિ દ્વારા હું મારું કામ ચલાવી શકું છું, સાધનોનો ઉપયોગ કરી શકું છું, પણ હું તેમની આરપાર નથી જોઈ શકતો. તે કામ સમજશક્તિનું છે. તેને માટે આત્મ-પ્રત્યય જોઈએ. જો હું પોતે હું હોઉં, જો મેં મારું આગવું વ્યક્તિત્વ ગુમાવી દીધુ ન હોય, તો જ હું વિચારી શકું, મારી સમજશક્તિનો ઉપયોગ કરી શકું.

આજે કોઈ માણસ સમગ્ર કામ સાથે સંકળાયેલો નથી. વળી, આજે બધું જ એટલું વ્યાપક બની ગયું છે કે કોઈ પણ ચીજને તેની સંપૂર્ણતામાં જોવાનું ને સમગ્રપણે સમજવાનું લગભગ અશક્ય થઈ પડયું છે. એક તોતિંગ યંત્રના કે તંત્રના અમુક ભાગનો બુદ્ધિ દ્વારા ઉપયોગ થઈ શકે, પણ સમજશક્તિ તો જ પાંગરી શકે જો સમગ્ર આકલન થાય. તેથી એકમ એવડું જ હોવું જોઈએ, જે આપણી પહોંચમાં હોય. જેમ આપણા કાન અમુક અંતર સુધીનું જ સાંભળી શકે છે, અને આંખ અમુક અંતર સુધીનું જ જોઈ શકે છે, તેમ સમજશક્તિનેય મર્યાદા છે. એટલે એકમ અમુક હદ કરતાં વધુ મોટું થાય તો માણસ તેના નક્કર સ્વરૂપમાં સમગ્રપણે તેનું આકલન નથી કરી શકતો. આ સમસ્યા તરફ પહેલવહેલું ધ્યાન ખેંચનાર એરિસ્ટોટલ હતો. તેણે એમ કહેલું કે શહેરમાં અમુક હદ કરતાં વધુ વસ્તી હોય તો તે જીવવા જેવું ન રહે.

આજે માણસની બુદ્ધિનો ઘણો વિકાસ થયો છે, પણ તેની સમજશક્તિ ઘણી ઘટી છે. વાસ્તવિક પરિસ્થિતિને એ જેમની તેમ સ્વીકારી લે છે. એ તેને ખાવા માગે છે, તેનો ઉપભોગ કરવા માગે છે, તેને સ્પર્શવા માગે છે, તેને અનુકૂળ બનાવીને પોતાના માટે તેનો ઉપયોગ કરવા માગે છે. પરંતુ એ પૂછતોયે નથી કે તેની પછવાડે શું છે, આજે તે જેવી છે તેવી શા માટે છે, અને આ બધું કયાં જઈ રહ્યું છે. ગમાર-પણાનો અર્થ આપણે જો સમજણશક્તિનો અભાવ કરતા હોઈએ, તો તે આજે પહેલાં કરતાં વધ્યું છે. આજે લગભગ દરેક માણસ રોજ ગીતા કે કુરાનની જેમ છાપું વાંચે છે, તેમ છતાં રાજકીય બનાવોની સમજણનો આજે અભાવ છે.

નૉર્મલ થાઓ, તેવા ઉપાયો તેઓ શોધશે. છાપું, રેડીઓ, ટેલીવિઝન વગેરે તો આ ઢાંચો ઘડવાનું કામ કરે જ છે, પણ તેમાં આ આધુનિક માનસશાસ્ત્ર કળશરૂપ સિદ્ધિ પ્રાપ્ત કરે છે. આજે હવે એ વાત વધુ ને વધુ સ્પષ્ટ થતી જાય છે કે માનસશાસ્ત્ર, માનસિક ચિકિત્સા અને માનસ-પૃથક્કરણના આ ધંધાઓ માણસના વિકાસ માટે એક ગંભીર ખતરારૂપ બની રહ્યા છે, અને તેના ધંધાદારીઓ મોજમજા, ઉપભોગ અને સ્વત્વહીનતાનો જે નવો ધર્મ પાંગરી રહ્યો છે તેના ધર્મગુરુઓ બની રહ્યા છે, માણસનો એક સાધન તરીકે ઉપયોગ કરવાના નિષ્ણાતો બની રહ્યા છે, પરાયાપણાથી પીડાતા વ્યક્તિત્વના પ્રવક્તા બની રહ્યા છે.

(૪) સમજશક્તિ, અંતરાત્મા, ધર્મ

ઉપર-ઉપરથી જોતાં એમ લાગે છે કે આજે સમજશક્તિ, અંતરાત્મા અને ધર્મનો વિકાસ થાય છે. પશ્ચિમના દેશોમાં નિરક્ષરતા ભાગ્યે જ હવે રહી હશે. બધાં માણસો છાપાં વાંચે છે, દુનિયાના બનાવો વિશે સારી રીતે વાતો કરે છે. તેઓ બહુ શિષ્ટતા ને સભ્યતાથી વર્તે છે. લોકો ઈશ્વરમાં પણ માને છે. અને ચર્ચમાંયે જાય છે. પરંતુ પરિસ્થિતિ ખરેખર આશાસ્પદ છે. ખરી ?

આપણે અગાઉ જોયું છે તેમ બુદ્ધિ અને સમજશક્તિમાં ફરક છે. બુદ્ધિ દ્વારા હું મારું કામ ચલાવી શકું છું, સાધનોનો ઉપયોગ કરી શકું છું, પણ હું તેમની આરપાર નથી જોઈ શકતો. તે કામ સમજશક્તિનું છે. તેને માટે આત્મ-પ્રત્યય જોઈએ. જો હું પોતે હું હોઉં, જો મેં મારું આગવું વ્યક્તિત્વ ગુમાવી દીધું ન હોય, તો જ હું વિચારી શકું, મારી સમજશક્તિનો ઉપયોગ કરી શકું.

આજે કોઈ માણુસ સમગ્ર કામ સાથે સંકળાયેલો નથી. વળી, આજે બધું જ એટલું વ્યાપક બની ગયું છે કે કોઈ પણ ચીજને તેની સંપૂર્ણતામાં જોવાનું ને સમગ્રપણે સમજવાનું લગભગ અશકય થઈ પડયું છે. એક તોતિંગ યંત્રના કે તંત્રના અમુક ભાગનો બુદ્ધિ દ્વારા ઉપયોગ થઈ શકે, પણ સમજશક્તિ તો જ પાંગરી શકે જો સમગ્ર આકલન થાય. તેથી એકમ એવડું જ હોવું જોઈએ, જે આપણી પહોંચમાં હોય. જેમ આપણા કાન અમુક અંતર સુધીનું જ સાંભળી શકે છે, અને આંખ અમુક અંતર સુધીનું જ જોઈ શકે છે, તેમ સમજશક્તિનેય મર્યાદા છે. એટલે એકમ અમુક હદ કરતાં વધુ મોટું થાય તો માણુસ તેના નક્કર સ્વરૂપમાં સમગ્રપણે તેનું આકલન નથી કરી શકતો. આ સમસ્યા તરફ પહેલવહેલું ધ્યાન ખેંચનાર એરિસ્ટોટલ હતો. તેણે એમ કહેલું કે શહેરમાં અમુક હદ કરતાં વધુ વસ્તી હોય તો તે જીવવા જેવું ન રહે.

આજે માણુસની બુદ્ધિનો ઘણો વિકાસ થયો છે, પણ તેની સમજશક્તિ ઘણી ઘટી છે. વાસ્તવિક પરિસ્થિતિને એ જેમની તેમ સ્વીકારી લે છે. એ તેને ખાવા માગે છે, તેનો ઉપભોગ કરવા માગે છે, તેને સ્પર્શવા માગે છે, તેને અનુકૂળ બનાવીને પોતાના માટે તેનો ઉપયોગ કરવા માગે છે. પરંતુ એ પૂછતોયે નથી કે તેની પછવાડે શું છે, આજે તે જેવી છે તેવી શા માટે છે, અને આ બધું કયાં જઈ રહ્યું છે. ગમાર-પણાનો અર્થ આપણે જો સમજણશક્તિનો અભાવ કરતા હોઈએ, તો તે આજે પહેલાં કરતાં વધ્યું છે. આજે લગભગ દરેક માણુસ રોજ ગીતા કે કુરાનની જેમ છાપું વાંચે છે, તેમ છતાં રાજકીય બનાવોની સમજણનો આજે અભાવ છે.

તમારી આધ્યાત્મિક શક્તિઓના વિકાસ સારુ તમારું જીવન અર્પવું, એ બધું આ વાજબીપણાના નીતિશાસ્ત્રમાં આવતું નથી. આજે આપણે વિરોધાભાસી સ્થિતિમાં રહીએ છીએ : આપણે અમલ કરીએ છીએ વાજબીપણાના નીતિશાસ્ત્રનો, અને હિમાયત કરીએ છીએ ઈશુના નીતિશાસ્ત્રની. તેમ છતાં આપણું નભે છે તેનું કારણ એ છે કે ચાર હજાર વર્ષમાં થયેલ અંતરાત્માના વિકાસનો વારસો હજી આપણે સંપૂર્ણપણે ગુમાવ્યો નથી. ઊલટાનો છેલ્લાં વર્ષોમાં અનેક શૃંખલાઓમાંથી માણસ મુક્ત થયો તેને લીધે આ વારસો મહોરવાયે લાગ્યો છે અને છેલ્લા બે-ત્રણ સૈકામાં તો કદાચ અગાઉ કયારેય ન થયો હોય એવો પ્રફુલ્લિત થયો છે. આ પ્રક્રિયા હજી ચાલુ છે—પરંતુ આજે વીસમી સદીમાં માનવ-જીવનની જે સ્થિતિ છે તે જો લાંબો વખત કાયમ રહી તો મને લાગે છે કે આ ફૂલ કરમાઈ જશે, અને પછી કયારેય કોઈ નવી કળી ખીલી શકશે નહીં. આ વારસો હજી આપણી પાસે છે ખરો; પરંતુ તેને માત્ર એક વારસારૂપ જ રહેવા દીધા વિના આપણે જો એને આપણી સમગ્ર જીવનપદ્ધતિમાં વણી નહીં લઈએ અને નવપલ્લવિત નહીં કરીએ, તો એ ક્યાંય ખર્ચાઈ જશે અને તેની જગ્યાએ હકસલીએ “Brave New World”માં કે જ્યોર્જ ઓરવેલે “1984”માં આલેખેલું નીતિશાસ્ત્ર આવશે.

જે નીતિશાસ્ત્ર વિશે કહ્યું, તે જ ધર્મ વિશે કહેવાનું છે. અલબત્ત, ધર્મ આપણે કોને કહીએ છીએ તે સવાલ છે. ધર્મને આપણે એક વ્યવસ્થા અને ભક્તિના સાધન તરીકે માનતા હોઈએ તો દરેકે દરેક માણસ ધાર્મિક છે, કેમ કે તેના વિના એ જીવી શકે નહીં. એ અર્થમાં આપણી

આપણી બુદ્ધિ આજે આપણને એવાં શસ્ત્રાસ્ત્રો બનાવી આપે છે, જેના પર આપણી સમજશક્તિ અંકુશ રાખી શકતી નથી. આપણને "શું છે" તેની ખબર છે, પણ "શા માટે" છે તેની ખબર નથી.

નીતિશાસ્ત્ર સમજશક્તિના આધારે મૂલ્ય-વિચાર કરે છે. તેના પરથી માણસ નિર્ણય કરે છે કે શું ઇષ્ટ છે અને શું અનિષ્ટ, અને પછી તે પ્રમાણે વર્તે છે. સમજશક્તિના તેમ જ નૈતિક વિવેકબુદ્ધિના ઉપયોગ માટે સ્વત્વની હાજરી અનિવાર્ય છે. પણ જે સમાજવ્યવસ્થામાં માણસ યંત્રવત્ બની ગયો હોય તેમાં સમજશક્તિ અને નૈતિક વિવેકબુદ્ધિ ભાગ જ શી રીતે ભજવી શકે? વળી, મેંઢાશાઈ જ જ્યાં જીવનનો સિદ્ધાંત હોય ત્યાં અંતરાત્મા કેવી રીતે પાંગરી શકે? અંતરાત્મા ને મેંઢાશાઈ એ વદતોવ્યાઘાત જેવું છે. બીજા બધા જ હા કહેતા હોય ત્યારે પણ જો તેને ઠીક ન લાગતું હોય તો અંતરાત્મા ના કહી શકવો જોઈએ. મેંઢાશાઈ વર્તન કરતો માણસ પોતાના અંતરાત્માના અવાજને સાંભળી શકે નહીં, અને તે પ્રમાણે વર્તી તો ન જ શકે. માણસ જ્યારે પોતાને એક ચીજવસ્તુ તરીકે નહીં પણ એક માણસ તરીકે અનુભવે ત્યારે જ એનો અંતરાત્મા જાગી શકે.

બજારમાં કોઈ નૈતિકતાનો નહીં, પણ વાજબીપણાનો સિદ્ધાંત કામ કરતો હોય છે; અને જેમનાં જીવન બજારુ થઈ ગયાં છે એમનાં જીવનનેય એ જ સિદ્ધાંત લાગુ પડે છે. આ વાજબીપણાના સિદ્ધાંતને કારણે અમુક પ્રકારની નીતિમત્તા જરૂર પળાય છે. તમે જૂઠું નહીં બોલો, છેતરશો નહીં, બળજબરી નહીં કરો, બીજા માણસને તક પણ આપશો. પરંતુ પડોશીને પ્રેમ કરવો, તેની સાથે એકતા અનુભવવી,

તમારી આધ્યાત્મિક શક્તિઓના વિકાસ સારુ તમારું જીવન અર્પવું, એ બધું આ વાજબીપણાના નીતિશાસ્ત્રમાં આવતું નથી. આજે આપણે વિરોધાભાસી સ્થિતિમાં રહીએ છીએ : આપણે અમલ કરીએ છીએ વાજબીપણાના નીતિશાસ્ત્રનો, અને હિમાયત કરીએ છીએ ઈશુના નીતિશાસ્ત્રની. તેમ છતાં આપણું નભે છે તેનું કારણ એ છે કે ચાર હજાર વર્ષમાં થયેલ અંતરાત્માના વિકાસનો વારસો હજી આપણે સંપૂર્ણપણે ગુમાવ્યો નથી. ઊલટાનો છેલ્લાં વર્ષોમાં અનેક શૃંખલાઓમાંથી માણસ મુક્ત થયો તેને લીધે આ વારસો મહોરવાયે લાગ્યો છે અને છેલ્લા બે-ત્રણ સૈકામાં તો કદાચ અગાઉ ક્યારે ય ન થયો હોય એવો પ્રફુલ્લિત થયો છે. આ પ્રક્રિયા હજી ચાલુ છે—પરંતુ આજે વીસમી સદીમાં માનવ-જીવનની જે સ્થિતિ છે તે જો લાંબો વખત કાયમ રહી તો મને લાગે છે કે આ ફૂલ કરમાઈ જશે, અને પછી ક્યારેય કોઈ નવી કળી ખીલી શકશે નહીં. આ વારસો હજી આપણી પાસે છે ખરો; પરંતુ તેને માત્ર એક વારસારૂપ જ રહેવા દીધા વિના આપણે જો એને આપણી સમગ્ર જીવનપદ્ધતિમાં વણી નહીં લઈએ અને નવપલ્લવિત નહીં કરીએ, તો એ ક્યાંય ખર્ચાઈ જશે અને તેની જગ્યાએ હકસલીએ "Brave New World"માં કે જ્યોર્જ ઓરવેલે "1984"માં આલેખેલું નીતિશાસ્ત્ર આવશે.

જે નીતિશાસ્ત્ર વિશે કહ્યું, તે જ ધર્મ વિશે કહેવાનું છે. અલબત્ત, ધર્મ આપણે કોને કહીએ છીએ તે સવાલ છે. ધર્મને આપણે એક વ્યવસ્થા અને ભક્તિના સાધન તરીકે માનતા હોઈએ તો દરેકે દરેક માણસ ધાર્મિક છે, કેમ કે તેના વિના એ જીવી શકે નહીં. એ અર્થમાં આપણી

સંસ્કૃતિ બીજી કોઇ પણ સંસ્કૃતિ જેટલી જ ધાર્મિક છે. આપણા દેવ છે, યંત્ર અને કાર્યક્ષમતા; આપણા જીવનનું ધ્યેય છે, આગળ વધવું, અને તેટલું ટોચે પહોંચવું. પરંતુ ધર્મને આપણે જો એકેશ્વરવાદ માનતા હોઈએ તો આજનો આપણો ધર્મ શોભાના ગાંઠિયા કરતાં કાંઈ વિશેષ નથી. પરાયાપણા અને વાજબીપણાના નીતિશાસ્ત્ર સાથે એકેશ્વરવાદનો કદી મેળ ખાય નહીં. એકેશ્વરવાદ તો માણસની મુક્તિને, માણસના પૂર્ણ વિકાસને જીવનનું પરમ ધ્યેય માને. ઈશ્વર જો અગમ્ય છે, અવર્ણનીય છે, અને માણસને જો ઈશ્વરના જેવો બનાવવામાં આવ્યો છે, તો માણસ પણ અવર્ણનીય છે. એનો અર્થ એ કે એ કોઈ ચીજવસ્તુ નથી, અને તેને કદી એ કક્ષાએ મૂકી શકાય નહીં.

આપણી સંસ્કૃતિ માનવ ઇતિહાસમાં કદાચ પહેલવહેલી સંપૂર્ણપણે બિનસાંપ્રદાયિક સંસ્કૃતિ હશે. માનવ અસ્તિત્વનાં મૂળભૂત પ્રશ્નો વિશેની સભાનતા અને ચિંતા આપણે બિલકુલ છોડી દીધી છે. જીવનના રહસ્ય વિશે, તેના ઉકેલ વિશે આપણને કશી લેવાદેવા નથી. આપણી સામે કેવળ એક જ ધ્યેય છે કે જીવનનું સફળતાપૂર્વક રોકાણ કરવું, અને તેમાંથી વધુમાં વધુ નફો મેળવવો. આપણામાંના મોટા ભાગના ઈશ્વરમાં માને છે, એમ સ્વીકારીને ચાલે છે કે ઈશ્વરનું અસ્તિત્વ છે. બાકીના જેઓ નથી માનતા, તેઓ પણ એમ સ્વીકારીને ચાલે છે કે ઈશ્વરનું અસ્તિત્વ નથી. ગમે તેમ હો, ઈશ્વર વિશે કોઈને પડી નથી. ઈશ્વરમાંની માન્યતા કે અ-માન્યતા કશુંયે નીંદરને વેરણ કરી મૂકતું નથી, કે પેટનું પાણીયે હલાવતું નથી. ખરું જોતાં, આપણી સંસ્કૃતિમાં માણસ ઈશ્વરમાં માનતો હોય કે ન માનતો

હોય, તે બે વચ્ચે ખાસ કોઈ ફરક નથી. બંને અવસ્થામાં એ કશી ચિંતા કરતો નથી—ન તો ઈશ્વર વિશે, કે ન પોતાના અસ્તિત્વના પ્રશ્નના ઉકેલ વિશે. જેમ બંધુપ્રેમની જગ્યાએ બિન-અંગત વાજબીપણું આવી ગયું છે, તેમ ઈશ્વર આજે આ વિશ્વ લિમિટેડ કંપનીનો એક અપરિચિત જનરલ ડાયરેકટર થઈ ગયો છે; તમે જાણો છો કે એ ત્યાં છે, એ આ ખેલ ચલાવે છે, ( જો કે એના વિનાયે આ કદાચ ચાલે ), તમે કદી એને જોતા નથી, પણ તમે એની નેતાગીરી સ્વીકારો છો, અને તમે તમારી " ફરજ અદા કરતા રહો છો. "

### (૫) કામ

માણસ જો બીજાઓનું શોષણ ન કરે તો આજીવિકા માટે તેણે કામ કરવું જ પડે. પરંતુ કામ એ માણસ માટે માત્ર એક અનિવાર્ય જરૂરિયાત જ નથી. કામ એ તો માણસને પ્રકૃતિની ગુલામીમાંથી છોડાવનાર મુક્તિદાતા છે, તેને એક સામાજિક અને સ્વતંત્ર વ્યક્તિ બનાવનાર સર્જક છે. કામની પ્રક્રિયા દરમ્યાન, એટલે કે પોતાની બહારની પ્રકૃતિને ઘાટ આપતાં આપતાં ને તેમાં પરિવર્તન કરતાં કરતાં માણસ પોતાની જાતને ય ઘાટ આપે છે અને તેમાં પરિવર્તન કરે છે. એ પોતાની પ્રાકૃત અવસ્થામાંથી બહાર નીકળે છે અને પ્રકૃતિનો સ્વામી બને છે; એ પોતાની સહકાર, સમજણ, સૌંદર્યદૃષ્ટિ, વગેરે શક્તિઓ ખીલવે છે. પ્રકૃતિ સાથેની પોતાની મૂળ એકતામાંથી એ પોતાની જાતને છૂટી કરે છે, પણ સાથોસાથ પ્રકૃતિના સ્વામી અને ઘડવૈયા તરીકે તેની સાથે ફરી પોતાની જાતને સાંકળે છે. જેમ જેમ કામ વિકસતું જાય છે તેમ તેમ માણસનું વ્યક્તિત્વ વિકસતું જાય છે.

પશ્ચિમની દુનિયામાં તેરમા ને ચૌદમા સૈકામાં કળા-કારીગરીનો વિકાસ થયો. કામ ત્યારે માત્ર એક ઉપયોગી પ્રવૃત્તિ રૂપ જ નહોતું, પણ તેનાથી માણસને ઊંડો સંતોષ થતો. શ્રી મિલે લખ્યું છે: 'કારીગર પોતાના કામ સાથે સમગ્રપણે સંકળાયેલો હતો. તે સ્વતંત્ર હતો. પોતાના કામમાંથી તે શીખી શકતો, અને પોતાની શક્તિઓ ને કુશળતાનો કામ કરતાં કરતાં ઉપયોગ તેમ જ વિકાસ કરી શકતો. કામ અને મનોરંજન, અથવા કામ અને સંસ્કૃતિ એકમેકથી વિંખૂટાં નહોતાં પડી ગયાં. કામની પ્રક્રિયા તેની આખીયે જીવનપદ્ધતિને ઘડતી.'

પરંતુ આજે કામનું સ્વરૂપ સાવ બદલાઈ ગયું છે. આજે પોતાના કામમાંથી જ માણસને સંતોષ ને આનંદ નથી મળી રહેતો, પણ કામ તેને માટે એક ફરજ ને વેઠરૂપ બની ગયું છે. જેમ જેમ કામમાંથી વધુ ને વધુ પૈસો મેળવવાનું શક્ય બનવા લાગ્યું તેમ તેમ કામ સફળતા ને સંપત્તિની પ્રાપ્તિના નકરા એક સાધન રૂપ જ બની ગયું. આજના માનવીની એકલવાયાપણાની અને અટૂલાપણાની લાગણી પણ કામ કરતા રહેવાથી ઓછી થાય છે. અને સાધન-સંપત્તિ વિહોણાઓ માટે તો કામ એક વેઠરૂપ જ બન્યું છે.

કામ કરવું એ એક કર્તવ્ય છે, એવી ધાર્મિક મનોવૃત્તિ આજે લગભગ ભુસાઈ ગઈ છે. આધુનિક માનવીને ખબર નથી કે પોતે શું કરવું, પોતાની જિંદગી અર્થપૂર્ણ રીતે કેમ ગાળવી. અને અસહ્ય કંટાળાની લાગણીને ટાળવા એ કામ તરફ વળે છે. કામ હવે તેને માટે એક નૈતિક ને ધાર્મિક કર્તવ્યરૂપ નથી રહ્યું. તેને બદલે કંઈક અવનવું જ ઊભું થયું છે. કૂદકે ને ભૂસકે વધતું ઉત્પાદન, વધુ ને વધુ

મોટી તથા વધુ ને વધુ સારી ચીજવસ્તુઓ બનાવવાની દોટ, એ પોતે જ ધ્યેય બની ગયાં છે, નવા આદર્શો બની ગયાં છે. કામ કરનાર માણુસ અને કામ વચ્ચે કોઈ સીધો સંબંધ રહ્યો નથી.

ઔદ્યોગિક કામદારની બાબતમાં શું બને છે? એ રોજ સાત-આઠ કલાક પોતાની શ્રેષ્ઠ શક્તિ "કંઈક"ના ઉત્પાદન પાછળ ખર્ચે છે. આજીવિકા રળવા માટે તેને કામ કરવું પડે છે, પણ તેની ભૂમિકા મોટે ભાગે નિષ્ક્રિય છે. ઉત્પાદનની એકદમ જટિલ ને યંત્રવત્ પ્રક્રિયામાં એ પોતે કંઈક નાનું અમથું કામ કરે છે. પોતે બનાવેલ ચીજવસ્તુ સાથે સમગ્રપણે ઉત્પાદકના નાતે એ કદી સંબંધમાં આવતો નથી. ખીસામાં પૈસા હોય તો ગ્રાહકના નાતે કદાચ એ "પોતાની" વસ્તુ સાથે સમગ્રપણે સંબંધમાં આવશે. કામની વ્યવસ્થા કે સંચાલનમાં એ કશો ભાગ લેતો નથી. આ વસ્તુ શા માટે બનાવવામાં આવે છે તે વિશે તેને ખબર પણ નથી, રસ પણ નથી. સમાજની જરૂરિયાતો સંતોષવા બાબતમાં આ વસ્તુનો શો ફાળો છે, તે એ જાણતો નથી. તેની કંપની યંત્રોનો ઉપયોગ કરીને જોડા, મોટરો, વીજળીના બલ્બ બનાવે છે. એ પણ યંત્રનો એક ભાગ છે, નહીં કે તેનો સ્વામી. એને બદલે યંત્ર જ તેનો સ્વામી બની બેઠું છે. જે કામો હજી યંત્રો દ્વારા નથી થઈ શકતાં તેવાં જ કામો તેણે કરવાનાં રહે છે. આમ, આજે યંત્ર તેનાં કામોની પૂર્તિ કરનારું નથી, પણ તે યંત્રોનાં કામોની પૂર્તિ કરનારો છે.

કામ એ પૈસો રળવાનું સાધન છે. આ તે કાંઈ અર્થપૂર્ણ માનવીય પ્રવૃત્તિ ગણાય? મોટર ઉદ્યોગના કામદારોના નિરીક્ષણ બાદ શ્રી ડ્રકર લખે છે : 'મોટા ભાગના કામદારોને

પગાર સિવાય બીજા કોઈમાં રસ નહોતો. કામ કંઈક અકુદરતી, અરુચિકર ને અર્થહીન લાગતું. પગાર મેળવવા માટે આવું કામ કરવું પડે તે એમને વાહિયાત, અપમાનજનક ને મહત્ત્વહીન લાગતું. આને લીધે કામ ફૂવડપણે ચાલે, લાસરિયું ચાલે, અને ઓછું કામ કરીને તેટલો ને તેટલો પગાર મેળવવાની તરકીબો શોધાય. એટલે પછી કામદારોમાં અસંતોષ ને અસમાધાન જન્મે તેમાં શી નવાઈ? માત્ર પગાર જ કાંઈ માણસનું સ્વમાન જાળવવા માટે પૂરતો થોડો છે?'

હમણાં હમણાં હવે કામદારના મનોવિજ્ઞાન અને કામ પ્રત્યેના એમના વલણ અંગે વધુ ને વધુ ધ્યાન અપાવા લાગ્યું છે. કહે છે કે "ઉદ્યોગના માનવીય પ્રશ્ન"નો અભ્યાસ થવો જોઈએ. પણ આ દૃષ્ટિ જ ખોટી છે. અહીં જીવતો જાગતો એક માણસ છે, જે પોતાની જિંદગીનો મોટા ભાગનો સમય ઉદ્યોગમાં કામ કરવામાં ગાળે છે, અને તમે કહો છો, "ઉદ્યોગનો માનવીય પ્રશ્ન!" અરે, તમારે તો વિચારવો જોઈએ "માનવીનો આદ્યોગિક પ્રશ્ન." આખીયે મનોવૃત્તિમાં જ પાયાનો ફરક છે.

ઔદ્યોગિક મનોવિજ્ઞાનમાં થયેલ સંશોધનો મુખ્યત્વે કામદારની ઉત્પાદન-ક્ષમતા વધારવા અંગેના તેમ જ ઓછામાં ઓછા સંઘર્ષ સાથે એ કામ કરી શકે, તે અંગેના જ છે. માનવયંત્રનું સંચાલન સારી ને નફાકારક રીતે થઈ શકે તે માટે મનોવિજ્ઞાને પોતાની સેવાઓ "માનવ ઇજનેરી"ને અર્પી છે. કામદાર પણ એક યંત્ર છે, તેમાં તેલ પૂરવાથી તે સારું કામ આપે. આની પાછળનો વિચાર આવો છે: કામદાર સુખી હોય ત્યારે સારું કામ કરતો હોય, તો ચાલો આપણે

તેને સુખી બનાવીએ, નિશ્ચિંત બનાવીએ, સંતોષી બનાવીએ, અથવા બીજું જે કાંઈ કરવું ઘટે તે કરીએ, જેથી તે વધુ ઉત્પાદન કરતો થાય. "માનવીય કાળજી"ને નામે કામદાર વિશે એક માનવ તરીકે નહીં, પણ બિલકુલ નફો વધારી આપતા એક યંત્ર તરીકે વિચારવામાં આવે છે અને તેની સાથે વર્તવામાં આવે છે. આ તે માનવીય કાળજી કે અમાનવીય કાળજી ?

કામના આવા પરાયા ને બિલકુલ અસંતોષકારક સ્વરૂપને પરિણામે બે પ્રત્યાઘાતો ઊઠે છે: સંપૂર્ણ આળસુપણાનો આદર્શ અને ઊંડી જડવાળી છતાં ઘણી વાર અજ્ઞાત એવી ઘૃણા ને દુશ્મનાવટ—કામ પ્રત્યે અને કામ સાથે સંકળાયેલ દરેકે દરેક વ્યક્તિ તેમ જ દરેકે દરેક વસ્તુ પ્રત્યે.

આ આળસુપણું ને નિષ્ક્રિયતા આપણને આજે ચારેકોર જોવા મળે છે. માણસને વેઠમાંથી છોડાવતાં કેટલાંક યંત્રો જરૂર ઉપયોગી છે. પણ મોટા ભાગનાં યંત્રોની આ ઉપયોગિતા માણસને બિલકુલ નિષ્ક્રિય ને એદી બનાવી રહી છે. નાસ્તાના પડીકા પર જાહેરાત હશે: "નવું—ખાવા માટે સાવ સહેલું." ટોસ્ટ બનાવનાર વીજળી-યંત્રની જાહેરાત કહેશે: "…. દુનિયાભરમાં અદ્વિતીય ! તે બધું જ કરી આપશે. તમારે હાથ પણ નહીં હલાવવો પડે. યંત્રનો જ એક હાથો હળવેકથી તમારા હાથમાંથી પાઉં લઈ લેશે !" ભાષા શીખવનારા અભ્યાસ-વર્ગોનું મુખ્ય સૂત્ર હશે: "વગર મહેનતે શીખો—અગાઉના જેવી કશી વેઠ નહીં." જિંદગીના વીમા વિશેની જાહેરાતમાં ૬૦ વર્ષે નિવૃત્ત થયેલ વૃદ્ધ દંપતી જોવા મળશે, જેમને આનંદ જ આનંદ છે, કેમ કે હરવાફરવા સિવાય એમણે હવે બીજું કશું જ કરવાનું નથી.

રેડીઓ અને ટેલીવિઝન આ આળસુપણાની ઝંખનાનું એક બીજું પાસું દર્શાવે છે: બટન દાબું કે હું સંગીત, ભાષણો, નાટકો ઊભાં કરી શકું. ટેલીવિઝન પર હું દુનિયાના બનાવોને મારી આંખ સામે છતા કરી શકું. મોટરમાં મહાલવા પાછળ પણ કંઈક અંશે આ દાબ-બટન વૃત્તિ કામ કરી રહી છે. કશીયે મહેનત વિના માત્ર એક બટન દાબવાથી યંત્રને ગતિમાન કરી શકાય છે; સ્થળના પરિમાણ ઉપર પોતે પ્રભુત્વ મેળવ્યું છે એવું ડ્રાઈવરે અનુભવવા માટે ખાસ કાંઈ કુશળતા કે મહેનતની જરૂર પડતી નથી.

પરંતુ અર્થહીન અને કંટાળાજનક કામને લીધે ઊઠતો પ્રત્યાઘાત આના કરતાંયે ઘણો બધો ખતરનાક છે, અને તેનાં મૂળ બહુ ઊંડાં છે. આ હાડોહાડ ઘૃણા વિશે બહુ ઓછા માણસો સભાન હોય છે. કેટલાયે વેપારીઓ પોતાને પોતાના ધંધાના અને પોતે જે ચીજવસ્તુ વેચતા હોય તેના કેદીરૂપ અનુભવતા હોય છે. પોતે જે કંઈ વેચતા હોય તેના વિશે કંઈક છળકપટની લાગણી અને એક છૂપી ઘૃણા તેમના મનમાં હોય છે. તેઓ પોતાના ઘરાકોને ધિક્કારે છે, જેમને ચીજ-વસ્તુ વેચવા માટે પોતાને આ બધો નાટક કરવાની ફરજ પડે છે. તેઓ પોતાના હરીફોને ધિક્કારે છે, કેમ કે એમના તરફથી કાયમ એક ભય માથે તોળાતો હોય છે. તેઓ પોતાના નોકરોને ધિક્કારે છે, કેમ કે એમની સાથે એક સંઘર્ષ ચાલ્યા કરે છે. અને સૌથી મહત્ત્વની વાત તો એ કે તેઓ પોતાની જાતને ધિક્કારે છે, કેમ કે તેઓ જુએ છે કે સફળતાના ક્ષણજીવી નશા ઉપરાંત બીજું કશુંયે ખાસ સિદ્ધ કર્યા વિના પોતાનું જીવતર સરી રહ્યું છે. અલબત્ત, આ બધા ધિક્કાર ને ઘૃણા મોટે ભાગે અજ્ઞાત હોય છે, અને કેવળ

પ્રસંગોપાત્ત જ વીજ-ચમકારાની જેમ તેના વિશે સભાન થઈ જવાય છે, પણ તેય ક્ષણો એટલી અસ્વસ્થ બનાવી મૂકનારી હોય છે કે તેને ઝટ વિસારે પાડી શકાતી નથી.

(૬) લોકશાહી

લોકશાહીનો સિદ્ધાંત એ છે કે એકાદ રાજા કે અમુક નાનો સમૂહ નહીં, પણ આખીયે પ્રજા પોતાનું ભાવિ ઘડે અને સમાજને લગતા નિર્ણયો લે. પોતાના ચૂંટેલા પ્રતિનિધિ મારફત દરેક નાગરિક સમાજના વહેવારમાં જવાબદારીભર્યો સહયોગ આપશે એવી કલ્પના કરવામાં આવી છે. આમ, સૈદ્ધાંતિક દૃષ્ટિએ એક સુંદર વ્યવસ્થા ઊભી કરવામાં આવી છે.

પરંતુ વહેવારમાં આપણે જોઈએ છીએ કે આ વ્યવસ્થા આદર્શરૂપ પુરવાર થઈ નથી. સમાજમાં જ્યારે બેહદ અસમાનતા હોય ત્યારે વિશિષ્ટાધિકાર ભોગવતા વર્ગો એ વિશિષ્ટાધિકારોને વળગી રહેવા માગતા હોય છે, અને તેને માટે તેઓ બધું જ કરી છૂટે છે. સાર્વત્રિક મતાધિકાર આપવા છતાં આ સ્થિતિમાં ફરક પડતો નથી. યુરોપ-અમેરિકામાં લગભગ બધે સાર્વત્રિક મતાધિકાર હોવા છતાં ફ્રેંકલિન રૂઝવેલ્ટના શબ્દોમાં કહીએ તો દુનિયાના સૌથી વધુ ધનિક દેશ અમેરિકામાં જ ત્રીજા ભાગની વસ્તીને "પૂરતું ખાવાનું, પહેરવા-ઓઢવાનું ને રહેવાનું મળતું નથી."

સાર્વત્રિક મતાધિકાર આપવાથી નાગરિકો જવાબદાર, સક્રિય ને સ્વતંત્ર વ્યક્તિત્વવાળા બનશે એવી આશા પણ બર આવી નથી. આજે એ વાત સ્પષ્ટ થઈ ગઈ છે કે લોકશાહીની સમસ્યા હવે મતાધિકાર ઉપરના કશાયે પ્રતિબંધ કે

અવરોધની નથી, પણ આ મતાધિકારનો ઉપયોગ કઈ રીતે થાય છે તેની છે.

લોકો "પોતાની" ઇચ્છા વ્યક્ત કરે કઈ રીતે, જો એમની પોતાની એવી કોઈ ઇચ્છા કે નિષ્ઠા જ ન હોય, જો તેઓ યંત્રવત્ જીવતા હોય? આવી પરિસ્થિતિમાં સાર્વત્રિક મતાધિકાર એક શોભાના ગાંઠિયા રૂપ બની જાય છે. દરેકને મત આપવાનો અધિકાર છે. ચૂંટણીઓ પણ પ્રામાણિકપણે અને કશી ધાકધમકી વિના થઈ છે. અને તેમ છતાં ચૂંટણી દ્વારા "પ્રજાની ઇચ્છા" જ વ્યક્ત થઈ છે એમ ન કહી શકાય. કોઈ ટૂથપેસ્ટની ખૂબ જાહેરાત કરવામાં આવે, અને તેના પ્રચારમાં તેના અદ્દભુત ગુણોનો દાવો કરવામાં આવે, તો બહુમતી લોકો તે ટૂથપેસ્ટ વાપરવા માંડે. પરંતુ આટલા પરથી કોઈ શાણો માણસ એમ નહીં કહે કે લોકોએ આ ટૂથપેસ્ટની તરફેણમાં પોતાનો "નિર્ણય આપ્યો છે." કહેવું હોય તો માત્ર એટલું કહી શકાય કે પ્રચાર એટલો અસરકારક હતો કે લાખો લોકોને તેની ગુણવત્તાના દાવાઓમાં માનવાને લલચાવી શકાયા.

આજના સમાજમાં લોકો જેમ ચીજવસ્તુ ખરીદે છે તેમ મતપેટીમાં મત નાખી આવે છે. તેઓ પ્રચારનાં ઢોલનગારાં સાંભળે છે અને તેમાં થતા ઘોંઘાટની સરખામણીમાં સત્ય હકીકતોનું મહત્ત્વ બહુ ઓછું હોય છે. રાજકીય વિચારો અને રાજકીય નેતાઓને પણ ચીજવસ્તુઓની જેમ જ પ્રચાર દ્વારા લોકપ્રિય બનાવી શકાય છે.

આ પરિસ્થિતિને લીધે શ્રી શુપીટરે લોકશાહીની એક નવી વ્યાખ્યા બનાવી છે, જે એટલી આદર્શવાદી નથી, પણ વાસ્તવિક જરૂર છે: 'લોકશાહી એ રાજકીય નિર્ણયો પર

પહોંચવાની એક એવી વ્યવસ્થા છે કે જેમાં લોકોના મત માટેની સ્પર્ધામાં જીતીને અમુક વ્યક્તિઓ નિર્ણય કરવા માટેની સત્તા પ્રાપ્ત કરે છે.'

એ ખરું કે પચાસેક ટકા જેટલા મતદારો વ્યક્તિગત મતદાન કરે છે. પોતાના મત માટે સ્પર્ધામાં ઊતરેલા પક્ષીય યંત્રોમાંથી તેઓ પસંદગી કરે છે. એકવાર એમાંનું એક યંત્ર સત્તા પર આવે પછી મતદાર સાથેનો તેનો સંબંધ બહુધા પાંખો થઈ જાય છે. વળી, નિર્ણય ખરેખર તો મતદારોના વ્યક્તિગત પ્રતિનિધિઓ પણ નથી કરતા, નિર્ણય તો એમનો પક્ષ કરે છે. અને ત્યાં પણ મુખ્ય મુખ્ય માણસો દ્વારા જ નિર્ણય થતો હોય છે. એટલે વ્યક્તિગત મતદાર ભલે એમ માને કે એના દેશના નિર્ણયનો દોર એના હાથમાં છે, પણ વાસ્તવમાં સામાન્ય શેયરહોલ્ડરના હાથમાં "એની" કંપનીના સંચાલનનો જેટલો દોર હોય છે તેનાથી ભાગ્યે જ થોડો વધારે દોર મતદારના હાથમાં હોય છે. છેવટના જે નિર્ણયો લેવાતા હોય છે તે મોટે ભાગે એવાં પરિબળો દ્વારા નક્કી થતા હોય છે, જેમના પર એનો કોઈ અંકુશ નથી કે જેમનું એને કોઈ ઝાઝું જ્ઞાન નથી. એટલે પછી રાજદ્વારી બાબતોમાં સામાન્ય નાગરિક અસમર્થતાની લાગણી અનુભવે અને એની રાજકીય બુદ્ધિ ધીરે ધીરે ઘટતી જાય, તેમાં નવાઈ નથી. કારણ કે માણસે પગલું ભરતાં પહેલાં વિચારવું જોઈએ તે ખરું, પરંતુ એ પણ એટલું જ સાચું છે કે માણસને જો પગલું ભરવાની કોઈ તક જ ન મળે, તો તેની વિચારશક્તિ કુંઠિત થઈ જાય છે. બીજા શબ્દોમાં કહીએ તો માણસ જો અસરકારક રીતે વર્તી ન શકતો હોય તો તે સર્જનાત્મકપણે વિચારી પણ નહીં શકે.

[ પરાયાપણું અને માનસિક સ્વાસ્થ્ય ]

પરાયાપણાની માનસિક સ્વાસ્થ્ય પર શી અસર થાય છે ? આનો જવાબ આપણે સ્વાસ્થ્ય કોને કહીએ છીએ, તેના પર આધાર રાખે છે. માણસ પોતાની સામાજિક જવાબદારીઓ અદા કરે, ઉત્પાદન કરતો રહે, વંશવેલો ચાલુ રાખે, તેને જ જો સ્વાસ્થ્ય કહેવાતું હોય તો પરાયાપણાથી પીડાતો માણસ પણ સ્વસ્થ જ છે. સ્વાસ્થ્ય ને બીમારીની કલ્પના માણસ પોતે જે સંસ્કૃતિમાં રહેતો હોય તેને અનુરૂપ ઘડે, તે સ્વાભાવિક છે. તેથી ચાલુ સામાજિક ઢાંચામાં બંધબેસતું થાય તે સ્વસ્થ ગણાય અને બંધબેસતું ન થાય તે અસ્વસ્થ.

હમણાં હમણાં જીવનના પરમ ધ્યેય તરીકે અને માનસિક સ્વાસ્થ્ય માટેની મુખ્ય જરૂરિયાત તરીકે સહીસલામતી ને નિશ્ચિંતતા ઉપર વધુ ને વધુ ભાર મૂકવામાં આવે છે. આમાં આર્થિક સલામતી ને નિશ્ચિંતતાની વાત તો છે જ, અને તે કલ્યાણરાજની કલ્પનાથી દરેક માણસને ઉપલબ્ધ કરી આપવાના પ્રયત્ન થાય છે. પણ તે ઉપરાંત લોકોને એમ થાય છે કે તેમને કોઈ શંકાઓ ન હોવી જોઈએ, સમસ્યાઓ ન હોવી જોઈએ, તેમને કોઈ જોખમ ન ઉઠાવવું પડે, અને તેમને હમેશાં નિશ્ચિંતતાનો અનુભવ થવો જોઈએ. માબાપ પણ આને માટે બહુ કાળજી લે છે. પોતાનાં બાળકોને સંઘર્ષો ટાળવામાં તેઓ મદદ કરે છે, બને તેટલા અવરોધો દૂર કરે છે, તેમનું જીવન સરળ ને સુખસગવડભર્યું થાય તે માટે કોશિશ કરે છે. ગમે તેમ કરીને પોતાનાં બાળકો નિશ્ચિંતતા અનુભવવાં જોઈએ.

પરંતુ ઊર્મિશીલ ને જીવંત માણસ નિશ્ચિંતતા અનુભવી જ શી રીતે શકે ? માનવજીવનની સ્થિતિ જ એવી છે કે

આપણે કોઈ પણ બાબતમાં નિશ્ચિંત રહી જ ન શકીએ. આપણા વિચારો ને આપણાં દર્શનો સંપૂર્ણ સાચાં છે નહીં. તેમાં ભૂલો ને ત્રુટિઓને સારી પેઠે અવકાશ છે. આપણા જીવન અને આપણા સમાજ વિશેનું આપણું જ્ઞાન પણ બિલકુલ અધૂરું છે. ગમે તેટલી કાળજી છતાં આપણે બીમારી ને અકસ્માતોના ભોગ બની શકીએ. ગમે તેટલી ચોકસાઈપૂર્વક અમુક નિર્ણય કરીએ તો પણ તે ખોટો નહીં જ પડે એની કોઈ ખાતરી નથી. ગમે તેટલો પુરુષાર્થ કરીએ પણ તેના પરિણામ વિશે તો અનિશ્ચિતતા રહેવાની જ. એ પરિણામ આપણા કાબૂમાં ન હોય એવાં કેટલાંયે પરિબળો ઉપર આધારિત છે. જેમ એક ઊર્મિશીલ ને જીવંત માણસ ઉદાસ થવાનું ટાળી ન શકે તેમ અનિશ્ચિતતાની લાગણીયે એ ટાળી ન શકે. આવી પરિસ્થિતિમાં સ્થિરતા ને નિશ્ચિંતતા માટે ઝાવાં નાખવાં એ મૃગજળ પાછળ દોડવા જેવું છે. એટલે માણસ સામેનું ધ્યેય સ્થિરતા કે નિશ્ચિંતતા ન હોઈ શકે. પરંતુ જીવનની ચંચળતા ને અનિશ્ચિતતાને લગીરે રઘવાટ કે બીક વિના જીરવવા માટે તથા જીવનસંગ્રામમાં અવિરત ઝઝૂમવા માટે પોતે નિરંતર સમર્થ રહે, એ જ ધ્યેય માણસ સામે હોઈ શકે. બાકી જન્મ ને મરણ સિવાય આ જગતમાં નિશ્ચિત બીજું છે શું ? હા, ધસમસતા પ્રવાહમાં લાકડું તણાય તેમ ચેતનવંતા માણસે પણ વિવિધ પરિબળોના પ્રવાહમાં ઘસડાયે જવું હોય તો તે માણસ જીવનની જવાબદારી ઉઠાવવામાંથી, સાહસ ખેડવામાંથી કે પોતાની નિર્ણયશક્તિનો ઉપયોગ કરવામાંથી બચી શકે છે. નહીં તો સ્વતંત્ર ને વિચારશીલ માણસનું સતત ગતિશીલ જીવન તો અનિવાર્યપણે

અનિશ્ચિત અને પરિવર્તનશીલ જ રહેવાનું.

તો માનવ અસ્તિત્વ સાથે વણાયેલી આ અનિશ્ચિતતાને માણસ જીરવી કેમ શકે ? આનો એક માર્ગ એ છે કે સમૂહ સાથે એવી રીતે સંકળાયેલા રહેવું કે એકાત્મતાની લાગણી અનુભવાય. આ સમૂહ પછી કુટુંબ હોય, જાતિ હોય, વર્ગ હોય કે રાષ્ટ્ર હોય. આજના સમાજની અંદર માણસ વ્યક્તિવાદી થતો જાય છે. અગાઉનાં સંયુક્ત કુટુંબ વગેરેનાં બંધનો તૂટતાં જાય છે. એટલે હવે માણસ એકાત્મતાની લાગણી ત્યારે જ અનુભવી શકે, જ્યારે "હું હું છું" એવો આત્મ-પ્રત્યય એ સૌ પ્રથમ પામે. આ તે ત્યારે જ સિદ્ધ કરી શકે, જ્યારે તે પોતાની સર્જનાત્મક શક્તિઓનો વિકાસ કરે. પરંતુ પરાયાપણાનો શિકાર બનેલો માણસ આ સમસ્યા જુદી જ રીતે ઉકેલવાનો પ્રયત્ન કરે છે. ગાડરિયા પ્રવાહમાં ભળી જઈ ને એ નિશ્ચિંતતા અનુભવે છે. જો કે એ સ્પષ્ટ છે કે મેંઢાશાઈ માટેની આ ઝંખનામાંથી જ પાછી અનિશ્ચિતતાની લાગણી જન્મે છે. પોતે ટોળામાંથી છૂટો તો નહીં પડી જાય ને ?

માનસિક સ્વાસ્થ્ય માટે બીજી મુખ્ય જરૂરિયાત ગણાવાય છે, પ્રેમ. ફ્રોઈડને મન પ્રેમ એ મુખ્યત્વે એક જાતીય સંબંધ હતો. આજે હવે આપણે જાતીયતા અને પ્રેમને ભિન્ન માનીએ છીએ. પરંતુ હજી આપણે મન પ્રેમ એટલે એકમેકને અનુકૂળ થવું, પરસ્પરની જરૂરિયાતોને બંધબેસતા થવું, એકબીજાને સાથ આપવો. આજે દાંપત્ય પ્રેમના વર્ણનમાં તમને કંઈક બજારુ સૂર સાંભળવા મળશે, પરસ્પર વાજબી વર્તન અને પરસ્પર સમજણની સલાહ આપવામાં આવશે. પતિ થાક્યોપાક્યો ને ખરાબ મૂડમાં ઘરે આવ્યો હોય તો પત્નીએ

એને આવતાંવેંત પ્રશ્નો ન પૂછવા, અને પ્રેમથી એને હળવો કરવો. પતિએ પણ પત્નીની રસોઈનાં, તેના પોશાકનાં વખાણ કરવાં—અને આ બધું પ્રેમને નામે. વળી, રોજ આપણે સાંભળીએ છીએ કે બાળકોને "પ્રેમ મળવો જોઈએ," ફલાણા બાળકને "માબાપનો પ્રેમ ન મળ્યો એટલે તે આવો થયો." જ્ઞાન આપો, સલામતી ને નિશ્ચિંતતા આપો, તેમ પ્રેમ આપો—અને માણસ સુખી થશે !

માનસિક સ્વાસ્થ્ય માટે જે ત્રીજી વાત પર આજે ભાર મુકાય છે, તે છે સુખ. સુખ એટલે શું ? મોટા ભાગના માણસો આજે કહેશે કે સુખ એટલે "મોજ" કરવી, અથવા "સારી રીતે વખત પસાર કરવો." આ મોજ એટલે શું ? સિનેમામાં જવું, પાર્ટીઓમાં જવું, રેડીઓ સાંભળવો, મોટરમાં લટાર મારી આવવી, રવિવારે સવારે મોડે સુધી પથારીમાં પડયા રહેવું—ટૂંકમાં અમર્યાદ ઉપભોગ, દાબ-બટન મનોરંજન અને આળસુપણાનો આનંદ.

આ દૃષ્ટિએ સુખ એટલે ગમગીની કે દુઃખનો અભાવ. પરંતુ સુખ વિશેની આ કલ્પનામાં જ કયાંક મૂળભૂત ખામી છે. એક જીવંત અને ઊર્મિશીલ માણસ જિંદગીમાં ઘણી વાર ગમગીન ને ઉદાસ બન્યા વિના, દુઃખ અનુભવ્યા વિના, રહી જ શકે નહીં. માનવ અસ્તિત્વનું સ્વરૂપ જ એવું છે કે જીવન પ્રત્યે દુઃખ ને ગમગીનીનો પ્રત્યાઘાત પામ્યા વિના રહેવું અશકય છે. આપણી મહત્ત્વાકાંક્ષાઓ અને આપણી સિદ્ધિઓ વચ્ચે હમેશાં એક ગાળો રહે છે, તે આપણે કેમ ભૂલી જઈ શકીએ ? આ નાનકડી ને મુસીબતોભરી જિંદગીમાં આપણાં બધાં અરમાનો તો કયાંથી પાર પાડી શકવાનાં ? વળી, મૃત્યુની તલવાર કાયમ માથે લટકતી જ છે, તેથી કાં

તો આપણે આપણાં વહાલિડાંઓથી પહેલાં જઈશું કે કાં તેઓ આપણાથી પહેલાં જશે. આપણી ચારેકોર આપણે રોજ યાતનાઓ ને આંસુઓ જોતા હોઈએ, ત્યારે આપણાથી દર્દ ને દુઃખ અનુભવ્યા વિના રહેવાય જ કેમ ? એને ટાળવાનું તો જ શકય બને, જો આપણે આપણી સંવેદનશીલતા, સહૃદયતા અને પ્રેમને રૂંધી નાખીએ, જો આપણે આપણાં કાળજાં પથ્થર જેવાં કઠણુ બનાવીએ, જો આપણે બીજાઓ પ્રત્યેથી તેમ જ આપણી પોતાની જાત પ્રત્યેથી આપણું ધ્યાન અને આપણી લાગણી પાછાં ખેંચી લઈએ.

સુખને જો તમારે કોઈ ચીજનો અભાવ કહેવો હોય તો તે ગમગીની કે દુઃખનો અભાવ નહીં, પણ હતાશાનો અભાવ છે.

હતાશા એટલે શું ? હતાશા એટલે સંવેદન પામવાની અશક્તિ, દેહ જીવતો હોય છતાં આપણે મરી ગયા હોઈએ એવી લાગણી. હતાશા એટલે પ્રસન્નતા અનુભવવાની અશક્તિ તેમ જ ગમગીની અનુભવવાનીયે અશક્તિ. હતાશ માણસ જો ગમગીની અનુભવી શકે તો તેને ઘણી બધી રાહત થાય છે. હતાશાની સ્થિતિ તો અસહ્ય થઈ પડે છે, કેમકે તેમાં તો માણસ જાણે મડદું જ બની જાય છે. આવી હતાશાની વિરુદ્ધની વસ્તુ છે, સુખ.

સુખ જન્મે છે સર્જનાત્મક જીવનના અનુભવમાંથી, અને જગત સાથે આપણને સાંકળતી પ્રેમ ને સમજણની આપણી શક્તિઓના ઉપયોગમાંથી. વાસ્તવિકતાના અંતસ્તલને સ્પર્શવામાં સુખ રહેલું છે. આપણી જાતને ઓળખવામાં તથા બીજાઓ સાથેની આપણી એકતા અને બીજાઓ સાથેની આપણી ભિન્નતા પિછાનવામાં સુખ રહેલું છે. સુખ એ તો

તીવ્ર આંતરિક પ્રવૃત્તિની અવસ્થા છે, અને આપણી જાત સાથેના તેમ જ જગત સાથેના સર્જનાત્મક સંપર્કમાંથી નીપજતી, પાંગરતી ચેતનશક્તિની અનુભૂતિ છે.

આનો અર્થ એ કે આંતરિક નિષ્ક્રિયતામાંથી સુખ મળી શકે નહીં. સુખ એ તો સંપૂર્ણતાનો અનુભવ છે, અને નહીં કે રિક્તતાનો, ખાલીપણાનો. આજે સામાન્ય માણસ ઘણી મોજ માણી શકતો હશે, તેમ છતાં મૂળભૂત રીતે તે હતાશ છે, કંટાળેલો છે, તેનું જીવન નીરસ બની ગયું છે. આ ભૂલવા માટે પછી તે મોજ પાછળ હવાતિયાં નાખે છે. એ એકલો હોય છે ત્યારે આ હતાશા ને ગ્લાનિ તેની આંખ સામે આવી ઊભે છે. એટલે એ પોતાની જાત પાસેથી ભાગતો ફરે છે. આપણી સંસ્કૃતિએ ઊભાં કરેલાં મનોરંજન ને મોજ તેને આ પલાયનવાદમાં મદદ કરે છે.

આમ, આજના માનસશાસ્ત્રીઓ કહે છે તેના કરતાં માનસિક સ્વાસ્થ્ય અંગેના આપણા ખ્યાલ બદલાવા જોઈએ. આજની દુનિયામાં જેઓ સૌથી વધુ સ્વસ્થ લાગતા હોય તેઓ જ કદાચ સૌથી વધુ માનસિક અસ્વસ્થતાથી પીડાતા હોય એવું બને. જીવનનું ધ્યેય જીવનની પ્રત્યેક ક્ષણ દિલ દઈને જીવવાનું અને જીવનપુષ્પને તેના સર્વાંગીણ સ્વરૂપમાં ખીલવવાનું છે. જીવન વિશે પૂર્ણ સભાનતા ને જાગરૂકતા કેળવવાની છે. ભવ્યતા કે શ્રેષ્ઠતાના બાલિશ ખ્યાલોમાં રાચતા રહેવાને બદલે આપણી વાસ્તવિક જે શક્તિ હોય તેને વિશે આપણા મનમાં દૃઢ પ્રતીતિ હોવી જરૂરી છે, પછી ભલે ને તે શક્તિ મર્યાદિત હોય. એક બાજુ આપણામાંની દરેકે દરેક વ્યક્તિ આ વિશ્વમાં સૌથી વધુ મહત્ત્વમાં મહત્ત્વની વસ્તુ છે, અને બીજી બાજુ આ વિશ્વમાં

માનવીનું મહત્ત્વ એક મગતરા કે તણખલા બરાબરનુંયે નથી — આવી પરસ્પર વિરોધી લાગતી એવી બેઉ અનુભૂતિ આપણને હોવી જોઈએ. આપણામાં એવી શક્તિ આવવી જોઈએ કે આપણે જિંદગીને ખૂબ ઉત્કટતાથી ચાહી શકીએ, અને છતાં મૃત્યુનો પણ લવલેશ થથરાટ વિના સ્વીકાર કરી શકીએ. જીવનના મહત્ત્વમાં મહત્ત્વના પ્રશ્નો વિશેની અનિશ્ચિતતાને જીરવી લેવાની શક્તિ આપણામાં આવવી જોઈએ, અને તેમ છતાં આપણા વિચાર ને આપણી અનુભૂતિ વિષે પુરતો આત્મવિશ્વાસ પણ હોવો જોઈએ. આપણી એકલતા આપણને સાલવી ન જોઈએ અને આપણે નિજાનંદે એકલા પણ રહી શકવું જોઈએ, અને તેવી જ રીતે આપણા પ્રિય પાત્ર સાથે, આ પૃથ્વી પરના દરેકે દરેક માનવબંધુ સાથે તેમ જ આ સચરાચર સૃષ્ટિમાંની પ્રત્યેક ચેતન વસ્તુ સાથે આપણે એકાત્મભાવ અનુભવી શકવો જોઈએ. આપણા અંતરાત્માના અવાજને અનુસરવાને આપણે શક્તિમાન હોવા જોઈએ, અને સાથોસાથ એ અંતરાત્માનો અવાજ જ્યારે સંભળાય એટલો બુલંદ ન હોય ત્યારે કશી આત્મગ્લાનિ પણ આપણને ન થવી જોઈએ. પ્રેમ, વિવેક ને શ્રદ્ધા-વિશ્વાસના આધારે આપણે જીવવું જોઈએ અને પોતાના તેમ જ પોતાના માનવબંધુઓના જીવન વિશે આપણા મનમાં આદર રહેવો જોઈએ. માનવ તરીકેનું શાણપણ જીવન પ્રત્યેના આપણા આવા દૃષ્ટિકોણમાં જ રહેલું છે. અને આ જ ખરું માનસિક સ્વાસ્થ્ય છે.

પરાયાપણાથી પીડાતો માણસ આવું માનસિક સ્વાસ્થ્ય ન જ ભોગવી શકે. એનામાં સ્વત્વનો જ અભાવ હોય છે. તેને લીધે તેને રિક્તતાની લાગણી થાય છે. અને એ લાગણી તો નરક કરતાંયે વધુ ત્રાસજનક છે. આજના

યુગને જો કોઈએ વ્યાકુળતાનો યુગ કહ્યો છે તો તે મુખ્યત્વે આ સ્વત્વના અભાવમાંથી જન્મતી વ્યાકુળતાને લીધે. માણસની અંદર અંતરાત્મા છે. આજે એ ગમે તેટલો ઢબૂરાઈ ગયો હોય તોયે એ અંદરથી માણસને કહ્યા કરે છે કે જીવન એ તેને મળેલી એક તક છે, એ તક જો તે ગુમાવશે તો બધું ગુમાવશે. તેના બાપદાદાઓએ ક્યારેય કલ્પનાયે નહીં કરી હોય એવી સુખસગવડભરી દુનિયામાં આધુનિક માણસ આજે રહે છે, તેમ છતાં તેને થયા કરે છે કે તેનું જીવન તેના હાથમાંથી રેતીની જેમ સરી જઈ રહ્યું છે. આને લીધે તે વ્યાકુળતા અનુભવ્યા વિના રહી શકતો નથી.

આમ, આત્મવિશ્વાસવિહોણો, શ્રદ્ધાવિહોણો, અંતરાત્માના અવાજ પ્રત્યે બધિર, સમજણશક્તિ વિનાનો આજનો માણસ વ્યાકુળ છે, અશાંત છે, અને સંપૂર્ણ ઉકેલની ખાતરી આપતા કોઈનેય પોતાના નેતા તરીકે સ્થાપવા આતુર છે.

વીસમી સદીના માનવીનું આપણું આ વર્ણન કંઈક એકાંગી છે. તેનામાંયે કેટલાંક સારાં લક્ષણો છે, જેનો મેં ઉલ્લેખ કર્યો નથી. હજીયે એક માનવીય પરંપરા જીવતી છે, પરાયાપણાની અમાનવીય પ્રક્રિયા છતાં હજી તેનો નાશ થયો નથી. આજની જીવનપદ્ધતિથી લોકોને વધુ ને વધુ નિરાશા ને અસમાધાન થતાં જાય છે, અને તેઓ પોતાનાં ખોવાયેલાં સ્વત્વ ને સર્જનાત્મકતામાંથી કંઈક પાછું મેળવવા પ્રયત્ન કરે છે. લાખો માણસો સારું સંગીત પણ સાંભળે છે, વધુ ને વધુ માણસો બાગકામ કરે છે, ચિત્રકામ કરે છે, પોતાનાં ઘરો પોતે બાંધે છે, અને આવી અસંખ્ય "જાતે કરો" પ્રવૃત્તિઓમાં રસ લે છે. આ બધાં આશાસ્પદ લક્ષણો છે, પણ તે પૂરતાં નથી. આપણું પરાયાપણું હજી ગયું નથી.

૬

# બીજાં કેટલાંક નિદાનો

## ઓગણીસમી સદી

પશ્ચિમના સમાજના આજના રોગનું પાછલા પ્રકરણમાં મેં જે નિદાન કર્યું, તે મારી અવનવી શોધ છે, એમ રખે માનતા. આ સમસ્યા અંગેની સમજ વધારવામાં મેં જો કાંઈ વિશેષ કર્યું હોય તો તે એટલું જ કે રોગનાં આજે દેખાતાં વિવિધ લક્ષણો બાબતમાં પરાયાપણાનો વિચાર લાગુ પાડવાનો તથા માનવ સ્વભાવ અને માનસિક સ્વાસ્થ્યના વિચાર સાથે પરાયાપણાની બીમારીનો સંબંધ જોડવાનો મેં પ્રયત્ન કર્યો. ખરું જોતાં તો એ વસ્તુ અત્યંત નોંધપાત્ર છે કે આજે એકદમ ઊડીને આંખે વળગે એવા દેખાતાં લક્ષણો હજી બહાર નહોતાં આવ્યાં ત્યારે પણ ઠેઠ ઓગણીસમી સદીમાં કેટલાયે વિચારવાન પુરુષો આધુનિક સંસ્કૃતિના સડા પ્રત્યે આંગળી ચીંધી ચૂકયા છે. વળી, એ બધાનાં નિદાનો વચ્ચે અંદરોઅંદર તેમ જ ત્યારનાં ને વીસમી સદીનાં નિદાનો વચ્ચે જે સામ્ય જણાય છે, તે પણ નોંધપાત્ર છે.

આમાં ભાતભાતનાં તાત્ત્વિક ને રાજકીય મંતવ્યો ધરાવનારા માણસોનો સમાવેશ થાય છે. સ્વિસ રૂઢિચુસ્ત બર્કહાર્ડ, રશિયન ધાર્મિક ક્રાંતિકારી તૉલ્સ્તૉય, ફ્રેન્ચ વિપ્લવવાદી પ્રૂધોન તેમ જ તેનો સમકાલીન દેશબંધુ બૉદલેર, અમેરિકન વિપ્લવવાદી થૉરો, જર્મન ક્રાંતિકારી કાર્લ માર્ક્સ —આ બધા જ આધુનિક સંસ્કૃતિની પ્રખર ટીકામાં સહમત હતા, અને એમાંના મોટા ભાગનાઓએ એક જંગલીપણાનો યુગ આવવાની શકયતા જોયેલી. માર્ક્સે એવું અનુમાન કરેલું કે સમાજવાદ એ આનો એક શકય અને સંભવિત વિકલ્પ છે. બર્કહાર્ડે ૧૮૭૯માં લખાયેલા એક પત્રમાં જણાવ્યું હતું કે યુરોપ હજી થોડા દસકા કદાચ શાંતિમાં ગાળે, પણ ત્યાર પછી અસંખ્ય ભયંકર યુદ્ધો અને બળવાઓ દ્વારા ત્યાં લશ્કરી અને આર્થિક આપખુદીની સ્થાપના થશે: 'વીસમી સદી બીજી બધી જ વસ્તુ માટે નિર્માયેલી છે, સિવાય કે સાચી લોકશાહી.' ૧૮૭૨માં બર્કહાર્ડ એક મિત્રને લખે છે: 'મારે એક ચેતવણી ઉચ્ચારવાની છે, જે હજી ગાંડપણ જેવી લાગે છે, અને છતાં હું તે ઉચ્ચાર્યા વિના રહી શકતો નથી: લશ્કરશાહી રાજ્ય જરૂર એક મોટો ઉદ્યોગપતિ બનશે. આજે મોટાં કારખાનાંઓમાં લોકોનું કેન્દ્રીકરણ થાય છે, તે માત્ર એમના જ સ્વાર્થ અને જરૂરિયાત પર છોડી શકાય નહીં. આનું સ્વાભાવિક પરિણામ એ આવશે કે અગાઉથી કલ્પેલી અને દેખરેખ હેઠળની દરિદ્રતા ને પ્રગતિ બેઉ સાથોસાથ, અને રોજ ઢોલનગારાં સાથે, એક તાલમાં ચાલશે........લોકો અમુક નેતાઓ અને આંચકી લેનારાઓનું શરણું લાંબા ગાળા સુધી અને સ્વેચ્છાએ સ્વીકારે એવી શકયતા છે. લોકો પછી સિદ્ધાંતોમાં નહીં માને, પણ કદાચ અવારનવાર

તારણહારોમાં માનશે. આને લીધે આનંદદાયક વીસમી સદીમાં સત્તા ફરી પોતાનું માથું ઊંચકશે, અને તે માથું બિહામણું હશે.'

ફાસીવાદ અને સ્ટાલિનવાદ જેવી રાજ્યવ્યવસ્થાની આગાહી બાબતમાં બર્કહાર્ડ ક્રાંતિકારી પ્રુધોનની આગાહીથી થોડા જુદા પડે છે. પ્રુધોન લખે છે, ભાવિ માટે ભય છે '........એક સુગઠિત લોકશાહીનો, જે દેખાવમાં સામાન્ય લોકોની સર્વસત્તા પર આધારિત લાગશે, પણ જેમાં લોકોને ઝાઝી સત્તા હશે નહીં—સિવાય કે જૂની આપખુદીમાંથી અપનાવેલા નીચેના વિચારો અને સિદ્ધાંતોને અનુરૂપ એક સર્વસામાન્ય ગુલામી જાળવી રાખવા જેટલી સત્તા: જાહેર સત્તાનું એકહથ્થુપણું, સર્વગ્રાહી કેન્દ્રીકરણ, બધા જ વ્યક્તિગત, સામૂહિક અને પ્રાદેશિક વિચારો ( જે ખતરનાક ગણાય છે )નો પદ્ધતિસરનો નાશ, સત્તાવાહી તપાસ રાખતો પોલીસ....આપણે હવે આપણી જાતને છેતરતા ન રહેવું જોઈએ. યુરોપને હવે વિચાર અને વ્યવસ્થાનો ઓડકાર આવી ગયો છે; તે હવે પાશવી હિંસા અને સિદ્ધાંતોની ઘૃણાના નવા યુગમાં પ્રવેશે છે....પછી છ મહાસત્તાઓ વચ્ચે મહાયુદ્ધનો આરંભ થશે....ભીષણ હત્યાકાંડ થશે અને આ ખૂનરેજી પછી જે કમજોરી આવશે તે ભયંકર હશે. નવયુગની સિદ્ધિઓ જોવા આપણે જીવતા નહીં રહીએ, આપણે અંધકારમાં લડીશું; આપણી ફરજ અદા કરી છૂટીને આપણે બહુ ઝાઝા વિષાદ વિના આ જિંદગી સહન કરવા માટે આપણી જાતને તૈયાર કરવી જોઈએ. એકમેકને મદદ કરીએ, નિરાશામાં એકમેકને બોલાવીએ, અને જ્યાં તક મળે ત્યાં ન્યાયપૂર્વક વર્તીએ........આજે સંસ્કૃતિ એક એવા સંકટના પંજામાં

છે કે જેનો જોટો ઇતિહાસમાં ફક્ત એક જ જડે છે—એ કટોકટી કે જેમાંથી ખ્રિસ્તી ધર્મનો જન્મ થયો હતો. બધી જ પરંપરાઓ જર્જરિત થઈ ગઈ છે, બધી જ નિષ્ઠાઓ નાબૂદ થઈ ગઈ છે; પણ નવો કાર્યક્રમ હજી તૈયાર નથી, એટલે કે તે સામાન્ય લોકોની ચેતનામાં હજી પ્રવેશ્યો નથી. એટલે હું કહું છું કે વિસર્જન થશે, પ્રલય થશે. સમાજના જીવનમાં આ સૌથી ક્રૂરમાં ક્રૂર ઘડી છે........હું કોઈ ભ્રમમાં નથી અને જાણે જાદુની લાકડીએ આપણા દેશમાં સ્વાતંત્ર્યની પુનઃસ્થાપના થઈ છે એવું એક સવારે એકદમ જાગીને જોવાની હું કોઈ આશા સેવતો નથી....ના, ના; આપણા નસીબમાં સડો ને કોહવાટ જ લખેલાં છે. તે કેટલો વખત ચાલશે, હું કહી શકતો નથી, પણ તે ગાળો એકાદ-બે પેઢી કરતાં ટૂંકો નહીં હોય.......મારે ભાગે અનિષ્ટ જ જોવાનું આવશે, અંધકારની વચ્ચે જ હું મૃત્યુ પામીશ.'

જ્યારે બર્કહાર્ડ અને પ્રૂધોને ઓગણીસમી સદીની સંસ્કૃતિમાંથી ફાસીવાદ ને સ્ટાલિનવાદ જન્મશે એવી કલ્પના કરેલી (જે આગાહી ૧૯૦૭માં જેક લંડને પોતાના "Iron Heel" પુસ્તકમાં વધુ સ્પષ્ટપણે ફરી કરેલી), ત્યારે બીજાઓએ પોતાનાં નિદાન સમકાલીન સમાજના આધ્યાત્મિક દળદરીપણા અને પરાયાપણા ઉપર કેન્દ્રિત કર્યાં હતાં. એમનું માનવું એમ હતું કે આનું પરિણામ છેવટે સંસ્કૃતિના સડામાં અને વધતા જતા અમાનવીયકરણમાં આવશે.

બોદલેર અને તોલસ્તોય જેવા એકમેકથી સાવ ભિન્ન લેખકોનાં કથનમાંયે કેટલું સામ્ય છે! બોદલેર ૧૮૫૧માં લખે છે: 'જગતનો અંત નજીક છે. માત્ર એક જ કારણસર એ હવે લાંબું ખેંચે: એનું અસ્તિત્વ છે, એટલે તે છે. પણ

આ તે કેવું નિર્માલ્ય કારણ ? આ માનવીની દુનિયાનું ભાવિ શું ? ધારો કે ભૌતિક દૃષ્ટિએ એનું અસ્તિત્વ કાયમ રહે, પણ એ અસ્તિત્વ શું એને માટે શોભાસ્પદ ગણાશે ? મારું એમ કહેવું નથી કે તે ફરી અંધારિયા યુગમાં પડશે કે દક્ષિણ અમેરિકાના પ્રજાસત્તાકોમાંની ગેરવ્યવસ્થા જેવી સ્થિતિ ફરી પ્રવર્તશે; ન તો મારું એમ કહેવું છે કે આપણે ફરી આદિકાળની જંગલી અવસ્થામાં પાછા ફરીશું અને હાથમાં બંદૂક સાથે આપણી સંસ્કૃતિના ખંડિયેરોમાં ખોરાક માટે શિકાર કરીશું. ના, એવા સાહસો માટે તો આદિકાળના માનવી જેવી પ્રાણશક્તિ જોઈએ. આપણે તો નૈતિક ને આધ્યાત્મિક નિયમોની અફરતાનો એક નવો દાખલો પૂરો પાડીશું અને તેમના નવા શિકાર બનીશું. જેનાથી આપણે જીવવાના મનોરથો સેવીએ છીએ, તે જ ચીજથી આપણો વિનાશ થશે. આ યંત્રાસુર આપણું અમેરિકનીકરણ કરી મૂકશે, પ્રગતિ આપણી આધ્યાત્મિકતાને ભૂખ ભેળી કરશે. હું કોઈ પણ વિચારવાન માણસને નિમંત્રણ આપું છું કે તે મને બતાવે કે આજે જીવનમાં રહ્યું છે શું ? ધર્મ ! તેને વિશે વાત કરવી કે તેના અવશેષો વિશે ખોજ કરવી જ નિરર્થક છે; ઈશ્વરનો ઇનકાર કરવાની કોઈ તકલીફ લે એ જ તરકટ છે. ખાનગી મિલકત ! ખરું જોતાં તો પહેલા ખોળાના છોકરાને મળતો વારસાહક રદ થયો ત્યારથી જ ખાનગી મિલકત નાબૂદ થઈ છે; તેમ છતાં એક વખત એવો આવશે જ્યારે માનવજાત વેરની વસૂલાત કરનાર મનુષ્યભક્ષી માણસની જેમ પોતાને ક્રાંતિઓના વારસદાર ગણાવનારાઓ પાસેથી છેલ્લામાં છેલ્લો ટુકડો આંચકી લેશે. પણ આટલું જ નહીં...આ સર્વનાશ રાજકીય વ્યવસ્થા કે સામાન્ય પ્રગતિમાં

જ દેખા દેશે એમ નહીં, સૌથી મુખ્ય તો એ હૃદયની નીચતામાં દેખાશે. શું હું એટલું ઉમેરું કે હવે રહી-સહી સામાજિકતા ભાગ્યે જ આ આંધીની જેમ આવતા પાશવીપણાનો સામનો કરી શકશે, તથા સત્તાધીશો પોતાનું સ્થાન જાળવી રાખવા અને નકલી વ્યવસ્થા ઊભી કરવા નિર્દયપણે એવાં એવાં કરતૂકોનો આશરો લેશે કે લગભગ સંવેદનહીન બની ચૂકેલ આપણા જેવાઓનેય ધ્રુજારી છૂટશે ?'

થોડાં વર્ષો બાદ તૉલ્સ્તૉયે લખ્યું : 'વીજળી, રેલવે, તારટપાલ—આ બધું આજે આપણને ચકરાવે ચડાવી રહ્યું છે. દરેકે દરેક તેનો લાભ લેવા વલખાં મારે છે. જીવનને સમજવું, આપણા અસ્તિત્વ વિશે સભાન બનવું, એવી અત્યંત મહત્ત્વની બાબતોની નરી ઉપેક્ષા કરાય છે, જ્યારે ભૌતિક સુખસગવડો પાછળ આંધળી દોટ મુકાય છે. યંત્રો જોઈએ—પણ શું ઉત્પન્ન કરવા ? તાર-ટપાલની સગવડ જોઈએ—પણ શું લખીને મોકલવા ? પુસ્તકો, સામયિકો ને અખબારો જોઈએ—પણ કયા પ્રકારનાં સમાચારો ને જ્ઞાન ફેલાવવા ? રેલવે જોઈએ—પણ કોની પાસે ને કયે સ્થળે જવા ? લાખો ને કરોડો લોકો મેંઢાની માફક ગાડરિયા પ્રવાહમાં તણાયે જાય છે—પણ કઈ સિદ્ધિ પ્રાપ્ત કરવા ? યંત્રયુગનાં પરિબળોને પોતાની જાત સોંપી દઈને તેને આધીન તેઓ વર્તે છે—પણ કયું ધ્યેય આંબવા ? માણસને વધુ જિવાડવા ઢગલાબંધ ઇસ્પિતાલો, દાક્તરો ને દવાખાનાં નીકળ્યાં છે—પણ એ લાંબી જિંદગી સમક્ષ કોઈ ધ્યેય છે ખરું ? સહુ કેવા પોતપોતાનામાં રચ્યાપચ્યા છે ! ભણી શકાય તેટલું ભણીને ડીગ્રીઓ મેળવવી, છેલ્લામાં છેલ્લી ઢબનાં કપડાં પહેરવાં, પ્રસાધનનાં અદ્યતન સાધનો વાપરી નખશિખ

સુઘડ રહેવું, દેશવિદેશની સફર માણી આવવી—બસ, આટલામાં જ જિંદગીની ઇતિશ્રી થઈ ગઈ. આટલું કરે તે સૌથી વધુ સભ્ય ને સંસ્કારી માણસ ગણાય. અને રાષ્ટ્રોની પણ શી સ્થિતિ છે? રેલવે, યુનિવર્સિટીઓ, ગંજાવર ઉદ્યોગો, નાકાકાફલો, અખબારો, પુસ્તકો, રાજકીય પક્ષો, ધારાસભાઓ—બસ, આટલું હોય તો તે સૌથી વધુ સભ્ય ને સંસ્કારી રાષ્ટ્ર ગણાય. સભ્યતા ને સંસ્કારિતાનાં આવાં છબછબિયાં કરવામાં જ સહુને રસ છે. જીવનના ઊંડાણમાં ડુબકી દઈ ખરો આનંદ શોધવાની કોઈને પડી નથી. એ ઉપરછલ્લી સભ્યતા ને સંસ્કારિતા ખૂબ સરળ થઈ પડી છે, અને લગભગ બધાયને તે પસંદ પડે છે. જ્યારે જીવનના પેલા ખરા આનંદની અનુભૂતિ માટે તો કાળજાતોડ પુરુષાર્થ કરવો પડે છે, અને વળી એ અનુભૂતિ પેલી સભ્યતા ને સંસ્કારિતાની પોકળતા ને દંભ ખુલ્લાં કરી દે છે અને આપણા સસ્તા સમાધાનના દૂધમાં મીઠાનો ખારો ગાંગડો નાખી દે છે. એટલે પછી તે કોને પસંદ પડે? મોટા ભાગના લોકો એ ખરા આનંદ પ્રત્યે ઘૃણા અને તિરસ્કાર સેવે છે.'

આધુનિક સંસ્કૃતિની આના કરતાં સહેજ ઓછી સખત પણ આટલી જ વેધક ટીકા થોરોએ કરી છે. પોતાના "Life Without Principle" નામના પુસ્તકમાં (૧૮૬૧) એ કહે છેઃ 'આપણે આપણું જીવન આજે કઈ રીતે વિતાવી રહ્યા છીએ તે અંગે જરા વિચારીએ તો ખરા. આ જગત આજે એક બજાર બની ગયું છે. કેવી અનંત દોડધામ ને હાયવોય! ઘડીનીય ફુરસદ નહીં. બસ કામ, કામ ને કામ. મારા વિચારો ટપકાવી લેવા માટે હું એકાદ કોરી નોટબૂક પણ સહેલાઈથી ખરીદી શકતો નથી, તે બધી એકસરખી ડોલર અને

સેન્ટના ખાનાઓમાં આંકેલી હોય છે. હું ખેતરોમાં એક વાર કાંઈક નોંધ કરતો હતો તો એક માણસને લાગ્યું કે હું મારો પગાર ગણું છું. કોઈ માણસ અકસ્માતને કારણે અપંગ થઈ જાય તો બધા તેની દયા ખાશે કે બિચારો હવે કોઈ કામધંધો કરી શકશે નહીં. બધે જ વેપાર! બજાર! એકધારા બજારુ ઘસડબોરાની આ મનોવૃત્તિને હું કવિતા સામેનો, ફિલસૂફી સામેનો, અરે ખુદ જીવન સામેનો મોટામાં મોટો અપરાધ ગણું છું.........

'કોઈ માણસ રોજ અડધો દિવસ નિસર્ગ-પ્રેમ ખાતર વનરાઈઓમાં રખડવાનું રાખે તો લોકો તેને લોફર કહેશે; પરંતુ એ માણસ જો પોતાનો આખો દિવસ સટ્ટાખોર તરીકે ગાળે અને પોતાના નફા ખાતર જંગલોના જંગલો સાફ કરી નાખે ને આ ધરતીને ઝાડપાનવિહોણી કરી મૂકે તો તેનું એક ઉદ્યમી ને સાહસિક નાગરિક તરીકે બહુમાન થશે. શહેરી જીવડાઓને વૃક્ષો કાપીને તેમાંથી પૈસો કમાઈ લેવા સિવાય જાણે આ જંગલોમાં બીજો કશો રસ જ નથી!........

'આજે જે રીતે તમે પૈસો રળો છો તેનાથી તમે નીચા જ પડો છો. તમે કોઈ પણ કામ કરો તેનાથી જો તમને "માત્ર" પૈસો જ મળતો હોય તો તેનો અર્થ એ કે તમારો સમય આળસમાં ગયો કે નકામો ગયો. કામ કરનારને પોતાના શેઠ પાસેથી જો પગાર સિવાય બીજું કશું ન મળે, તો તે છેતરાયો ગણાય, તે પોતે જ પોતાની જાતને છેતરે છે.......

'કામ કરનારનું ધ્યેય ફક્ત આજીવિકા મેળવવાનું, અને "સારી નોકરી" પ્રાપ્ત કરવાનું જ ન હોવું જોઈએ, પણ અમુક કામ સારી રીતે કરવાનું હોવું જોઈએ. પોતાના

કામદારોને સારો પગાર આપવો કે જેથી એમને એમ ન લાગે કે પોતે કાંઈક તુચ્છ ધ્યેય માટે, માત્ર આજીવિકા માટે જ કામ કરી રહ્યા છે, એ આર્થિક દૃષ્ટિએ પણ વધુ લાભદાયી થઈ પડશે. તમે એવા કોઈ માણસને નોકરીએ ન રાખો, જે માત્ર પૈસા ખાતર જ તમારું કામ કરતો હોય; પણ એવાને રાખો, જે કામ પ્રત્યેના પ્રેમ ખાતર કામ કરતો હોય. આજે જે રીતે મોટા ભાગના માણસો આજીવિકા રળે છે, એટલે કે જીવે છે, તે તો માત્ર હડસેલવાપણું છે, જિંદગીના મુખ્ય કામને ટાળતા રહેવા જેવું છે—આનું મુખ્ય કારણ એ છે કે આના કરતાં વધુ સારી રીતે જીવવાનું તેઓ જાણતા નથી, અને કંઈક અંશે ઇચ્છતાયે નથી........'

પોતાના વિચારોનો ઉપસંહાર કરતાં એ કહે છે: 'આપણે સ્વતંત્રતાની વાતો કરીએ છીએ; પણ રાજકીય દૃષ્ટિએ સ્વતંત્ર હોવું એટલું જ પૂરતું નથી. રાજકીય ગુલામી આપણે ભલે નાબૂદ કરી હોય, પણ આર્થિક ને નૈતિક ગુલામીમાંથી આપણો હજી છુટકારો થયો નથી. માણસ પોતાની રીતે સ્વતંત્રપણે જીવીયે ન શકતો હોય તો એવી લુખ્ખી રાજકીય સ્વતંત્રતાનો શો અર્થ? અમેરિકાને આપણે સ્વાતંત્ર્યની ભૂમિ કહીએ છીએ; પરંતુ સ્વતંત્ર વ્યક્તિ તરીકે જન્મવાનો, પણ સ્વતંત્ર વ્યક્તિ તરીકે ન જીવવાનો શો અર્થ? નૈતિક સ્વતંત્રતા વિના રાજકીય સ્વતંત્રતાની શી કીમત? આપણે જે સ્વતંત્રતાની શેખી કરીએ છીએ તે સ્વતંત્રતા કઈ?—ગુલામ બનવાની સ્વતંત્રતા કે સ્વતંત્ર બનવાની સ્વતંત્રતા? આપણાં છોકરાંનાં છોકરાં કદાચ ખરેખરા સ્વતંત્ર થઈ શકશે. આપણે આપણા ઉપર બેહદનો બોજો લાદીએ છીએ—લશ્કર લાદીએ

છીએ, મૂરખાઓ લાદીએ છીએ, બધા જ પ્રકારના ઢોર લાદીએ છીએ; આપણે આપણા રાંકડા આત્મા ઉપર આપણા સ્થૂળ દેહ લાદીએ છીએ, જે આત્માનું બધું સત્ત્વ કોરી જાય છે........

'રાજકારણ અને રોજિંદું કામ એ માનવસમાજનું એક અગત્યનું કાર્ય છે ખરું, પણ એ તો દેહનાં કાર્યોની જેમ સ્વાભાવિક રીતે ચાલ્યા કરવું જોઈએ. શ્વાસોચ્છ્વાસ, પાચનક્રિયા વગેરે કેવું સહજ રીતે ચાલ્યા કરે છે! તેમાં ક્યારેક બગાડો થાય ત્યારે જ તેના તરફ મારું ધ્યાન ખેંચાય છે. રાજકારણનું પણ તેવું જ હોવું જોઈએ. આજે તો તેને આપણા સમાજજીવનમાં તદ્દન અણઘટતું મહત્ત્વ અપાય છે.'

મૂડીવાદી સંસ્કૃતિનું એક ઘણું વેધક નિદાન ડર્કહીમ નામના સમાજશાસ્ત્રીએ કર્યું છે. એ કહે છે કે આધુનિક ઔદ્યોગિક સમાજમાં વ્યક્તિ અને સમૂહનું જીવન અર્થપૂર્ણ રહ્યું નથી. માણસ વધુ ને વધુ અશાંત થતો જાય છે, તેના વિકાસમાં કોઈ ઢંગધડો રહ્યો નથી, અને તેના જીવનધ્યેયમાં કોઈ મૂલ્યનું ધોરણ રહ્યું નથી. આખુંયે જગત તેનો ઘરાક હોવાથી તેની મહત્ત્વાકાંક્ષાને કોઈ અંત નથી, અને તેનામાં ગ્લાનિ વ્યાપી જાય છે, "અનંત દોટની નિરર્થકતા" વ્યાપી જાય છે. ડર્કહીમ એ વાત તરફ આંગળી ચીંધે છે કે ફ્રેન્ચ ક્રાંતિ પછી સામૂહિક સંગઠન સારુ માત્ર રાજકીય સત્તા જ રહી. પરિણામે ખરેખરી સમાજવ્યવસ્થા અદૃશ્ય થઈ ગઈ, અને સમાજના સંગઠન સારુ માત્ર રાજ્ય જ રહ્યું. બધા જ ખરેખરા સામાજિક બંધનોમાંથી મુક્ત થયેલો માણસ પોતે તરછોડાયેલો, અટૂલો પડી ગયેલો અને આત્મવિશ્વાસ ખોઈ

બેઠેલો છે એમ અનુભવે છે. સમાજ "માણસોનો એક અવ્યવસ્થિત ધૂળનો ઢગલો" બની ગયો છે.

## વીસમી સદી

ઓગણીસમી સદીની જેમ વીસમી સદીમાં પણ સમકાલીન સમાજની માનસિક અસ્વસ્થતાના નિદાન બાબતમાં નોંધપાત્ર સામ્ય જણાય છે. બ્રિટિશ સમાજવાદી શ્રી. આર. એચ. ટૉની પોતાના "The Acquisitive Society" નામના પુસ્તકમાં એ હકીકત તરફ ધ્યાન દોરે છે કે માણસ ઉપર ચીજવસ્તુનું પ્રભુત્વ, એ સિદ્ધાંત પર મૂડીવાદી સમાજ આધારિત છે. એ કહે છે કે આપણા સમાજમાં '.......બુદ્ધિશાળી માણસ પણ એમ માનવાને લલચાય છે કે મૂડી મજૂરીને "કામે રોકે છે." આ તો જેમ આપણા બાપદાદાઓ માનતા કે પોતે જેની પૂજા કરે છે તે લાકડાના ને લોખંડના ટુકડાઓ એમનો પાક મોકલે છે, અને એમની લડાઈઓ જીતી આપે છે, તેના જેવું થયું. લોકો જ્યારે પોતાની મૂર્તિઓમાં જીવારોપણ કરવા લાગ્યા છે, ત્યારે તે મૂર્તિઓનું ખંડન કરવું જ રહ્યું. મજૂરી એ જીવતી જાગતી વ્યક્તિની કામ કરવાની શક્તિ છે, જ્યારે મૂડી એ તો એક સ્થૂળ વસ્તુ છે. વસ્તુનો ઉપયોગ તો એટલો જ હોઈ શકે કે તેને માણસોની સેવામાં જોતરાય...આર્થિક પ્રવૃત્તિ સમાજની સ્વામી નહીં, સેવક બનીને રહેવી જોઈએ. ઉદ્યોગધંધાને આજે માણસના જીવનમાં બિલકુલ અનુચિત પ્રભુત્વ પ્રાપ્ત થયું છે. આજના આર્થિક પ્રશ્નો પણ જેટલા આપણા મનમાં અશાંતિ ને વિદ્રોહ જન્માવનારા છે, તેટલા જ ક્ષણિક ને ઓછા મહત્ત્વના છે. સત્તરમી સદીના ધાર્મિક ઝઘડાઓ

આજે આપણને જેટલા તુચ્છ લાગે છે, તેટલી જ આ આર્થિક પ્રશ્નોની આપણા માથા પરની આજની ભૂતાવળ ભાવિ પેઢીઓને તુચ્છ લાગશે.

'જ્યાં સુધી ઉદ્યોગધંધાને આજે અપાતું વધારે પડતું મહત્ત્વ બંધ નહીં થાય, ત્યાં સુધી આ પ્રશ્નોનો ઉકેલ નહીં આવે અને તેમ કરવા માટે આજના સમાજે પોતાનાં મૂલ્યો બદલવાં જોઈશે. તેણે આર્થિક હિતોને જીવનનું અનેકોમાંનું એક તત્ત્વ ગણવું પડશે, અને નહીં કે એને જ જીવનસર્વસ્વ. તેણે પોતાના સભ્યોને એ વાત ગળે ઉતારવી પડશે કે કાંઈ ને કાંઈ સેવા કર્યા વિના જ લાભો મેળવી લેવાની વૃત્તિ ડામવી જોઈએ; કેમ કે આવી રીતે લાભો મેળવી લેવા માટે ચાલતા સતત સંઘર્ષને લીધે આખો સમાજ કાયમ જ્વરગ્રસ્ત રહે છે. સમાજની એવી પુનર્વ્યવસ્થા થવી જોઈએ કે આર્થિક પ્રવૃત્તિનું મહત્ત્વ તે પ્રવૃત્તિ દ્વારા સધાતા સામાજિક હિત ઉપરથી લેખાય. સમાજના હિત આગળ આર્થિક લાભાલાભ ગૌણ ગણાવા જોઈએ.'

બીજા એક વિચારક અને અભ્યાસી શ્રી. એફ. ટેનનબામ કહે છે: 'ગઈ સદીની મુખ્ય ભૂલ એ છે કે તેણે એમ ધારી લીધું કે નફાની આર્થિક પ્રેરણાને આધારે એક સંપૂર્ણ સમાજની રચના કરી શકાય. પણ આ અનુમાન ખોટું ઠર્યું છે. ફરી એક વાર એ વાત સ્પષ્ટ થઈ ગઈ છે કે માણસ માત્ર રોટલો મેળવીને સુખે જીવી શકતો નથી. અને આજના મોટા મોટા ઉદ્યોગો માણસને રોટલો આપવા સિવાય બીજું શું કરી શકે છે? તેઓ સારી જિંદગી માટેની માણસની ભૂખ સંતોષવા અસમર્થ નીવડ્યા છે. માણસને જન્મથી તે મૃત્યુ સુધીની પોતાની યાત્રામાં કંઈક આદર્શવાદ અને કંઈક

કારખાનામાં કામ કરવું, પોતાની શરીર-શક્તિ વાપરવી અથવા વરાળ કે વીજળીની શક્તિનો ઉપયોગ કરવો—આ કાંઈ માણસ જેવા માણસની આગવી ને મૂળભૂત શક્તિઓ ને યોગ્યતા ન કહેવાય.

'મોટા ભાગનામાં ઝાઝી બુદ્ધિ જ નથી અને તે બધા મેંઢાની જેમ દોરાવાને જ લાયક છે, એમ કહેવાથી ચાલશે નહીં. એમની બુદ્ધિનો વિકાસ કરવાની જવાબદારી એમના માલિકો, રાજ્યકર્તાઓ ને શિક્ષણશાસ્ત્રીઓની છે. લોકશાહીમાં શાસન સામાન્ય પ્રજાના મતદાન દ્વારા ચાલવાનું છે. હવે, જેમનામાં ઝાઝી બુદ્ધિ નથી અથવા જેમનો માનસિક ને આત્મિક વિકાસ રૂંધાઈ ગયો છે તેઓ પણ આ સામાન્ય પ્રજામાં સામેલ જ હશે ને? આજે યંત્રવિદ્યા અને વિપુલ ઉત્પાદનને કારણે આપણને જે ભૌતિક લાભો પ્રાપ્ત થયા છે તે જતા કરવાના નથી. પરંતુ કરોડો, અબજો સામાન્ય સ્ત્રી-પુરુષોનો સર્વાંગીણ વિકાસ સાધ્યા વિના આપણે કોઈ પણ ઉચ્ચ આદર્શ જાળવી શકીશું નહીં. માણસ જે કામ કરતો હોય છે તે આવા વિકાસમાં ઘણો ભાગ ભજવે છે. એટલા વાસ્તે માણસનું કામ એવું હોવું ઘટે કે

નવલકથામાં તેણે એક એવી સ્વયંસંચાલિત યંત્ર જેવી દુનિયાનું ચિત્ર આલેખ્યું છે, જે સ્પષ્ટપણે શાણપણહીન છે, અને છતાં માત્ર થોડી વિગતોમાં અને કંઈક અંશે માત્રામાં આજની વાસ્તવિકતાથી જુદી પડે છે. આ પુસ્તકની ૧૯૪૬માં બહાર પડેલી નવી આવૃત્તિની પ્રસ્તાવનામાં હક્સલી લખે છે : 'જો અણુયુદ્ધથી દુનિયાનો સર્વનાશ નહીં થાય તો અણુશક્તિ અભૂતપૂર્વ ઔદ્યોગિક વિકાસ માટે જોતરાશે. તેને કારણે આર્થિક ને સામાજિક ક્ષેત્રમાં સમૂળું પરિવર્તન આવશે અને આજની જીવનપદ્ધતિ ધરમૂળથી પલટાશે. અણુવૈજ્ઞાનિકો માનવજાત માટે શય્યા તૈયાર કરશે, જેના પર તેણે સૂવાનું છે. જો તે શય્યા તેને બંધબેસતી ન થાય તો તે દોષ માનવજાતનો ગણાશે. માનવજાતે શય્યાને બંધબેસતા થવાનું છે, શય્યાએ માનવજાતને નહીં. એટલે કાં તો માનવજાતને તાણીને લાંબી કરવી પડશે અથવા તો જરૂર પ્રમાણે કાપકૂપ કરીને તેને ટૂંકી કરવી પડશે. વિજ્ઞાને સર્જેલી શય્યાના માપ સાથે માનવજાતને ગમે તે રીતે બંધબેસતી કરવાની રહેશે ! આ વસ્તુ સર્વસત્તાધીશ અતિકેન્દ્રિત રાજ્યતંત્ર દ્વારા જ શક્ય બનશે. આપણે જોયું છે કે મોટા પાયા પર થતા ઉત્પાદનની અર્થ-વ્યવસ્થામાં જ્યારે યંત્રવિદ્યાના ઝડપી ફેરફારો થાય છે, ત્યારે હમેશાં આર્થિક ને સામાજિક અવ્યવસ્થા જન્મે છે. આ અવ્યવસ્થાને ડામવા પછી સત્તાનું કેન્દ્રીકરણ થાય છે અને સરકારી અંકુશ વધે છે. એટલે દિનપ્રતિદિન અતિકેન્દ્રિત સર્વસત્તાધીશ રાજ્યવાદનો ભરડો વધુ ને વધુ મજબૂત બનશે. સંભવ છે કે અણુશક્તિને જોતર્યા પહેલાં જ દુનિયાની સરકારો ઓછેવત્તે અંશે સંપૂર્ણપણે સર્વસત્તાધીશ બની

કારખાનામાં કામ કરવું, પોતાની શરીર-શક્તિ વાપરવી અથવા વરાળ કે વીજળીની શક્તિનો ઉપયોગ કરવો—આ કાંઈ માણસ જેવા માણસની આગવી ને મૂળભૂત શક્તિઓ ને યોગ્યતા ન કહેવાય.

'મોટા ભાગનામાં ઝાઝી બુદ્ધિ જ નથી અને તે બધા ઢોંઢાની જેમ દોરાવાને જ લાયક છે, એમ કહેવાથી ચાલશે નહીં. એમની બુદ્ધિનો વિકાસ કરવાની જવાબદારી એમના માલિકો, રાજ્યકર્તાઓ ને શિક્ષણશાસ્ત્રીઓની છે. લોકશાહીમાં શાસન સામાન્ય પ્રજાના મતદાન દ્વારા ચાલવાનું છે. હવે, જેમનામાં ઝાઝી બુદ્ધિ નથી અથવા જેમનો માનસિક ને આત્મિક વિકાસ રૂંધાઈ ગયો છે તેઓ પણ આ સામાન્ય પ્રજામાં સામેલ જ હશે ને ? આજે યંત્રવિદ્યા અને વિપુલ ઉત્પાદનને કારણે આપણને જે ભૌતિક લાભો પ્રાપ્ત થયા છે તે જતા કરવાના નથી. પરંતુ કરોડો, અબજો સામાન્ય સ્ત્રી-પુરુષોનો સર્વાંગીણ વિકાસ સાધ્યા વિના આપણે કોઈ પણ ઉચ્ચ આદર્શ જાળવી શકીશું નહીં: માણસ જે કામ કરતો હોય છે તે આવા વિકાસમાં ઘણો ભાગ ભજવે છે. એટલા વાસ્તે માણસનું કામ એવું હોવું ઘટે કે જેનાથી તેની સર્જનાત્મક વૃત્તિને તેમ જ ચિંતન કરવાની તેની દિવ્ય માનવ-શક્તિને પોષણ મળે.'

જુદા જુદા સામાજિક વિજ્ઞાનશાસ્ત્રીઓનાં મંતવ્યો સાંભળ્યા બાદ હવે આપણે સમાજવિજ્ઞાનના ક્ષેત્ર બહારના ત્રણ માણસોનાં મંતવ્યો સાથે આ પ્રકરણ પૂરું કરીશું: આલ્ડસ હક્સલી, આલ્બર્ટ સ્વીટ્ઝર અને આઈનસ્ટાઈન. વીસમી સદી સામેનું હક્સલીનું તહોમતનામું તેના "Brave New World" (૧૯૩૧) પુસ્તકમાં છે. આ

નવલકથામાં તેણે એક એવી સ્વયંસંચાલિત યંત્ર જેવી દુનિયાનું ચિત્ર આલેખ્યું છે, જે સ્પષ્ટપણે શાણપણહીન છે, અને છતાં માત્ર થોડી વિગતોમાં અને કંઈક અંશે માત્રામાં આજની વાસ્તવિકતાથી જુદી પડે છે. આ પુસ્તકની ૧૯૪૬માં બહાર પડેલી નવી આવૃત્તિની પ્રસ્તાવનામાં હક્સલી લખે છે : ' જો અણુયુદ્ધથી દુનિયાનો સર્વનાશ નહીં થાય તો અણુશક્તિ અભૂતપૂર્વ ઔદ્યોગિક વિકાસ માટે જોતરાશે. તેને કારણે આર્થિક ને સામાજિક ક્ષેત્રમાં સમૂળું પરિવર્તન આવશે અને આજની જીવનપદ્ધતિ ધરમૂળથી પલટાશે. અણુવૈજ્ઞાનિકો માનવજાત માટે શય્યા તૈયાર કરશે, જેના પર તેણે સૂવાનું છે. જો તે શય્યા તેને બંધબેસતી ન થાય તો તે દોષ માનવજાતનો ગણાશે. માનવજાતે શય્યાને બંધબેસતા થવાનું છે, શય્યાએ માનવજાતને નહીં. એટલે કાં તો માનવજાતને તાણીને લાંબી કરવી પડશે અથવા તો જરૂર પ્રમાણે કાપકૂપ કરીને તેને ટૂંકી કરવી પડશે. વિજ્ઞાને સર્જેલી શય્યાના માપ સાથે માનવજાતને ગમે તે રીતે બંધબેસતી કરવાની રહેશે ! આ વસ્તુ સર્વસત્તાધીશ અતિકેન્દ્રિત રાજ્યતંત્ર દ્વારા જ શક્ય બનશે. આપણે જોયું છે કે મોટા પાયા પર થતા ઉત્પાદનની અર્થવ્યવસ્થામાં જ્યારે યંત્રવિદ્યાના ઝડપી ફેરફારો થાય છે, ત્યારે હમેશાં આર્થિક ને સામાજિક અવ્યવસ્થા જન્મે છે. આ અવ્યવસ્થાને ડામવા પછી સત્તાનું કેન્દ્રીકરણ થાય છે અને સરકારી અંકુશ વધે છે. એટલે દિનપ્રતિદિન અતિકેન્દ્રિત સર્વસત્તાધીશ રાજ્યવાદનો ભરડો વધુ ને વધુ મજબૂત બનશે. સંભવ છે કે અણુશક્તિને જોતર્યા પહેલાં જ દુનિયાની સરકારો ઓછેવત્તે અંશે સંપૂર્ણપણે સર્વસત્તાધીશ બની

જશે, પણ અણુશક્તિને જોતયો પછી તો તેમ અચૂક બનશે જ. વિકેન્દ્રીકરણ અને સ્વાવલંબન માટેનું વ્યાપક લોક-આંદોલન જ માત્ર આમાંથી આપણને ઉગારી શકે. જો કે આવા આંદોલનનું કોઈ ચિહ્ન અત્યારે તો જણાતું નથી.

'અલબત, આ નવાં સર્વસત્તાધીશ રાજયતંત્રો જૂનાંની નકલરૂપ હશે એમ માનવાને કોઈ કારણ નથી. દંડા ને ગોળીબારો, કૃત્રિમ ભૂખમરો, મોટા પાયા પર ધરપકડો અને દેશનિકાલ, એ બધું માત્ર અમાનુષી છે ( જો કે તે બાબત આજકાલ કોઈ ઝાઝી ચિંતા કરતું નથી ) એટલું જ નહીં, એ એટલું બધું કારગત પણ નીવડતું નથી. એટલે આ નવું સૌથી કુશળ સર્વસત્તાધીશ રાજયતંત્ર તો એવું હશે કે જેમાં સર્વશક્તિશાળી રાજ્યકર્તાઓ અને એમની નોકરશાહીની ફોજ ગુલામ જેવી પ્રજાને અંકુશમાં રાખતા હશે. એ પ્રજા ઉપર બળજબરી નહીં કરવી પડે, કેમકે એ પ્રજા પોતાની ગુલામીનેય ચાહવા લાગે એવી રીતે એને કેળવવામાં આવી હશે. સરમુખત્યારશાહી દેશોમાં આજે આ કામ પ્રચારખાતાના અધિકારીઓ, છાપાંઓના અધિપતિઓ અને નિશાળોના શિક્ષકોને સોંપવામાં આવ્યું છે, પણ એમની પદ્ધતિઓ હજી પ્રાકૃત, અણઘડ ને અવૈજ્ઞાનિક છે. અગાઉ એવો દાવો કરાતો કે બાળકનું શિક્ષણ અમને સોંપી દો તો અમે તેના ધાર્મિક અભિપ્રાયો જોઈએ તેવા ઘડી આપીએ. પણ આ દાવો શેખચલ્લીના સપના જેવો પુરવાર થયો છે. પ્રચારમાં જો સૌથી વધુ સફળતાઓ મેળવાઈ હોય તો તે કાંઈક કરવાથી નહીં, પણ કાંઈક ન કરવાથી મેળવાઈ છે. સત્ય મોટું છે, પણ વ્યાવહારિક દષ્ટિએ સત્ય અંગેનું મૌન તેનાથીયે મોટું છે. કેટલીક બાબતો ઉપર બિલકુલ અંધાર-

પછેડો નાખી દેવાય છે અને ચર્ચિલના શબ્દોમાં "લોખંડી પડદા" પાછળ પ્રજાને રાજ્યકર્તાઓ ન ઇચ્છતા હોય એવાં કેટલાંયે સત્યો, હકીકતો અને વિચારોથી અજ્ઞાત રખાય છે. સરમુખત્યારશાહી દેશોના પ્રચારકો આ રીતે લોકમત ઉપર વધુ અસર કરી શકયા હતા. આવી અસર તેઓ કદાચ ગમે તેવા પ્રભાવશાળી વિરોધો કે તર્કબદ્ધ રદિયાઓ દ્વારાયે ન પાડી શકયા હોત. પરંતુ મૌન પૂરતું નથી. જો આપણે જુલમ, સાફસૂફી અને એવાં બીજાં પગલાઓને નિવારવાં હોય તો પ્રચારની નકારાત્મક બાજુની જેમ વિધાયક બાજુને પણ અસરકારક બનાવવી પડશે. એટલે ભવિષ્યના સર્વસત્તાધીશ રાજ્યતંત્રમાં સૌથી મોટું સંશોધન હાથ ધરવામાં આવશે, "સુખની સમસ્યા" બાબતમાં—બીજા શબ્દોમાં કહીએ તો લોકો પોતાની ગુલામીને કેમ ચાહતા થાય એ પ્રશ્ન બાબતમાં.

'આ ગુલામી માટેનો પ્રેમ આર્થિક સહીસલામતી સધાયા વિના શકય ન બને. હું એવું અનુમાન કરું છું કે સર્વ-શક્તિશાળી રાજ્યતંત્ર અને તેની નોકરશાહીની ફોજ આ કાયમની આર્થિક સહીસલામતીનો પ્રશ્ન ઉકેલી શકશે. પણ તેટલા માત્રથી કેવળ એક ઉપરછલ્લી ક્રાંતિ થશે. પણ માણસને પોતાની ગુલામીયે ગમવા લાગે તે માટે માણસના મનમાં અને શરીરમાં એક સમૂળી વ્યક્તિગત ક્રાંતિ લાવવી પડશે. એ ક્રાંતિ માટે બીજી બાબતો ઉપરાંત નીચેની શોધખોળોનીયે આપણને જરૂર પડશે: (૧) બાળકના મનને પહેલેથી જ આપણને જોઈએ તે ઢાંચામાં ઢાળતા જવું પડશે અને પાછળથી ડ્રગ્ઝની મદદથી તેને વશીભૂત રાખવું પડશે. (૨) માનસશાસ્ત્રની મદદથી દરેકે દરેક વ્યક્તિ માટે આર્થિક ને સામાજિક માળખામાં તેને લાયકનું સ્થાન પહેલેથી

નક્કી કરી રાખવું પડશે. ( સમાજના ઢાંચામાં બંધબેસતા ન થાય તેવા માણસોના સમાજવ્યવસ્થા બાબતના વિચારો ખતરનાક હોય છે, અને તેઓ પોતાના અસંતોષનો ચેપ બીજાઓને લગાડતા હોય છે. ) (૩) વાસ્તવિકતા ગમે તેવી આદર્શવાદી હોય તેમ છતાં એ કંઈક એવી ચીજ છે કે લોકોને અવારનવાર તેનાથી દૂર ભાગી જવાનું મન થાય છે. એટલે દારૂ અને એવા બીજા કેફી પદાર્થો કરતાં ઓછો નુકસાનકારક અને છતાં વધુ સુખ આપતો કોઈ માદક પદાર્થ રાખવો જોઈશે. (૪) માનવવંશશાસ્ત્રની એક એવી અણીશુદ્ધ પદ્ધતિ અપનાવવી પડશે કે બધી વ્યક્તિઓ એક જ ધોરણની નીકળે, જેથી એમનું શાસન કરવાનું સુગમ પડે.

' " Brave New World "માં જેની કલ્પના કરવામાં આવી છે એવાં "ટેસ્ટ-ટ્યૂબ બાળકો" ભલે દૂરની વાત લાગતી હોય, પણ તે અશક્ય નથી; અને તેમાં વર્ણવી છે એવી સ્ત્રી-પુરુષ સંબંધમાંની અરાજકતા તો બહુ નજીકની વાત લાગે છે. આજે પણ અમેરિકામાં એવાં કેટલાંક શહેરો છે, જ્યાં છૂટાછેડાની સંખ્યા લગ્નોની સંખ્યા જેટલી છે. થોડાં વર્ષોમાં તો આજે જેમ કૂતરા માટેનાં લાયસન્સ અપાય છે તેમ લગ્ન માટેનાં લાયસન્સ પણ અપાવા લાગશે. તે લાયસન્સો બાર મહિનાની મુદત માટે હશે. વળી કૂતરાઓની ફેરબદલી કરવા ઉપર અથવા તો એકી વખતે એક કરતાં વધુ કૂતરા રાખવા ઉપર કોઈ પ્રતિબંધ નહીં હોય ! રાજકીય ને આર્થિક સ્વતંત્રતા જેમ જેમ ઘટતી જાય તેમ તેમ જાતીય સ્વચ્છંદતા વધતી જતી હોય છે. આવી સ્વચ્છંદતાને છૂટો દોર આપવાનું સરમુખત્યારના લાભમાં હોય છે. તેને કારણે ગુલામને પોતાની ગુલામી કઠતી નથી.

'બધી વસ્તુનો વિચાર કરતાં એમ લાગે છે કે અહીં જે ચિત્ર આલેખાયેલું છે, તે જાતનો સમાજ હવે બહુ દૂર નથી. પંદર વર્ષ પહેલાં મેં એવી કલ્પના કરેલી કે ૬૦૦ વર્ષ પછીના સમાજનું ચિત્ર આવું હશે. પણ આજે એવો બિલકુલ સંભવ જણાય છે કે આ ભય એકાદ સૈકાની અંદર જ આપણા માથે આવી પડશે. અલબત્ત, તેટલા ગાળામાં આપણે જો આ સૃષ્ટિને ધૂળ ને રાખમાં નહીં પલટી નાખી હોય તો. એટલે જો આપણે વિકેન્દ્રીકરણ તરફ નહીં વળીએ અને વિજ્ઞાનને આપણું પરમ ધ્યેય માનવાને બદલે માનવ-જાતને સ્વતંત્ર બનાવવા માટેના એક સાધનરૂપ નહીં માનીએ, તો આપણે નસીબે અણુ-આયુધોથી સજ્જ એવી લશ્કરવાદી સર્વસત્તાધીશ રાષ્ટ્રીય સરકારોની સરમુખત્યાર-શાહી અને પરિણામે સંસ્કૃતિનો સર્વનાશ આવશે, અથવા તો સર્વસત્તાધીશ વિશ્વસરકારની સરમુખત્યારશાહી અને પરિણામે કલ્યાણરાજવાદી સીતમ આવશે. પસંદગી તમારા હાથમાં છે. તમે પોતે જ દામ ચૂકવો અને તમને મનભાવતી ચીજ લો.'

પશ્ચિમી સંસ્કૃતિના બૌદ્ધિક ને નૈતિક વિકાસના પરિપાક સમા આલ્બર્ટ સ્વીટ્ઝર અને આઈનસ્ટાઈનને પણ વર્તમાન સંસ્કૃતિ અંગે આવું જ કહેવાનું છે. આલ્બર્ટ સ્વીટ્ઝર કહે છે: 'પ્રજાના પોતાના અભિક્રમથી અને બળજબરીનો આશરો લીધા વિના એક નવો લોકમત કેળવવો જોઈએ. આજનો લોકમત તો વર્તમાનપત્રો, પ્રચારતંત્રો, સંસ્થાઓ અને નાણાંના જોરે જાળવી રખાય છે. વિચારોના પ્રચાર માટેની આ તદ્દન કૃત્રિમ પદ્ધતિ છોડી દઈને આપણે બીજી સ્વાભાવિક પદ્ધતિ અપનાવવી પડશે. વિચારના પ્રચાર માટેની

સ્વાભાવિક પદ્ધતિ તો માણસ-માણસ વચ્ચેના વ્યક્તિગત સંપર્કની જ છે અને તે આપણા વિચારની સત્યતા ઉપર તેમ જ નૂતન સત્યનું સ્વાગત કરવાની સાંભળનારની તૈયારી ઉપર જ સંપૂર્ણપણે આધાર રાખે છે. માનવ-આત્માની આ જ સહજ ને પોતાની આગવી પદ્ધતિ છે.

'ભૂતકાળમાંયે આખા સમાજના જકડાયેલા આત્મા સામે સ્વતંત્ર વિચારની વ્યક્તિનો સંઘર્ષ આપણે જોયો છે, પણ આ સમસ્યા આજે જેટલી વિકટ છે તેટલી અગાઉ કયારેય નહોતી; કારણ કે આધુનિક તંત્રો, ચિંતન-મનનનો અભાવ અને લોકોના આવેશોને લીધે આજે સમાજનો આત્મા અગાઉ કયારેય બંધનમાં ન જકડાયો હોય તેટલો આજે જકડાયેલો છે. જમાનો જેને અશકય કરી મૂકવા માગે છે અને છતાં માણસનો આત્મા જેની માંગ કરી રહ્યો છે તે વસ્તુ પાર પાડવાની શક્તિ આજના માણસમાં આવશે ખરી?

'આજનું અત્યંત જટિલ તંત્ર સેંકડો રીતે માણસ ઉપર પોતાનો અંકુશ જમાવે છે. તેમાં માણસે પોતાનું સ્વતંત્ર વ્યક્તિત્વ ખીલવવું પડશે, અને આ તંત્રને પણ પોતાની અસર હેઠળ રાખવું પડશે. તંત્ર તેને વ્યક્તિત્વહીન દશામાં રાખવા માટે બધા જ પ્રયત્નો કરી છૂટશે, કેમ કે માણસની તે સ્થિતિ તંત્રને વધુ અનુકૂળ છે. તંત્ર વ્યક્તિત્વથી ડરે છે, કેમ કે જે આત્મા અને સત્યને તંત્ર રૂંધવા માગે છે, તેને જ આ વ્યક્તિત્વ દ્વારા અભિવ્યક્ત થવાનો મોકો મળે છે. ને દુર્ભાગ્યે તંત્રની શક્તિ પણ તેના ડર જેટલી જ ભારે છે.

'આર્થિક પરિસ્થિતિ આજે ખૂબ પ્રતિકૂળ અને નિષ્ઠુર બની ગઈ છે. તેને લીધે માણસ આજે મુક્તિ વિનાનો, સ્વતંત્રતા વિનાનો, આત્મવિશ્વાસ વિનાનો, ટૂંકમાં માનવ-

ગુણો વિનાનો બની ગયો છે. અને આ આર્થિક પરિસ્થિતિમાં આપણે ભાગ્યે જ કાંઈ પણ પરિવર્તન કરી શકીએ છીએ. આત્મશક્તિને આધારે આપણે કંઈક પ્રયત્ન શરૂ કરીશું તો જ ક્યારેક આ પરિબળોને નાથી શકીશું. ખરું જોતાં, આજે પરિસ્થિતિ જેનો ઇનકાર કરી રહી છે, તે જ વસ્તુની માંગ આત્મશક્તિ પાસે થઈ રહી છે.

'અને આ આત્મશક્તિએ કેવડું ભગીરથ કાર્ય કરવાનું છે! જાહેરાત ને પ્રચારનાં વાજાં વગાડીને જનતાના ચિત્ત પર જે સત્ય (?) હમેશાં ઠોકાયા કરે છે તેનું જ આજે તો ચલણ છે, તેની જગ્યાએ જે ખરેખર સાચું છે એવા સત્યને સમજવાની શક્તિ તેણે ઊભી કરવાની છે. સંકુચિત ને અધમ રાષ્ટ્રવાદને ઠેકાણે તેણે સમસ્ત માનવજાતના કલ્યાણનું ધ્યેય પોતાની સામે રાખતો હોય એવો ઉમદા રાષ્ટ્રવાદ સ્થાપવાનો છે. આજે જ્યાં પોતપોતાની રાષ્ટ્રીય સંસ્કૃતિની ઉપાસનામાં બધા પડયા છે, અને એક માનવસંસ્કૃતિની કલ્પનાના ભૂક્કેભૂક્કા થઈ ગયા છે, ત્યાં આખીયે માનવજાતની એક સંસ્કૃતિ છે એ વાત એણે ફરી લોકોને ગળે ઉતારવાની છે. આજે યુદ્ધને લીધે આર્થિક ને નૈતિક દૃષ્ટિએ પાયમાલ બનેલી આધુનિક સરકારોને સંસ્કૃતિ અંગે વિચારવાનો લગીરે સમય નથી અને પોતાનું અસ્તિત્વ જાળવી રાખવા માટે ગમે તે રીતે ગમે ત્યાંથી નાણાં ભેળાં કરવા સિવાય બીજી કોઈ બાબત તરફ ધ્યાન આપવાની હિંમત નથી, ત્યારે તેણે સભ્ય સંસ્કારી રાજ્યતંત્ર માટેની આપણી શ્રદ્ધા જાળવી રાખવાની છે. આજે જ્યાં એક રાષ્ટ્ર પોતાના પડોશી રાષ્ટ્રનો માનવતા, આદર્શવાદ, વિવેકબુદ્ધિ, નીતિમત્તા ને સત્યમયતા ઉપરનો વિશ્વાસ ઉઠાડી મૂકયો છે, ત્યાં તેણે વિશ્વબંધુત્વ તેમ જ એક

ને અવિભાજ્ય સુસંસ્કૃત માનવજાતના આદર્શને તાંતણે આપણને સહુને સંયોજવાના છે. આજે વધતી જતી આર્થિક ભીંસ સામાન્ય જનતાને ભૌતિક બાબતોમાં જ એટલી ગળાબૂડ રાખે છે કે જીવનની બીજી મહત્ત્વની વાતો તેને મૃગજળ સમાન ભાસે છે—આવી પરિસ્થિતિમાં તેણે સભ્યતા ને સંસ્કૃતિ ઉપર આપણું ધ્યાન કેન્દ્રિત કરવાનું છે. આજના પ્રત્યાઘાતી ને હતોત્સાહી વાતાવરણમાં તેણે માણસના દિલમાં પ્રગતિની શકયતા માટે શ્રદ્ધા જન્માવવાની છે. જનતા જ્યારે જોઈ રહી છે કે આ બધા નેતાઓ અણીને વખતે સાવ માટી-પગા નીવડે છે, ત્યારે એ જનતામાં આશાનો સંચાર થાય એવું કંઈક આ આત્મશક્તિએ કરી બતાવવાનું છે.

'સંસ્કૃતિના માર્ગમાં આ બધા અવરોધો છે. એક ઘેરી નિરાશા આપણા માથે ઝળુંબી રહી છે. ગ્રીક ને રોમન સંસ્કૃતિના પતનકાળ વખતના માણસોની સ્થિતિનો હવે આપણને બરાબર ખ્યાલ આવે છે. તેઓ પરિસ્થિતિ સામે નિઃસહાય બનીને ઊભા હતા, અને દુનિયાને તેના નસીબ પર છોડી દઈને પોતે અંતર્મુખ બની ગયા હતા! એમની જેમ આપણેય આપણા જીવનના અનુભવથી ડઘાઈ ગયા છીએ. એમની જેમ આપણેય એવા પ્રલોભનકારી સ્વરો સાંભળીએ છીએ કે જીવનને સહ્ય બનાવવા આજને જીવી જાઓ. આપણને કહેવાય છે કે આપણા પોતાના કિસ્મત સિવાય બીજા કશા વિશે વિચારવાની કે આશા રાખવાની ઇચ્છા છોડી દો, પરિસ્થિતિને શરણે થઈને જ શાંતિ મેળવો.

'આજને તબક્કે આધ્યાત્મિક જાગૃતિ દ્વારા જ માનવ સંસ્કૃતિનો પુનર્જન્મ થઈ શકશે. આપણા માર્ગમાંની મુશ્કેલીઓ અને અવરોધો વિશે સભાન જરૂર રહીએ, પણ

આ શકય છે કે નહીં એવી શંકા ખસૂસ ન સેવીએ. આજની પરિસ્થિતિમાં પણ જો સંસ્કૃતિને મૂર્તિમંત સ્વરૂપ આપવા માટે માણસની નૈતિક ચેતના ઝઝૂમશે, અને એક વિશ્વની ભાવના ફરી જાગૃત થશે તો આપણે જરૂર ફરી સંસ્કૃતિની સ્થાપના કરી શકીશું.'

આઈન્સ્ટાઈન "Why Socialism" નામના એક નાનકડા લેખમાં લખે છે : 'હું હવે એવે તબક્કે પહોંચ્યો છું જ્યારે મારા મત મુજબ આપણા યુગની મૂળ સમસ્યા શી છે તે અંગે હું કંઈક નિર્દેશ કરી શકું. તે છે વ્યક્તિ અને સમાજ વચ્ચેના સંબંધની સમસ્યા. સમાજ ઉપરના પોતાના અવલંબન વિશે માણસ પહેલાં કયારેય નહોતો એટલો આજે સભાન બન્યો છે. પરંતુ તેને એવો અનુભવ નથી થતો કે આ અવલંબન એ તેની ખરી મૂડી છે, એક સજીવ સાંકળ છે, તેનું યોગક્ષેમ કરનારું પરિબળ છે. ઊલટાનું તેને એમ લાગે છે કે સમાજ ઉપરનું તેનું આ અવલંબન તેના સ્વાભાવિક અધિકારો અને તેના આર્થિક અસ્તિત્વ માટે જોખમરૂપ છે. વળી, સમાજનું માળખું એવું છે કે માણસના વ્યક્તિત્વમાંની સ્વાર્થી વૃત્તિઓને કાયમ વધુ પ્રોત્સાહન મળતું રહે છે, જ્યારે તેની સામાજિક વૃત્તિઓ, જે સ્વાભાવિક જ થોડી ઓછી તીવ્ર છે, તે રોજબરોજ વધુ ને વધુ ક્ષીણ થતી જાય છે. માણસ અજાણપણે પોતાના અહં ને સ્વકેન્દ્રીપણામાં જકડાઈ જઈ ને ખિનસલામતી ને અટૂલાપણું અનુભવે છે અને જીવનના સહજ, નિખાલસ, સરળ ને નૈસર્ગિક આનંદથી વંચિત રહે છે. કેવળ સમાજના ચરણોમાં પોતાનું સંપૂર્ણ સમર્પણ કરીને જ માણસ આ ચાર દિનની ચાંદની સમા જીવનની સાર્થકતા પામી શકે.'

ને અવિભાજ્ય સુસંસ્કૃત માનવજાતના આદર્શને તાંતણે આપણને સહુને સંયોજવાના છે. આજે વધતી જતી આર્થિક ભીંસ સામાન્ય જનતાને ભૌતિક બાબતોમાં જ એટલી ગળાબૂડ રાખે છે કે જીવનની બીજી મહત્ત્વની વાતો તેને મૃગજળ સમાન ભાસે છે—આવી પરિસ્થિતિમાં તેણે સભ્યતા ને સંસ્કૃતિ ઉપર આપણું ધ્યાન કેન્દ્રિત કરવાનું છે. આજના પ્રત્યાઘાતી ને હતોત્સાહી વાતાવરણમાં તેણે માણસના દિલમાં પ્રગતિની શકયતા માટે શ્રદ્ધા જન્માવવાની છે. જનતા જ્યારે જોઈ રહી છે કે આ બધા નેતાઓ અણીને વખતે સાવ માટીપગા નીવડે છે, ત્યારે એ જનતામાં આશાનો સંચાર થાય એવું કંઈક આ આત્મશક્તિએ કરી બતાવવાનું છે.

'સંસ્કૃતિના માર્ગમાં આ બધા અવરોધો છે. એક ઘેરી નિરાશા આપણા માથે ઝળુંબી રહી છે. ગ્રીક ને રોમન સંસ્કૃતિના પતનકાળ વખતના માણસોની સ્થિતિનો હવે આપણને બરાબર ખ્યાલ આવે છે. તેઓ પરિસ્થિતિ સામે નિઃસહાય બનીને ઊભા હતા, અને દુનિયાને તેના નસીબ પર છોડી દઈને પોતે અંતર્મુખ બની ગયા હતા! એમની જેમ આપણેય આપણા જીવનના અનુભવથી ડઘાઈ ગયા છીએ. એમની જેમ આપણેય એવા પ્રલોભનકારી સ્વરો સાંભળીએ છીએ કે જીવનને સહ્ય બનાવવા આજને જીવી જાઓ. આપણને કહેવાય છે કે આપણા પોતાના કિસ્મત સિવાય બીજા કશા વિશે વિચારવાની કે આશા રાખવાની ઇચ્છા છોડી દો, પરિસ્થિતિને શરણે થઈને જ શાંતિ મેળવો.

'આજને તબક્કે આધ્યાત્મિક જાગૃતિ દ્વારા જ માનવ સંસ્કૃતિનો પુનર્જન્મ થઈ શકશે. આપણા માર્ગમાંની મુશ્કેલીઓ અને અવરોધો વિશે સભાન જરૂર રહીએ, પણ

આ શકય છે કે નહીં એવી શંકા અસૂસ ન સેવીએ. આજની પરિસ્થિતિમાં પણ જો સંસ્કૃતિને મૂર્તિમંત સ્વરૂપ આપવા માટે માણસની નૈતિક ચેતના ઝઝૂમશે, અને એક વિશ્વની ભાવના ફરી જાગૃત થશે તો આપણે જરૂર ફરી સંસ્કૃતિની સ્થાપના કરી શકીશું.'

આઈન્સ્ટાઈન "Why Socialism" નામના એક નાનકડા લેખમાં લખે છે: 'હું હવે એવે તબક્કે પહોંચ્યો છું જ્યારે મારા મત મુજબ આપણા યુગની મૂળ સમસ્યા શી છે તે અંગે હું કંઈક નિર્દેશ કરી શકું. તે છે વ્યક્તિ અને સમાજ વચ્ચેના સંબંધની સમસ્યા. સમાજ ઉપરના પોતાના અવલંબન વિશે માણસ પહેલાં કયારેય નહોતો એટલો આજે સભાન બન્યો છે. પરંતુ તેને એવો અનુભવ નથી થતો કે આ અવલંબન એ તેની ખરી મૂડી છે, એક સજીવ સાંકળ છે, તેનું યોગક્ષેમ કરનારું પરિબળ છે. ઊલટાનું તેને એમ લાગે છે કે સમાજ ઉપરનું તેનું આ અવલંબન તેના સ્વાભાવિક અધિકારો અને તેના આર્થિક અસ્તિત્વ માટે જોખમરૂપ છે. વળી, સમાજનું માળખું એવું છે કે માણસના વ્યક્તિત્વમાંની સ્વાર્થી વૃત્તિઓને કાયમ વધુ પ્રોત્સાહન મળતું રહે છે, જ્યારે તેની સામાજિક વૃત્તિઓ, જે સ્વાભાવિક જ થોડી ઓછી તીવ્ર છે, તે રોજબરોજ વધુ ને વધુ ક્ષીણ થતી જાય છે. માણસ અજાણપણે પોતાના અહં ને સ્વકેન્દ્રીપણામાં જકડાઈ જઈ ને બિનસલામતી ને અટૂલાપણું અનુભવે છે અને જીવનના સહજ, નિખાલસ, સરળ ને નૈસર્ગિક આનંદથી વંચિત રહે છે. કેવળ સમાજના ચરણોમાં પોતાનું સંપૂર્ણ સમર્પણ કરીને જ માણસ આ ચાર દિનની ચાંદની સમા જીવનની સાર્થકતા પામી શકે.'

૭

# વિવિધ ઇલાજો

ઓગણીસમી સદીમાં દીર્ઘદૃષ્ટિવાળા માણસોએ પશ્ચિમના સમાજના લપકા અને સંપત્તિ તથા રાજકીય સત્તાની પાછળ ચાલી રહેલી સડા અને અમાનવીયકરણની પ્રક્રિયા જોઈ. કેટલાકને આ જંગલીપણા તરફનું વલણ અનિવાર્ય લાગ્યું, બીજા કેટલાકે વિકલ્પ સૂચવ્યો. તેમ છતાં તે બધાનું વિવેચન માણસ અને ઇતિહાસ વિશેના ધાર્મિક-માનવીય ખ્યાલ ઉપર આધારિત હતું. પોતાના જ સમાજની ટીકા કરીને તેઓ તેને અતિક્રમી ગયા. તેમણે એવું ન કહ્યું કે જ્યાં સુધી સમાજ ચાલ્યા કરે છે, ત્યાં સુધી તે એક શાણો ને સારો સમાજ છે—અને જ્યાં સુધી એક વ્યક્તિ પોતાના સમાજને અનુરૂપ થઈને રહે, ત્યાં સુધી એ એક શાણી ને તંદુરસ્ત વ્યક્તિ છે. બર્કહાર્ડ કે પ્રૂધોન, તોલ્સ્તોય કે બોદલેર, માર્ક્સ કે ક્રોપોટ્કીન, એ બધાનો જ માણસ વિશેનો ખ્યાલ મુખ્યત્વે ધાર્મિક ને નૈતિક હતો. માણસનો એક સાધન તરીકે કદી ઉપયોગ ન થવો જોઈએ; ભૌતિક ઉત્પાદન માણસને માટે છે, નહીં કે માણસ ભૌતિક

ઉત્પાદનને માટે; જીવનનું ધ્યેય માણસની સંર્જનાત્મક શક્તિઓના પ્રગટીકરણનું છે; ઇતિહાસનું ધ્યેય સમાજનું સત્ય ને ન્યાયથી સંચાલિત સમાજમાં રૂપાંતર કરવાનું છે— આધુનિક મૂડીવાદનાં વિવેચનો આ બધા સિદ્ધાંતો પર આધારિત હતાં.

આ ધાર્મિક-માનવીય સિદ્ધાંતોના પાયા પર જ આજના કરતાં વધુ સારા સમાજ માટેનાં સૂચનો પણ કરાયેલાં. વાસ્તવમાં છેલ્લા બે સૈકાના ગાળામાં ધાર્મિક ઉત્સાહની મુખ્ય અભિવ્યક્તિ પરંપરાગત ધર્મનું ખંડન કરવા નીકળેલ આંદોલનોમાં જોવા મળે છે. સંસ્થાકીય અને ધંધાદારી રીતે ધર્મ મંદિરો ને મઠોમાં ચલાવાયો, જ્યારે ધાર્મિક લગન અને જીવંત નિષ્ઠા રૂપે ધર્મ આ ધર્મવાદીઓ સામેનાં આંદોલનોમાં ચલાવાયો.

ઉપરનાં કથનોનું સમર્થન કરવા માટે આપણે પશ્ચિમની ખ્રિસ્તી સંસ્કૃતિના વિકાસનાં મુખ્ય તત્ત્વો જોવાં પડશે. ગ્રીકોને મન ઇતિહાસનું ન કોઈ ધ્યેય હતું, ન કોઈ હેતુ હતો, કે ન કોઈ અંત હતો. જ્યારે ઇતિહાસ વિશેનો ખ્રિસ્તી ખ્યાલ એવો હતો કે માનવમુક્તિમાં જ તેની સાર્થકતા છે. આ અંતિમ મુક્તિનું પ્રતિક હતો પયગમ્બર; કાળ પોતે, પયગમ્બરી કાળ. જો કે આ "દિવસોના અંત" વિશે, કયામતના દિન વિશે, ઇતિહાસના અંતિમ ધ્યેય વિશે, બે જુદી જુદી વિચારસરણી પ્રવર્તે છે. એક વિચારસરણી મુક્તિના ખ્યાલ સાથે બાયબલની આદમ અને ઈવની પૌરાણિક કથા જોડી દે છે. ટૂંકમાં કહેવું હોય તો આ વિચારસરણીનો સાર એ છે કે અસલમાં માણસ પ્રકૃતિ સાથે એકરૂપ હતો. તેની અને પ્રકૃતિ વચ્ચે અથવા પુરુષ અને સ્ત્રી

વચ્ચે કોઈ સંઘર્ષ ન હતો. પરંતુ તે વખતે માણસમાં સૌથી અનિવાર્ય એવી માનવીય ખાસિયત ખૂટતી હતી : ઇષ્ટ અને અનિષ્ટ વિશેનું જ્ઞાન. પરિણામે તે સ્વતંત્ર નિર્ણય અને જવાબદારી માટે અસમર્થ હતો. ઈશ્વરી આજ્ઞાના અનાદરનું પહેલું પગલું સ્વતંત્રતાનુંયે પહેલું પગલું બન્યું, અને આવી રીતે માનવ ઇતિહાસનો આરંભ થયો. માણસને સ્વર્ગમાંથી હકાલી કાઢવામાં આવ્યો છે, તેણે પ્રકૃતિ સાથેની પોતાની સંવાદિતા ગુમાવી છે, તે પગભર બન્યો છે. પરંતુ તે નિર્બળ છે, તેની સમજશક્તિ હજી અવિકસિત છે, પ્રલોભનથી દૂર રહેવાની તેની શક્તિ હજી અલ્પ છે. તેણે પોતાની સમજશક્તિ વિકસાવવાની છે; પ્રકૃતિ સાથે, પોતાની જાત સાથે અને પોતાના માનવબંધુઓ સાથે નવી સંવાદિતા સિદ્ધ કરવા સારુ પોતાનું માનવીપણું સંપૂર્ણપણે ખીલવવાનું છે. ઇતિહાસનું ધ્યેય છે, માનવનો પૂર્ણ જન્મ, તેનું પૂર્ણ માનવીકરણ. પછી "સાગર જેમ પાણીથી ભરપૂર હોય છે તેમ આ પૃથ્વી પરમ પિતા વિશેના જ્ઞાનથી ભરપૂર હશે." બધાં રાષ્ટ્રો મળીને એક અને અવિભાજ્ય સમાજ રચશે, અને તલવારોનું હળમાં રૂપાંતર થશે. આ વિચારસરણી મુજબ ઈશ્વર કરુણાથી પ્રેરાઈને પગલું ભરતો નથી. માણસે ઘણી ભૂલોમાંથી પસાર થવાનું છે, તેણે પાપ કરવાનાં છે અને તેનાં પરિણામો ભોગવવાનાં છે. ઈશ્વર પોતે આવીને તેની સમસ્યાઓ ઉકેલી નથી આપતો, સિવાય કે જીવનનાં ધ્યેય તેની સમક્ષ છતાં કરી આપીને ઉકેલમાં જેટલી મદદ થાય તે કરે છે. માણસે પોતે પોતાની મુક્તિ સાધવાની છે, તેણે પોતે પોતાને જન્મ આપવાનો છે, અને દિવસોના અંતે નવી સંવાદિતા તેમ જ નવી શાંતિ સ્થપાશે, જાણે ઐતિહાસિક

પ્રક્રિયામાં માણસના પોતાના પ્રગટીકરણ દ્વારા આદમ અને ઈવ સામેનો શાપ પાછો ખેંચાશે.

મુક્તિ અંગેની બીજી પયગમ્બરી વિચારસરણી એ છે કે આદમે ઈશ્વરી આજ્ઞાનું ઉલ્લંઘન કર્યું, તેના પરિણામે તે જે પાપમાં પડયો તેમાંથી તેનો કદી ઉગારો નથી. માત્ર ઈશ્વર જ કરુણાથી પ્રેરાઈને માણસને તેમાંથી બચાવી શકે. અને ખ્રિસ્તના રૂપમાં માનવ-અવતાર ધારણ કરીને તેણે માણસને બચાવ્યો. ખ્રિસ્ત પોતાની જાતનું બલિદાન દઈને તારણહારનું મૃત્યુ પામ્યા. દેવળની ધાર્મિક વિધિઓ દ્વારા માણસ આ મુક્તિમાં સહભાગી બને છે, અને આ રીતે ઈશ્વરી કૃપાનો પ્રસાદ મેળવે છે. ઇતિહાસનો અંત છે, ખ્રિસ્તનું પુનરાગમન —જે એક ઐતિહાસિક નહીં, પણ અલૌકિક પ્રસંગ છે.

જ્યાં કેથોલિક દેવળનું વર્ચસ્વ હતું ત્યાં આ પરંપરા ચાલુ રહી. પરંતુ યુરોપ - અમેરિકાના બાકીના ભાગોમાં અઢારમી અને ઓગણીસમી સદીમાં આ વિચારની અસર ઓછી થતી ગઈ. દેવળનો અને પાદરીઓના કર્મકાંડનો વિરોધ થવા લાગ્યો અને ધાર્મિક વિચારસરણીઓ વિશે શંકાઓ ઊઠવા માંડી અને છેવટે તેનો નિષેધ થવા માંડયો. પરંતુ ધર્મનો આ નિષેધ એ તો જૂના ધાર્મિક ઉત્સાહની એક નવા સ્વરૂપમાં અભિવ્યક્તિ હતી. વિવેકબુદ્ધિ અને સુખ, માનવ - ગૌરવ અને સ્વતંત્રતાના નામે પયગંબરી વિચાર એક નવી અભિવ્યક્તિ પામ્યો.

ફ્રાંસમાં કોન્ડોર્સેટે (૧૭૯૩) માનવજાતની પૂર્ણતામાંની શ્રદ્ધાનો પાયો નાખ્યો. તેણે કહ્યું કે વિવેકબુદ્ધિ અને સુખનો એક નવો યુગ આવશે, જેને કોઈ મર્યાદાઓ નહીં હોય.

પયગંબરી સામ્રાજ્યના આગમનનો કોન્ડોર્સેટનો સંદેશો હતો, જેની અસર સંત સાયમન, કોમ્ત અને પ્રૂધોન પર થઈ. ખરેખર, ફ્રેન્ચક્રાંતિની લગન એ દુનિયાદારી ભાષામાં પયગંબરી લગન હતી.

જર્મન ફિલોસોફીમાં પણ મુક્તિની ઈશ્વરવિષયક વિચાર-સરણીનું દુનિયાદારી ભાષામાં આવું જ ભાષાંતર થયું. લેસિંગનાં લખાણોએ જર્મન અને ફ્રેન્ચ વિચારકો પર ઘણી અસર કરી. લેસિંગે કહેલું કે ભવિષ્યમાં માનવજાતની કેળવણી દ્વારા વિવેકબુદ્ધિ અને આત્મ-સાક્ષાત્કારનો યુગ આવશે. ફિશ્તે એક આધ્યાત્મિક સુવર્ણયુગના આગમનમાં માનતો હતો. હેગેલ ઇતિહાસમાં ઈશ્વરનું સામ્રાજ્ય સિદ્ધ થવામાં માનતો હતો. હેગેલના તત્ત્વજ્ઞાનનું સૌથી નોંધપાત્ર ઐતિહાસિક અનુસંધાન માર્ક્સમાં જોવા મળે છે. બીજા ઘણા તત્ત્વજ્ઞાનીઓ કરતાં કદાચ વધુ સ્પષ્ટપણે માર્ક્સનો વિચાર દુનિયાદારી ભાષામાં પયગંબરી-ધાર્મિક છે. ભૂતકાળનો બધો ઇતિહાસ માત્ર "પ્રાગ્-ઇતિહાસ" છે, એ આત્મ-પરાયાપણાનો ઇતિહાસ છે; સમાજવાદની સાથે "માનવ" ઇતિહાસના, માનવસ્વાતંત્ર્યના યુગની સ્થાપના થશે. ન્યાય, બંધુતા અને વિવેકબુદ્ધિ પર આધારિત વર્ગહીન સમાજ એ એક નૂતન જગતનો આરંભ હશે, જેની રચના તરફ અગાઉનો બધો ઇતિહાસ પ્રગતિ કરી રહ્યો હતો.

મૂડીવાદનાં દૂષણોનો ઇલાજ શોધવા માટે જે સૌથી મહત્ત્વનો પ્રયત્ન થયો તે સમાજવાદના વિચારો રજૂ કરવા, તે જો કે આ પ્રકરણનો મુખ્ય ઉદ્દેશ છે. છતાં પહેલાં હું સરમુખત્યારશાહી ઇલાજો તથા જે યથાર્થપણે મહા-મૂડીવાદ કહેવાય છે તેનું ટૂંકમાં વર્ણન કરીશ.

# સત્તાવાદી મૂર્તિપૂજા

ફાસીવાદ, નાઝીવાદ અને સ્ટાલિનવાદમાં સામ્ય એ છે કે તેઓએ વામણા ને વિચ્છિન્ન થઈ ગયેલ માણસને એક નવો આશરો ને સહીસલામતી બક્ષ્યાં. આ સમાજવ્યવસ્થાઓમાં માનવીનું પરાયાપણું પરાકાષ્ઠાએ પહોંચ્યું છે. વ્યક્તિને એવો અનુભવ કરાવાઈ રહ્યો છે કે તે શક્તિહીન અને તુચ્છ છે, પણ સાથે તેને એવું શીખવવામાં આવ્યું છે કે તેની બધી જ માનવીય શક્તિઓનું નેતામાં, રાજ્યમાં, પિતૃભૂમિમાં આરોપણ કરવાનું છે, અને પોતે તેમને શરણે જવાનું છે તેમ જ તેમની પૂજા કરવાની છે. તે પોતાની સ્વતંત્રતાથી ભાગી છૂટે છે, અને એક નવી મૂર્તિપૂજાનું શરણું સ્વીકારે છે. મધ્યયુગથી માંડીને ઓગણીસમી સદી સુધીની બધી જ સિદ્ધિઓનું આ નવી મૂર્તિઓની વેદી પર બલિદાન દેવામાં આવ્યું છે. આ નવી વ્યવસ્થાઓનું ચણતર એમના કાર્યક્રમો તેમ જ એમના નેતાઓ વિશેના અત્યંત ખુલ્લંખુલ્લાં જુઠ્ઠાણાંઓ પર થયું છે. એમના કાર્યક્રમોમાં તેઓએ કોʼક પ્રકારનો સમાજવાદ સિદ્ધ કરવાનો દાવો કર્યો છે, જ્યારે વ્યવહારમાં તેમણે જે કાંઈ કર્યું તે આ શબ્દના અર્થથી વિરુદ્ધનું હતું. એમના નેતાઓનાં વ્યક્તિત્વો પણ અત્યંત છેતરામણાં હતાં. મુસોલિની એક કાયર શેખીખોર હતો, પણ તે પુરુષાતન ને હિંમતનું પ્રતીક બની ગયો. હિટલર એક પાગલ વિધ્વંસખોર હતો, પણ એક નવા જર્મનીના ઘડવૈયા તરીકે તેનું બહુમાન થયું. સ્ટાલિન એક ઠંડા કલેજાનો મહત્ત્વાકાંક્ષી કાવતરાખોર હતો, પણ તેને પોતાની પ્રજાના પ્રેમાળ પિતા તરીકે ચીતરવામાં આવ્યો.

તેમ છતાં આ ત્રણ પ્રકારની સરમુખત્યારશાહી વચ્ચેના મહત્ત્વના ફરક પણ આપણા ધ્યાન બહાર ન જવા જોઈએ. ઇટાલી યુરોપમાં ઔદ્યોગિક દૃષ્ટિએ સૌથી વધુ નિર્બળ રાષ્ટ્ર હતું અને પહેલા વિશ્વયુદ્ધમાંની પોતાની જીત છતાં તે સરખામણીમાં નબળું અને શક્તિહીન જ રહેલું. તેના ઉપલા વર્ગો કોઈ પણ જરૂરી સુધારા સ્વીકારવા તૈયાર નહોતા, અને તેની પ્રજામાં તીવ્ર અસંતોષ ધૂંધવાયા કરતો હતો. ફાસીવાદે ઘવાયેલા રાષ્ટ્રીય મિથ્યાભિમાનને પોતાનાં બહાદુરી સૂત્રો દ્વારા રુઝવવાનું હતું અને પ્રજાના અસંતોષ અને વિરોધને બીજી બાજુ વાળવાનાં હતાં. સાથોસાથ તે ઇટાલીને એક વિકસિત ઔદ્યોગિક સત્તામાં પલટી નાખવા માગતો હતો. ફાસીવાદ પોતાનાં બધાં જ ધ્યેયોમાં નિષ્ફળ ગયો, કેમ કે તેણે ઇટાલીના સળગતા આર્થિક ને સામાજિક સવાલોને ઉકેલવાનો કોઈ ગંભીર પ્રયાસ જ કદી ન કર્યો.

બીજી બાજુ જર્મની યુરોપમાં સૌથી વધુ વિકસિત અને પ્રગતિશીલ ઔદ્યોગિક રાષ્ટ્ર હતું. ફાસીવાદ સામે તો આર્થિક ક્ષેત્ર હતું, પણ નાઝીવાદ સામે આવું કોઈ આર્થિક ક્ષેત્ર હતું નહીં. એ તો લશ્કરી પરાજય, ફુગાવો અને વ્યાપક બેકારીમાંથી જન્મેલા નૈતિક અધઃપતનને કારણે થયેલો નીચલા મધ્યમ વર્ગ, બેકાર અધિકારીઓ અને વિદ્યાર્થીઓનો બળવો હતો. પરંતુ નાણાકીય અને ઔદ્યોગિક મહત્ત્વનાં વર્તુળોની સક્રિય મદદ વિના તે સફળ ન બની શક્યો હોત. તે વર્તુળો મૂડીવાદી વ્યવસ્થા સામેના સામાન્ય પ્રજાના એકધારા વધતા જતા અસંતોષથી ગભરાયેલાં હતાં. ૧૯૩૦માં જર્મનીમાં એવા પક્ષોની બહુમતી હતી, જેઓ પ્રામાણિકપણે કે અપ્રામાણિકપણે કોઈ ને કોઈ પ્રકારના

મૂડીવાદ-વિરોધી કાર્યક્રમને વરેલા હતા. આ ભયને લીધે જર્મન મૂડીવાદનાં મહત્ત્વનાં વર્તુળોએ હિટલરને ટેકો આપ્યો.

રશિયાની સ્થિતિ જર્મનીથી બિલકુલ જુદી હતી. ઔદ્યોગિક દૃષ્ટિએ તે યુરોપમાં સાવ પછાત હતું. હજી તો સામંતશાહી જેવી અવસ્થામાંથી માંડ બેઠું થતું હતું. જો કે તેનું ઔદ્યોગિક ક્ષેત્ર ઘણું વિકસિત અને કેન્દ્રિત હતું. ઝારના શાસનના એકાએક પતનથી ત્યાં એક શૂન્યાવકાશ સર્જાયો હતો, તેથી લેનિને સામંતશાહી જેવી અવસ્થામાંથી ઔદ્યોગિક સમાજવાદી વ્યવસ્થામાં સીધો કૂદકો મારવાની ઉમેદ રાખી. જો કે લેનિનની નીતિ કાંઈ તત્કાળની પરિસ્થિતિનું સર્જન નહોતી, એ તો એની રાજકીય વિચારસરણીનું જ સ્વાભાવિક પરિણામ હતું. તે વિચારસરણી રશિયાની ક્રાંતિ અગાઉ ઘણાંયે વર્ષ પહેલાંથી સેવાતી આવી હતી. માર્કસની જેમ લેનિન પણ સમાજને મુક્ત કરવાના શ્રમજીવી વર્ગના ઐતિહાસિક મિશનમાં માનતો હતો, પણ આપમેળે આ ધ્યેય સિદ્ધ કરી શકવાની શ્રમજીવી વર્ગની ઇચ્છા તેમ જ શક્તિમાં તેને બહુ ઓછી શ્રદ્ધા હતી. તેણે વિચાર્યું કે ધંધાદારી ક્રાંતિકારીઓના નાનકડા સુ-શિસ્તબદ્ધ જૂથ દ્વારા જો આ શ્રમજીવી વર્ગને દોરવામાં આવે, જો આ જૂથ દ્વારા શ્રમજીવી વર્ગને ઇતિહાસના નિયમો (જેવા લેનિનને દેખાયા હતા)નો અમલ કરવાની ફરજ પાડવામાં આવે, તો જ ક્રાંતિ સફળ થાય અને વર્ગીય સમાજના વળી એક નવા સ્વરૂપમાં તેને સરી જતી અટકાવી શકાય. આમાં સૌથી મહત્ત્વનો મુદ્દો એ છે કે લેનિનને શ્રમજીવીઓ અને ખેડૂતો પોતે આપમેળે અભિક્રમ લેશે તે વાતમાં શ્રદ્ધા

નહોતી, અને તેમનામાં એને શ્રદ્ધા નહોતી કારણ કે એને માણસમાં શ્રદ્ધા નહોતી. માણસમાંની શ્રદ્ધાના આ અભાવને કારણે જ લેનિનની વિચારસરણીમાં ઉદારમત-વિરોધી અને કારકુની તત્ત્વો ઘૂસી ગયાં હતાં. બીજી બાજુ આપણે ઇતિહાસભરમાં જોઈએ છીએ કે માણસમાંનો વિશ્વાસ એ જ બધાં ખરેખરાં પ્રગતિશીલ આંદોલનોનો પાયો હોય છે. આવી શ્રદ્ધા એ લોકશાહી તેમ જ સમાજવાદ માટેની એક અત્યંત અનિવાર્ય શરત છે. "માનવ"માંની શ્રદ્ધા વિનાની "માનવતત"માંની શ્રદ્ધા કાં તો અપ્રામાણિક છે, અથવા જો પ્રામાણિક હોય તોયે તે છેવટે લેનિનની સરમુખત્યારશાહી જેવા કરુણ અંજામમાં જ પરિણમે છે. ઘણા લોકશાહી સમાજવાદીઓ અને સમાજવાદી ક્રાંતિકારીઓને લેનિનની વિચારસરણીમાં ખતરો દેખાયો હતો. રોઝા લક્ઝેમ્બર્ગે તો સ્પષ્ટ ચેતવણી ઉચ્ચારી હતી કે તમારે "લોકશાહીવાદ" અને "અમલદારશાહીવાદ" વચ્ચેથી પસંદગી કરવાની છે. રશિયામાં જે કાંઈ થયું તેણે રોઝાની આગાહીને સાચી પાડી છે. તેણી મૂડીવાદની કટ્ટર ટીકાકાર હતી, પણ સાથોસાથ તેણીને માણસમાં અવિચળ તેમ જ ઊંડી શ્રદ્ધા હતી. જ્યારે તેણીનું અને ગુસ્તાવ લેન્ડૉરનું જર્મન પ્રતિ-ક્રાંતિના સૈનિકોએ ખૂન કર્યું ત્યારે જાણે માણસમાંની શ્રદ્ધાની માનવીય પરંપરાનું ખૂન કરવામાં આવ્યું. માણસમાંની શ્રદ્ધાના આ અભાવને કારણે જ સરમુખત્યારશાહી વ્યવસ્થાઓ માટે માણસ ઉપર કબજો જમાવવાનું તથા તેને પોતાની જાતને બદલે કો'ક મૂર્તિમાં વિશ્વાસ મૂકતો કરવાનું શકય બન્યું.

મૂડીવાદના શરૂઆતના દિવસોમાંના શોષણ અને સ્ટાલિનવાદના શોષણ વચ્ચે જરીકે ફરક નથી. મૂડીવાદમાંના

મજૂરના નિર્દય શોષણને રાજ્યતંત્રની રાજકીય સત્તાનો ટેકો હતો, તેમ છતાં તેમાં નવા અને પ્રગતિશીલ વિચારોનો વિકાસ રૂંધાયો ન હતો. ખરું જોતાં બધા જ મહાન સમાજવાદી વિચારો આ ગાળામાં જ જન્મ્યા હતા. યુરોપમાંની સૌથી વધુ પ્રત્યાઘાતી એવી ઝારની સરકારે પણ સ્ટાલિનના તંત્ર જેવી દમન ને અત્યાચારની પદ્ધતિએ વાપરી નહોતી. સ્ટાલિન હેઠળ સોવિયેત વ્યવસ્થાએ પોતાના અસલના સમાજવાદી ઇરાદાઓના રહ્યાસહ્યા છેલ્લા અવશેષો પણ ગુમાવ્યા. ઘણી બાબતમાં સ્ટાલિનનો કાળ યુરોપમાંના મૂડીવાદના શરૂઆતના કાળ સાથે મળતો આવે છે—મૂડીનું ઝડપી એકત્રીકરણ અને મજૂરોનું નિર્દય શોષણ. આમાં ફરક એટલો કે આર્થિક નિયમોની જગ્યાએ રાજકીય જુલમ દ્વારા શ્રમજીવીઓને આર્થિક પરિસ્થિતિ સ્વીકારી લેવાની ફરજ પડાય છે.

## મહા-મૂડીવાદ

ઔદ્યોગિક પ્રશ્નના ઉકેલ માટે આનાથી બિલકુલ સામા છેડાના વિચારો અમેરિકા અને ફ્રાંસના કેટલાક ઉદ્યોગપતિઓએ રજૂ કર્યા છે. આ વિચારસરણી જેમ્સ લિંકને બહુ સ્પષ્ટપણે સમજાવી: 'ઉદ્યોગપતિ પોતાનું ધ્યાન યંત્રો ઉપર કેન્દ્રિત કરે છે અને યંત્ર બનાવનાર ને તેનો વિકાસ કરનાર તેમ જ યંત્ર કરતાં ઘણી વધારે અપ્રગટ શક્તિઓ ધરાવનાર માનવીની ઉપેક્ષા કરે છે. તેના ધ્યાનમાં એ વાત નહીં આવે કે અવિકસિત પ્રજ્ઞા-પુરુષો તેના કારખાનામાં શ્રમનાં કામો કરે છે, જ્યાં તેમને પોતાની પ્રજ્ઞાનો જ નહીં, બલ્કે સામાન્ય બુદ્ધિમત્તા ને કુશળતાનોયે વિકાસ કરવાનાં કોઈ તક કે પ્રોત્સાહન

મળતાં નથી.' લિંકનને એમ લાગે છે કે પોતાના કામમાં કામદારને રસ નથી હોતો તેને લીધે તેનામાં અસંતોષ પેદા થાય છે, અને પરિણામે કામદારની ઉત્પાદનશક્તિ ઓછી થાય છે અથવા ઔદ્યોગિક ઝઘડા અને વર્ગસંઘર્ષ ઊભા થાય છે. તેઓ કહે છે, 'ઉદ્યોગનું ધ્યેય "નફો", અને કેવળ નફો કરવાનું છે. અને શેયરહોલ્ડરો સિવાય બીજા કોઈને આ નફો મળતો નથી. કંપનીના કામદારોમાંથી બહુ ઓછા શેયર ધરાવતા હશે. આ સ્થિતિમાં નફાનું ધ્યેય કામદારોમાં કોઈ ઉત્સાહ જન્માવી નહીં શકે. એ ધ્યેય ચાલશે નહીં. વાસ્તવમાં મોટા ભાગના કામદારોને એમ લાગે છે કે શેયર-હોલ્ડરોને અત્યારે પણ વધુ પડતો નફો અપાય છે.'

આ ટીકા મૂડીવાદના ઘણા સમાજવાદી ટીકાકારોની ટીકા સાથે મળતી આવે છે, અને તેમાં આર્થિક અને માનવીય હકીકતોનું વાસ્તવિક ને ગંભીર દર્શન છે. તેમ છતાં તેની પાછળનું તત્ત્વજ્ઞાન સમાજવાદી વિચારોથી બિલકુલ વિરુદ્ધનું છે. લિંકનને એ વાતની પાકી ખાતરી છે કે 'માણસનો વિકાસ કેવળ ભીષણ સ્પર્ધાવાળા જીવનના ખેલમાં જ થઈ શકે. સારી કે ખરાબ આ માનવસ્પર્ધા સ્વાર્થના પ્રેરક-બળથી જ ચાલે છે. તેથી માનવજાતની પ્રગતિ સાધવી હોય તો આ પ્રેરક-બળનો જ આશરો લેવો રહ્યો અને તેને યોગ્ય માર્ગ-દર્શન આપવું રહ્યું.' ત્યાર બાદ તેઓ "ગમાર" અને "બુદ્ધિશાળી" સ્વાર્થ વચ્ચેનો ફરક સમજાવે છે. ગમાર સ્વાર્થ માણસને ચોરી કરવાની રજા આપે છે, જ્યારે બુદ્ધિ-શાળી સ્વાર્થ માણસને પૂર્ણતા માટે મથવા પ્રેરે છે, કે જેથી તે વધુ સમૃદ્ધ બની શકે. કામ માટેના પ્રેરક બળ વિશે લિંકન કહે છે કે પૈસો, કામના ઓછા કલાકો, સહીસલામતી, વગેરે

માણુસને કામ માટે પ્રોત્સાહન આપી શકે નહીં. તેમના મત પ્રમાણે 'આપણા દ્વારા તેમ જ આપણા સમકાલીનો દ્વારા આપણી શક્તિઓ અને યોગ્યતાઓને માન્યતા મળે' એ જ કામ માટેનું અસરકારક પ્રેરક-બળ છે. આ વિચારોને પરિણામે લિંકન એવી ઔદ્યોગિક વ્યવસ્થાની હિમાયત કરે છે કે જેમાં 'કામદારને દરેક ઉપયોગી ને સારા કામ માટે ઇનામ આપવામાં આવે છે, અને બીજાઓ જેટલી સારી રીતે કામ ન કરવા માટે શિક્ષા કરવામાં આવે છે..... બરસમાં ત્રણ વાર દરેકને પોતાના કામ પ્રમાણે ગુણ આપવામાં આવે છે, અને તેના આધારે તેનો બોનસમાંનો હિસ્સો અને તેની બઢતી નક્કી કરાય છે....કંપનીના નફાના ૬ ટકા શેયરહોલ્ડરોને ડિવિડન્ડ તરીકે ચૂકવાય છે. ત્યાર બાદ કંપનીના વ્યવસ્થાપકો નક્કી કરે તેટલી રકમ "બિયારણ" રૂપે કંપનીના વિકાસ માટે જુદી રખાય છે. બાકીની રકમ બોનસ તરીકે વહેંચી દેવાય છે. બોનસની રકમ પગારના ૨૦ થી ૩૦ ટકા જેટલી થાય છે.'

અહીં જે સિદ્ધાંત લાગુ પાડવામાં આવ્યો છે તે પરંપરાગત મૂડીવાદ કરતાં સાવ જુદો છે. કામદારની આવકનો સંબંધ તેના કામ સાથે જોડવામાં આવ્યો છે. વધતા જતા નફામાં તે ભાગીદાર બને છે. આને લીધે તેને કામ કરવામાં કંઈક રસ પેદા થાય છે. આ રીતે આ વ્યવસ્થા પરંપરાગત મૂડીવાદથી જુદી પડી આવે છે. તેમ છતાં તે મૂડીવાદી વ્યવસ્થા કરતાં કાંઈ બહુ જુદી નથી. આ વ્યવસ્થા પણ સ્વાર્થ અને સ્પર્ધાના સિદ્ધાંત પર જ આધારિત છે. કામની કદર તરીકે નાણાંકીય ઇનામની જ કલ્પના કરાય છે. કામની અર્થપૂર્ણતા બાબતમાં તો ખાસ કોઈ ફરક પડતો નથી.

કામની પ્રક્રિયામાં કામદારની સ્થિતિ એની એ છે. લિંકન વારંવાર કહે છે તેમ આ વ્યવસ્થાનું મોડેલ છે, ફૂટબોલની ટીમ. માણસોની એક ટુકડી બહારનાઓ સાથે ભીષણ હરીફાઈ કરે છે, ટુકડીની અંદર પણ એકમેક વચ્ચે હરીફાઈ ચાલે છે, અને આવા સ્પર્ધાત્મક સહકારના ભાવથી ખેલ ચાલે છે. ખરું જોતાં તો આ વ્યવસ્થા મૂડીવાદી વ્યવસ્થાનું જ સ્વાભાવિક પરિણામ છે. તેમાં કામદાર, નોકર, મેનેજર, એમ દરેકે દરેકને એક નાનો મૂડીદાર બનાવવાની નેમ છે, તેમાં દરેકે દરેકની અંદર સ્પર્ધા અને સ્વાર્થની ભાવનાને પ્રોત્સાહન આપવાની નેમ છે, તેમાં મૂડીવાદનું એવું રૂપાંતર કરી નાખવાનું છે કે તે આખાયે રાષ્ટ્રને વ્યાપી વળે.'

આ નફામાં ભાગીદારીવાળી વ્યવસ્થા પરંપરાગત મૂડીવાદ કરતાં દેખાય છે તેટલી જુદી નથી. જૂની પદ્ધતિનું જ આ એક સુશોભિત સ્વરૂપ છે. "માનવ વ્યક્તિ"ની મોટી મોટી વાતો છતાં મુખ્ય નિર્ણયો તો વ્યવસ્થાપક મંડળના જ હાથમાં છે. મુખ્ય સિદ્ધાંત છે "નફામાં ભાગીદારી," નહીં કે "કામમાં ભાગીદારી." તેમ છતાં, સિદ્ધાંતો ભલે નવા ન હોય, પણ આ નફામાં ભાગીદારીનો ખ્યાલ રસપ્રદ છે, કેમ કે મહાન્‌મૂડીવાદનું તે સૌથી સ્વાભાવિક ધ્યેય છે. કામદારને એવો અનુભવ કરાવાય છે કે તે પોતે પણ એક મૂડીદાર છે અને તંત્રમાંનો એક સક્રિય ભાગીદાર છે, અને એ રીતે તેનો અસંતોષ દૂર કરાય છે.

## સમાજવાદ

મૂડીવાદી અર્થવ્યવસ્થાનાં દૂષણોનો ઇલાજ શોધવાના પ્રયત્નોમાં સમાજવાદી વિચારકોના પ્રયત્નો પણ નોંધપાત્ર

છે. જો કે તેનું સ્વરૂપ મુખ્યત્વે સૈદ્ધાંતિક જ રહ્યું છે, ફાસીવાદ ને સ્ટાલિનવાદની જેમ તે રાજકીય અને સામાજિક વાસ્તવિકતા બની શકી નથી. ઈંગ્લાંડ અને બીજા કેટલાક દેશોમાં સમાજવાદી સરકારો થોડાઘણા સમય માટે સત્તા પર રહી છે ખરી, પણ તેમની સત્તા એટલી ઓછી બહુમતી પર આધારિત હતી કે તેઓ પોતાના કાર્યક્રમોનો પ્રાયોગિક આરંભ માત્ર કર્યો સિવાય સમાજમાં ઝાઝું પરિવર્તન કરી શકયા નહોતા.

આજે કમનસીબે "સમાજવાદ" અને "માકર્સવાદ" વિશે એવા આવેશાત્મક ખ્યાલો ઘર કરી બેઠા છે કે તે અંગે તટસ્થતાથી વિચારવુંયે અઘરું થઈ પડયું છે. ઘણા લોકોના મનમાં આ શબ્દો "ભૌતિકવાદ", "નિરીશ્વરવાદ" ને "ખૂનામરકી"ના પર્યાય જેવા થઈ પડયા છે, અને તેથી તે એમને મન ભારે અનિષ્ટ રૂપ છે.

આ અસ્પૃશ્યતાની લાગણી માકર્સ અને બીજા સમાજવાદી વિચારકોના વિચાર અંગેના બેહદ અજ્ઞાનને કારણે વળી વધુ તીવ્ર બને છે. માકર્સ અને બીજા સમાજવાદીઓનાં લખાણો જે કોઈ વાંચવા ઇચ્છે એને સહેલાઈથી મળી શકે તેમ છે. અને છતાં માકર્સવાદ ને સમાજવાદ અંગે અત્યંત તીવ્ર લાગણી ધરાવતા લોકોમાંથી મોટા ભાગનાએ માકર્સનો એક અક્ષરેય વાંચ્યો નથી હોતો અથવા તો સાવ ઉપરછલ્લી થોડીક માહિતી મેળવી લીધી હોય છે.

ઘણા વિચારશીલ માણસો પણ આજે એમ માનતા જણાય છે કે "માકર્સવાદ" એક એવી વિચારસરણી છે, જે ભૌતિક લાભને જ માણસની પ્રવૃત્તિ માટેની સૌથી મોટી

પ્રેરણા માને છે અને તેનું ધ્યેય ભૌતિક વાસનાઓ વધારતા જવાનું અને તે વાસનાઓની તૃપ્તિ કરતા જવાનું છે. આ એક મોટામાં મોટો ભ્રમ છે. ખરી રીતે તો આવો ભૌતિકવાદ એ સમાજવાદનું નહીં, પણ મૂડીવાદનું લાક્ષણિક તત્ત્વ છે. માર્ક્સવાદ અને સમાજવાદનો તટસ્થતાથી અભ્યાસ કરનારને એટલું તો અવશ્ય સમજાશે કે સમાજવાદી લેખકો તો ઊલટાના મૂડીવાદના ભૌતિક વલણ માટે તેની ટીકા કરે છે અને તેને કારણે અસલ માનવીય શક્તિઓ રૂંધાઈ જાય છે એવી ફરિયાદ કરે છે. ખરેખર, સમાજવાદ તો આપણા જમાનાનાં સૌથી વધુ નોંધપાત્ર, આદર્શવાદી અને નૈતિક આંદોલનોમાંનું એક આંદોલન છે.

પરંતુ રશિયાના સ્ટાલિનવાદને સમાજવાદ માની લેવો, એ તો નર્યું અજ્ઞાન છે. સમાજવાદી વિચારસરણીના આદર્શવાદની, તેની અંદર રહેલા આધ્યાત્મિક ને નૈતિક પ્રોત્સાહનની લોકો પર અસર પડે છે. આવી અસરને કારણે જ સ્ટાલિનવાદ રશિયા અને એશિયામાં વિજેતા બન્યો. જેમ હિટલરે પોતાના જાતિવાદી અને રાષ્ટ્રવાદી વિચારોમાં મોણ ઉમેરવા "સમાજવાદ" શબ્દનો ઉપયોગ કરેલો, તેમ સ્ટાલિને પોતાના પ્રચારને માટે સમાજવાદ અને માર્ક્સવાદના વિચારનો દુરુપયોગ કર્યો. તેણે સમાજવાદના સમગ્ર વિચારમાંથી માત્ર ઉત્પાદનનાં સાધનોના સમાજીકરણનું બિલકુલ આર્થિક પાસું જ પકડ્યું તથા સમાજવાદના માનવીય અને સામાજિક ધ્યેયોનું તેનાથી સાવ વિરોધી ધ્યેયોમાં જ રૂપાંતર કરી નાખ્યું. ઉત્પાદનનાં સાધનો રાજ્યની માલિકીનાં હોવા છતાં સ્ટાલિનવાદી વ્યવસ્થા આજે સમાજવાદી સમાજની કોઈ પણ કલ્પના કરતાં પશ્ચિમના મૂડીવાદની શરૂઆતની શોષણકર્તા વ્યવસ્થાની જ વધુ નજીક

છે. સમાજવાદ અને માર્ક્સવાદ ઓછેવત્તે અંશે સ્ટાલિનવાદ સાથે મળતા છે એવી વાત સ્વીકારીને તો આપણે ઊલટાના સ્ટાલિનવાદના પ્રચારની જ મોટામાં મોટી સેવા કરી રહ્યા છીએ. સ્ટાલિનવાદના ખોટા દાવાઓની પોકળતા ઉઘાડી પાડવાને બદલે આપણે સામેથી તેનું સમર્થન કરીએ છીએ. ખરું જોતાં તો આપણે આ છેતરપિંડીને દુનિયા સમક્ષ ઉઘાડી પાડી દેવી જોઈએ.

અઢારમી સદીના ઉત્તરાર્ધથી સમાજવાદી વિચારનો વિકાસ થતો આવ્યો છે. તેમાં જુદા જુદા વિચારકોની કલ્પનામાં ઠીકઠીક ફરક જોવા મળે છે. તેમ છતાં તે બધામાં ઘણી એકવાક્યતા પણ છે. સમાજવાદનો એક રાજકીય ચળવળ તરીકે તેમ જ સમાજનાં દૂષણોના નિદાનરૂપ એક વિચારસરણી તરીકે ફ્રેન્ચ ક્રાંતિથી આરંભ થયો ગણાય. બેબુફ જમીનની ખાનગી માલિકી નાબૂદ કરવાની, ધરતીનાં ફળો સમાન રીતે વહેંચીને ભોગવવાની તથા ગરીબ ને તવંગર તેમ જ રાજા ને પ્રજા વચ્ચેના ભેદ ભૂંસી નાખવાની હિમાયત કરે છે. તેને એમ લાગે છે કે સમાનોના પ્રજાસત્તાક માટેનો સમય હવે પાકી ગયો છે. એ પ્રજાસત્તાક "સહુ માટે ખુલ્લું અને સહુનું સ્વાગત કરતું મહાન ભવન છે."

ત્યાર બાદ ચાર્લ્સ ફૂરિયર (૧૮૦૮) કહે છે કે તંદુરસ્ત સમાજે ભૌતિક સંપત્તિ વધારવાનું ધ્યેય બહુ રાખવું ન જોઈએ, પણ બંધુત્વ જેવી પાયાની માનવીય વૃત્તિને વિકસાવવા તરફ વધુ ધ્યાન આપવું જોઈએ. માણસમાં એક "પતંગિયા વૃત્તિ" પણ છે અને તેથી તે નિત્ય નવું ઇચ્છે છે. દરેક માણસની અંદર વિકાસની વિવિધ સંભાવનાઓ પડેલી છે. કામ આનંદદાયક હોવું જોઈએ અને રોજના બે કલાકનું

કામ પૂરતું થવું જોઈએ. ફોરિયર એક સિદ્ધાંતવાદી હતો, ત્યારે રોબર્ટ ઓવેન વ્યવહારુ માણસ હતો. સ્કૉટલૅન્ડમાં તેની સરસ ચાલતી કાપડની મિલો હતી. ઓવેનને મન પણ નવા સમાજનું ધ્યેય મુખ્યત્વે ઉત્પાદન વધારવાનું નહીં, પણ સૌથી મૂલ્યવાન એવી વસ્તુ—માનવના વિકાસનું હતું. ફોરિયરની જેમ એની વિચારસરણી પણ માણસના વ્યક્તિત્વના માનસશાસ્ત્રીય અભ્યાસ ઉપર આધારિત હતી. માણસો અમુક ચોક્કસ લક્ષણો સાથે જન્મે છે ખરા, પણ તેમનું વ્યક્તિત્વ તો તેઓ જેવી પરિસ્થિતિમાં જીવે છે તેનાથી જ ઘડાય છે. સામાજિક પરિસ્થિતિ જો સંતોષકારક હોય તો માણસના વ્યક્તિત્વમાંના મૂળભૂત ગુણોનો વિકાસ થશે. ઓવેન એમ માનતો હતો કે અત્યાર સુધી માણસોને માત્ર પોતાનું રક્ષણ કરવા માટે અથવા બીજાઓનો વિનાશ કરવા માટે જ તૈયાર કરવામાં આવ્યા છે. આપણે એક એવી નવી સમાજવ્યવસ્થા ઊભી કરવી જોઈએ, જેમાં માણસોને એક સાથે કામ કરવાની તથા એકબીજા સાથે અસલ ને વાસ્તવિક સંબંધો સર્જવાની કેળવણી મળે. ત્રણસોથી માંડીને બે હજાર માણસોના ઘટકોમાં માનવજાત વહેંચાઈ જશે અને એ ઘટકોની અંદર તેમ જ બે ઘટકોની વચ્ચે પરસ્પર મદદનો ને સામૂહિકતાનો સિદ્ધાંત પ્રવર્તતો હશે. દરેક સમૂહમાં સ્થાનિક સરકાર સમૂહની દરેક વ્યક્તિ સાથે વધુમાં વધુ સુસંવાદિતામાં રહીને કામ કરશે.

સત્તાવાદ અને કેન્દ્રીકરણ ઉપરના વધુ સખત પ્રહારો પ્રૂધોનનાં લખાણોમાં જોવા મળે છે. એને મન મુખ્ય સવાલ એક રાજકીય સત્તાને સ્થાને બીજીને બેસાડવાનો નહીં, પણ સમાજની અભિવ્યક્તિ રૂપ એક રાજકીય વ્યવસ્થા ઊભી

કરવાનો હતો. તેના મત પ્રમાણે સમાજનાં દૂષણો ને અવ્યવસ્થાનું કારણ સત્તાનું કેન્દ્રીકરણ હતું. એણે કહ્યું છે: 'રાજ્યના અધિકારોને મર્યાદિત કરવાની બાબત એ વ્યક્તિગત તેમ જ સામૂહિક સ્વતંત્રતા માટે જીવનમરણનો પ્રશ્ન છે.'

નૂતન સમાજવ્યવસ્થાનું તેનું દર્શન પરસ્પર સહકારની ભાવના પર આધારિત હતું. તે માનતો કે 'આ સહકાર સ્વેચ્છાએ મળવો જોઈએ, રાજ્ય દ્વારા તે માટે ફરજ પાડીને નહીં. રાજ્યના અંકુશ હેઠળની અર્થવ્યવસ્થામાંથી તો રાજ્ય-મૂડીવાદ જ જન્મશે અને તેમાં છેવટે મજૂર મૂડીવાદી વ્યક્તિને બદલે મૂડીવાદી રાજ્યનો ગુલામ બનશે. સ્વાતંત્ર્ય, સાર્વત્રિક સુખ ને સંસ્કૃતિની દૃષ્ટિએ રાજ્ય-મૂડીવાદને લીધે કશો લાભ થશે નહીં. માત્ર જંજીરો બદલાશે એટલું જ.' ઠેઠ ઓગણીસમી સદીની મધ્યમાં તેણે આપણે સ્ટાલિનવાદ હેઠળ જે જોયાં તે ભયસ્થાનો તરફ આંગળી ચીંધી હતી. જડવાદિતાના ભયસ્થાન વિશે પણ તે સભાન હતો, અને તે અંગે તેણે માર્ક્સને એક પત્રમાં બહુ સ્પષ્ટપણે લખેલું યે ખરું: 'તમારી ઇચ્છા હોય તો ચાલો આપણે સમાજના નિયમો માટે, અને કઈ રીતે તે સિદ્ધ થાય તેની પદ્ધતિ માટે સાથે ખોજ કરીએ. પરંતુ એક વારબધા સ્થિતિ-ચુસ્ત જડ સિદ્ધાંતોનું ખંડન કર્યા પછી ઈશ્વરને ખાતર આપણે પોતે લોકોને ફરી અમુક સિદ્ધાંતોમાં જડ માન્યતા ધરાવવાનું ન શીખવીએ. લ્યુથરે કૅથોલિક ધર્મશાસ્ત્રનું ખંડન કરીને પ્રોટેસ્ટન્ટ ધર્મશાસ્ત્ર ઊભું કર્યું, તેના જેવી વિસંગતતા આપણા દ્વારા ઊભી ન થવી જોઈએ.' પ્રૂધોનનું ચિંતન નૈતિક વિચારસરણી પર આધારિત હતું, જેમાં નીતિશાસ્ત્રનું

પ્રથમ સૂત્ર છે, પોતાની જાત પ્રત્યેનો આદર. પોતાની જાત પ્રત્યેના આ આદરમાંથી પોતાના પડોશી પ્રત્યેના આદરનું બીજું સૂત્ર નીપજે છે. માણસનું આંતરિક પરિવર્તન જ નૂતન સમાજવ્યવસ્થાનો પાયો બની શકે એ વાત એણે એક પત્રમાં વ્યક્ત કરી છે: 'જૂની સમાજરચનાના વિલીનીકરણની પ્રક્રિયા ચાલી રહી છે...માનવીના હૃદયમાં ને વિચારોમાં સમૂળી ક્રાંતિ આણ્યા વિના તે સમાજરચનામાં પરિવર્તન થઈ શકશે નહીં.'

કેન્દ્રીકરણનાં ભયસ્થાનો વિશેની આવી જ સભાનતા તેમ જ માણસની સર્જનાત્મક શક્તિઓમાંની આસ્થા આપણને માઇકલ બાકુનિનનાં લખાણોમાંયે જોવા મળે છે. ૧૮૬૮માં લખાયેલ એક પત્રમાં તે કહે છે: 'રાજ્ય સમાજવાદના દુઃખદ પરિણામોમાંથી ઈશ્વર આપણને બચાવે....... સ્વતંત્રતા વિના જીવંત ને માનવીય કશુંયે સમૃદ્ધ થઈ શકે નહીં, અને જે સમાજવાદી વ્યવસ્થામાં સ્વતંત્રતાને સ્થાન નહીં હોય, અથવા જેમાં સ્વતંત્રતાને મૂળ આધાર તરીકે અને એકમાત્ર સર્જનાત્મક સિદ્ધાંત તરીકે સ્વીકારવામાં નહીં આવે, તે વ્યવસ્થા આપણને ગુલામી તરફ અને હેવાનિયત તરફ સીધી દોરી જશે.'

ક્રોપોટ્કિને પણ વ્યક્તિના સ્વૈચ્છિક સહકાર ઉપર જ ભાર મૂક્યો છે. બીજા ઘણા સમાજવાદીઓની જેમ તેણે પણ એવો વિશ્વાસ વ્યક્ત કર્યો છે કે સહકાર અને પરસ્પરને મદદ કરવાની વૃત્તિ માણસના સ્વભાવમાં જ રહેલી છે.

માર્ક્સને પણ મુખ્યત્વે માણસ સાથે જ સંબંધ હતો. એક વાર એણે લખેલું, 'ક્રાંતિકારી થવું એટલે છેક મૂળમાં જવું'

અને મૂળ છે—માનવી પોતે.' દુનિયાનો ઇતિહાસ એ બીજું કાંઈ નહીં પણ માણસનું જ સર્જન છે, માનવજન્મનો ઇતિહાસ છે. પરંતુ આખોયે ઇતિહાસ એ માનવીના પોતાની જાત સાથેના પરાયાપણાનો ઇતિહાસ પણ છે. માણસ અત્યાર સુધી પરિસ્થિતિનો ગુલામ રહ્યો છે, તેણે હવે તેના સ્વામી બનવાનું છે, કે જેથી 'માણસ માણસને માટે સૌથી વધુ મહત્ત્વની વસ્તુ બની રહે.' માર્ક્સને મન સ્વતંત્રતા એટલે માત્ર રાજકીય સ્વતંત્રતા જ નહીં, પણ વસ્તુઓ ને પરિસ્થિતિના અંકુશમાંથી મુક્તિ. સમૃદ્ધ માણસ એ સ્વતંત્ર માણસ છે. પરંતુ સમૃદ્ધ એટલે આર્થિક દૃષ્ટિએ સમૃદ્ધ નહીં પણ માનવીય દૃષ્ટિએ સમૃદ્ધ. માર્ક્સ કહે છે કે જેની પાસે ઘણી માલમિલકત છે તે સમૃદ્ધ નથી, પણ જે પોતે આંતરિક રીતે સમૃદ્ધ છે તે જ ખરો સમૃદ્ધ માણસ છે.

માર્ક્સને મન માનવવિકાસનું ધ્યેય હતું, માણસ-માણસ વચ્ચેની અને માણસ ને પ્રકૃતિ વચ્ચેની એક નવી સંવાદિતા. તેમાં માણસનો પોતાના માનવબંધુ સાથેનો સંબંધ એ સૌથી મહત્ત્વની માનવીય જરૂરિયાત છે. સમાજવાદ એટલે 'એક એવું સંગઠન, જેમાં સહુના મુક્ત વિકાસ માટેની શરત છે દરેકનો મુક્ત વિકાસ.' એ એક એવો સમાજ છે, જેમાં 'દરેક વ્યક્તિનો સમગ્ર અને મુક્ત વિકાસ, એ સર્વોપરી સિદ્ધાંત બની રહે છે.' આ ધ્યેયને તે સહજવાદ કે માનવવાદ કહે છે, જે 'આદર્શવાદ તેમ જ ભૌતિકવાદથી ભિન્ન છે, છતાં તે બંનેનાં સારાં તત્ત્વોને આવરી લે છે.'

આ "માનવમુક્તિ" કઈ રીતે સાધી શકાશે? માર્ક્સનું માનવું એમ હતું કે મૂડીવાદી અર્થવ્યવસ્થામાં માણસનું પોતાની જાત સાથેનું પરાયાપણું તેની પરાકાષ્ઠાએ પહોંચ્યું

છે, કેમ કે માણસની શ્રમશક્તિ બજારુ ચીજ બની ગઈ છે અને તેથી માણસ પણ તેવો જ બની ગયો છે. તેમાંયે મજૂર-વર્ગ આ પરાયાપણાથી સૌથી વધુ પીડાય છે. અને તેથી જ માનવમુક્તિ માટેની લડતમાં તે અગ્રેસર બનશે. તેણે એમ માનેલું કે ઉત્પાદનનાં સાધનોનું સમાજીકરણ થવાથી માણસ સામાજિક ને આર્થિક ક્ષેત્રમાં એક સક્રિય ને જવાબદાર ભાગીદાર બનશે અને તેના વ્યક્તિગત ને સામાજિક જીવન વચ્ચેનો વિસંવાદ દૂર થઈ ને તેના વિચ્છિન્ન વ્યક્તિત્વનો અંત આવશે.

માર્ક્સે એમ ધારેલું કે મજૂરને જો "નોકરી" કરવી નહીં પડે તો તેના કામનો પ્રકાર ને સ્વભાવ બદલાશે. પછી કામ એને માટે એક અર્થહીન વેઠ રૂપે નહીં રહે પણ માનવ-શક્તિની અર્થપૂર્ણ અભિવ્યક્તિ રૂપ બનશે. માર્ક્સને મન કામ પ્રત્યેનો આ દૃષ્ટિકોણ એટલો મહત્ત્વનો હતો કે જર્મન સમાજવાદી પક્ષના કાર્યક્રમમાં બાળકોની મજૂરીની સંપૂર્ણ નાબૂદીના સૂચનનીયે તેણે ટીકા કરેલી. અલબત્ત, બાળકોના શોષણની એ વિરુદ્ધ હતો, પણ બાળકો પાસે કશું કામ જ કરાવવું નહીં', એ સિદ્ધાંત એને માન્ય ન હતો. ઊલટાની એણે તો એવી માગણી કરેલી કે શિક્ષણમાં શારીરિક શ્રમને અવશ્ય સ્થાન અપાવું જોઈએ. તે લખે છે: 'અમુક ઉંમરથી ઉપરનાં બાળકોના શિક્ષણમાં ઉત્પાદક શ્રમનો પણ સમાવેશ થવો જોઈએ. આમ કરવાનો હેતુ માત્ર ઉત્પાદનની ક્ષમતા વધારવાનો જ નથી, પરંતુ સર્વાંગીણ વિકાસ પામેલા વ્યક્તિત્વવાળા માણસો તૈયાર કરવા હોય તો તેને માટે આ જ એક માત્ર ઉપાય છે.' ફૉરિયરની જેમ માર્ક્સ પણ એવું માનતો કે માણસનું કામ આકર્ષક બનવું જોઈએ અને તે

તેની જરૂરિયાતો તેમ જ ઇચ્છાઓને અનુરૂપ હોવું જોઈએ. તેથી કોઈ પણ માણસ એક પ્રકારના કામમાં એકાંગી નિપુણતા મેળવે તે ઇષ્ટ નથી. માણસે પોતાની વિવિધ રુચિઓ તેમ જ વિવિધ શક્તિઓને અનુરૂપ વિવિધ પ્રકારનાં કામો કરવાં જોઈએ.

માર્ક્સને એમ લાગ્યું કે મૂડીવાદમાંથી સમાજવાદમાં સમાજનું આર્થિક પરિવર્તન થશે તો તે માણસની મુક્તિ માટે, " ખરી લોકશાહી " માટે નિશ્ચિત સાધન બનશે. તેનાં પાછલાં લખાણોમાં અર્થશાસ્ત્રની ચર્ચા વિશેષ ભાગ ભજવે છે, તેમ છતાં આર્થિક ક્ષેત્ર તેને માટે કયારેય અંતિમ ધ્યેય રૂપ બનવાને બદલે માનવીય જરૂરિયાતોને સંતોષવા માટેના એક સાધન રૂપ જ હમેશાં રહ્યું હતું. આ વસ્તુ ખાસ કરીને એ જેને " અધમ સામ્યવાદ " કહે છે, તેના વિશેની એની ચર્ચા પરથી સ્પષ્ટ બને છે. જે સામ્યવાદમાં ઉત્પાદનનાં સાધનો-ની ખાનગી માલિકીની નાબૂદીને જ એકાંગી મહત્ત્વ અપાય છે તેને તે અધમ સામ્યવાદ કહે છે. ' તેમાં ભૌતિક સંપત્તિ જ જીવન અને અસ્તિત્વનો એક માત્ર હેતુ હોય છે. કામની ગુણવત્તામાં કોઈ ફરક પડતો નથી. માણસના વ્યક્તિત્વનોયે તેમાં ઇનકાર થાય છે. '

આના કરતાં ઘણા વધુ જટિલ અને ઘણી રીતે વિરોધા-ભાસી મંતવ્યો રાજ્યના સવાલ બાબતનાં છે. અલબત્ત, માર્ક્સ ને એન્જલ્સ એવા મતના હતા કે સમાજવાદનું ધ્યેય,માત્ર વર્ગવિહીન સમાજ જ નથી, પણ શાસનવિહીન સમાજ એ પણ સમાજવાદનું ધ્યેય છે. શાસનવિહીન એટલે કે રાજ્યે લોકો પર શાસન કરવાનું ન રહે, માત્ર થોડો વહીવટ સંભાળવાનું જ રહે. સમાજવાદના વિજયને પરિણામે

રાજ્ય છેવટે કરમાઈને ખરી પડશે. માર્ક્સે કેન્દ્રિત રાજ્ય-સત્તાની જગ્યાએ વિકેન્દ્રીકરણની જરૂરિયાત ઉપર પણ ભાર મૂક્યો હતો. 'કેન્દ્ર સરકાર માટે હજીયે બાકી રહેલાં થોડાં પણ મહત્ત્વનાં કામો જવાબ આપવાને બંધાયેલા અધિકારીઓને સોંપવામાં આવશે. અત્યારે રાજ્ય દ્વારા ઝૂંટવાઈ ગયેલી સત્તાઓ સમાજને પાછી મળશે. કૉમ્યુન એ ઘણા વખતથી શોધાતું એવું રાજકીય એકમ બનશે, જેમાં મજૂરની આર્થિક મુક્તિ સાધી શકાશે. ઉત્પાદનનાં સાધનો, જમીન અને મૂડી મુક્ત અને સહકારી મજૂરોના હાથમાંના માત્ર સાધનો બનશે.' આમ, માર્ક્સ વિકેન્દ્રીકરણની હિમાયત કરતો હતો અને સમાજવાદના અંતિમ તબક્કામાં રાજ્ય કરમાઈ જશે એમ માનતો હતો. પરંતુ તેને એમ હતું કે એક વાર મજૂર-વર્ગના હાથમાં રાજકીય સત્તા આવે, તે પછી જ આમ થઈ શકે. શાસનને નાબૂદ કરવા માટે પણ પહેલાં રાજસત્તા કબજે કરવી જરૂરી છે, એમ માર્ક્સનું માનવું હતું.

માર્ક્સની વિચારસરણીમાંનો આ વિરોધાભાસ ઉપરથી દેખાય છે તેના કરતાં વધુ ઊંડો છે. એક બાજુ માર્ક્સને એવી ખાતરી હતી કે માણસની મુક્તિ એ મુખ્યત્વે રાજકીય નહીં પણ આર્થિક ને સામાજિક બાબત છે, અને માત્ર રાજકીય માળખામાં ફેરફાર થવાથી માણસ સ્વતંત્ર થઈ જવાનો નથી, પણ તેને માટે તો સમાજનું આર્થિક ને સામાજિક પરિવર્તન જરૂરી છે. તો બીજી બાજુ માર્ક્સ ને એન્જલ્સ સામાજિક-આર્થિક ક્ષેત્ર ઉપર રાજકીય ક્ષેત્રના પ્રભાવ અંગેના પરંપરાગત પ્રવાહમાં તણાઈ ગયા છે. રાજ્ય અને રાજકીય સત્તા તેમ જ કેવળ રાજકીય પરિવર્તનના મહત્ત્વ અંગેના પ્રચલિત વલણથી તેઓ પોતાને મુક્ત કરી

શકયા નથી. આ બાબતમાં તેઓ પ્રૂધોન, બાકુનિન કે ક્રોપોટ્‌કિન કરતાં વધુ ‘ બુર્ઝ્વા ’ વિચારક પુરવાર થયા છે.

અલબત્ત, માર્કસ ને એન્જલ્સે એ વાત સ્વીકારી હતી કે રાજ્યસત્તા પરનો સમાજવાદી અંકુશ હિંસા ને ક્રાંતિ દ્વારા જ મેળવવો જોઈએ, એ કાંઈ જરૂરી નથી. પરંતુ સાથેસાથ એ પણ એટલું જ સાચું છે કે સરવાળે તેઓ એમ માનતા હતા કે પોતાના હેતુ પાર પાડવા મજૂરવર્ગે ક્રાંતિ દ્વારા રાજ્યસત્તા કબજે કરવી જ પડશે. હકીકતમાં રાજ્યસત્તા કબજે કરવામાં સગવડરૂપ થાય એ દૃષ્ટિએ તેઓ જાગતિક લશ્કરીકરણ ને કયારેક તો આંતરરાષ્ટ્રીય યુદ્ધોનું પણ સમર્થન કરતા. આપણી પેઢીએ હિંસા અને સરમુખત્યારશાહીનાં કરુણ પરિણામો રશિયામાં જોયાં છે. આંતરરાષ્ટ્રીય ક્ષેત્રની જેમ આંતરિક ક્ષેત્રમાં પણ હિંસાનો ઉપયોગ માનવ-કલ્યાણ માટે વિઘાતક નીવડે છે, એવો આપણો અનુભવ છે. તેમ છતાં માર્કસ પર હિંસા અને રાજકીય ક્રાંતિની હિમાયત કરવાનો આરોપ મૂકવો બરાબર નથી. રાજકીય ક્રાંતિનો વિચાર એ માર્કસવાદી કે સમાજવાદી વિચાર નથી. એ વાત તો છેલ્લાં ત્રણસો વર્ષ દરમ્યાન બુર્ઝ્વા સમાજમાં પ્રચલિત જ હતી. મધ્યમ વર્ગે એમ માન્યું કે રાજાઓના હાથમાંની રાજકીય સત્તા પ્રજાના હાથમાં લઈ લેવાથી સમાજની સમસ્યાઓનો ઉકેલ આવશે. અને એટલે તેણે રાજકીય ક્રાંતિને મુક્તિ માટેનું સાધન માની. આમ, આ માન્યતા તો સમાજમાં પહેલેથી રૂઢ હતી. પરંતુ રાજકીય સત્તા ને હિંસાને વધુ પડતું મહત્ત્વ આપી દેવાની રૂઢિગત પ્રણાલિકામાંથી પોતે મુક્ત ન થયો એ માર્કસની અત્યંત ગંભીર ભૂલ છે. તેને લીધે સ્ટાલિનવાદ ફાલ્યો.

માકર્સના ઐતિહાસિક ભૌતિકવાદના સિદ્ધાંતનો ઉલ્લેખ કર્યા વિના માકર્સ અંગેની ટૂંકી ચર્ચા પણ અધૂરી ગણાશે. વિચારના ઇતિહાસમાં આ સિદ્ધાંત સમાજના નિયમોની સમજણ માટે કદાચ માકર્સનો સૌથી વધુ મહત્ત્વનો અને દીર્ઘકાલીન ફાળો ગણાશે. માકર્સનું કહેવું એમ છે કે માણસ ગમે તે પ્રકારની સાંસ્કૃતિક પ્રવૃત્તિ ઉપાડે તે પહેલાં તેણે પોતાની ભૌતિક આજીવિકા પૂરતાં સાધનો ઉત્પન્ન કરી લેવાં જોઈએ. માકર્સની એવી માન્યતા છે કે માણસની ભૌતિક પરિસ્થિતિ અનુસાર તેના ઉત્પાદન અને વપરાશની પદ્ધતિ ગોઠવાય છે, અને તેના પરથી જ તેનું સામાજિક-રાજકીય માળખું ને તેની જીવનપદ્ધતિ નક્કી થાય છે, અને આખરે તેના વિચાર ને તેની ભાવના ઘડાય છે. માકર્સના આ સિદ્ધાંત અંગે વ્યાપક ગેરસમજ પ્રવર્તે છે. તેને એવી રીતે ઘટાવવામાં આવે છે કે જાણે માકર્સ ભૌતિક લાભને જ માનવીની મુખ્ય પ્રેરણા ગણે છે. ખરું જોતાં તો માકર્સ જ્યારે આર્થિક બાબત ઉપર ભાર મૂકે છે ત્યારે તેમાં માનવપ્રવૃત્તિ માટે આવી કોઈ આર્થિક પ્રેરણાની વાત આવતી જ નથી. તેનું કહેવું તો માત્ર એટલું જ છે કે માનવીનો આર્થિક વિકાસ એ તેનાં સાંસ્કૃતિક વિકાસ માટેની વાસ્તવિક પૂર્વશરત છે. ઊલટાની મૂડીવાદ સામેની માકર્સની મુખ્ય ફરિયાદ જ એ છે કે આર્થિક પ્રેરણાને અત્યંત મહત્ત્વ આપીને તેણે માણસને પાંગળો બનાવી મૂક્યો છે.

તેમ છતાં એક વાત સાચી કે અર્થવ્યવસ્થા ને સંસ્કૃતિના વિકાસ વચ્ચેનો સંબંધ દર્શાવતી વખતે માકર્સે માનવીય વૃત્તિઓની જટિલતાનું ઓછું મહત્ત્વ આંક્યું હતું. એને એ વાત હજી પૂરતી ખ્યાલમાં નહોતી આવી કે માનવસ્વભાવની

પોતાની કેટલીક જરૂરિયાતો ને ખાસિયતો છે, જેની સતત અસર આર્થિક પરિસ્થિતિ પર પડયા કરે છે, અને જેને કારણે ઐતિહાસિક વિકાસને પણ ઘાટ મળે છે. માણસ જેમ આર્થિક ને સામાજિક માળખાં દ્વારા ઘડાય છે તેમ તે પોતે પણ એ માળખાંને ઘાટ આપે છે. માનવના સ્વભાવમાં જ રહેલા માનવવિકાસ માટેનાં કેટલાંક સૌથી વધુ શક્તિશાળી પરિબળો તેની નજર બહાર રહી ગયાં હતાં. પરંતુ આ ઊણપો એકાંગિતાને કારણે આવેલી અનિવાર્ય મર્યાદાઓ છે, અને માર્કસ ને એન્જલ્સ પોતે પણ તેને વિશે સભાન હતા. એન્જલ્સે એક પત્રમાં લખ્યું હતું કે એમની શોધની નૂતનતાને કારણે તેઓ બંને એ હકીકત તરફ પૂરતું ધ્યાન આપી શકયા નહોતા કે ઇતિહાસનું ઘડતર કેવળ આર્થિક પરિસ્થિતિ દ્વારા જ નથી થતું, સાંસ્કૃતિક તત્ત્વો પણ સમાજની આર્થિક ભૂમિકા પર અસર કરે છે.

માર્કસ પોતે મૂડીવાદના આર્થિક વિવેચનમાં જ વધુ ને વધુ રોકાયેલો રહ્યો. મૂડીવાદી વ્યવસ્થાનું તેનું વેધક વિવેચન ખરે જ બીજા બધા સમાજવાદી વિચારકોના વિવેચન કરતાં વધુ વૈજ્ઞાનિક હતું. પરંતુ તેનું આ બળ જ તેની નબળાઈરૂપ પુરવાર થયું. માર્કસે પોતાના આર્થિક વિવેચનની શરૂઆત માણસના પરાયાપણાની પરિસ્થિતિનો અભ્યાસ કરવાના હેતુસર કરી હતી. પરંતુ તેનો ઝોક આર્થિક બાબતો પર જ વધુ રહ્યો. જો કે માનવમુક્તિનું ધ્યેય કદી તેની નજર બહાર ન ગયું. પણ તેને એ વાતનો ખ્યાલ ન રહ્યો કે કેટલાંક એવાં વિવેકશૂન્ય પરિબળો છે જેને લીધે માણસ મુક્તિથીયે ડરે છે. ખરું જોતાં તો માણસના નૈસર્ગિક સારાપણામાં તેને આસ્થા હતી અને તે એમ માનતો કે આર્થિક બંધનોમાંથી મુક્તિ

મળતાં જ આ સારાપણું સર્વોપરી બનશે. સામ્યવાદના ઘોષણાપત્રને અંતેના સુપ્રસિદ્ધ કથન—મજૂરોએ "પોતાની જંજીરો સિવાય બીજું કશું ગુમાવવાનું નથી"—માં એક ઘણી ગંભીર માનસશાસ્ત્રીય ભૂલ રહેલી છે. જંજીરોની સાથોસાથ તેમણે જંજીરોના વખતની બધી વિવેકશૂન્ય જરૂરિયાતો અને સંતોષોમાંથી પણ મુક્ત થવાનું છે. પરંતુ આ બાબતમાં માર્ક્સ ને એન્જલ્સ અઢારમી સદીના ભોળા આશાવાદ કરતાં કદી ઉપર ઊઠી શક્યા નહોતા.

માનવીય વૃત્તિઓની જટિલતાનું મહત્ત્વ ઓછું આંકવાને કારણે માર્ક્સની વિચારસરણીમાં ત્રણ અત્યંત ખતરનાક ભૂલો રહી જવા પામી છે. પહેલી ભૂલ એ કે તેણે માણસની અંદરના નૈતિક તત્ત્વની ઉપેક્ષા કરી છે. એણે એમ માની લીધું કે આર્થિક પરિસ્થિતિમાં પરિવર્તન થઈ જતાં માણસનું સારાપણું આપોઆપ ઉપર તરી આવશે. પરંતુ એ વાત એના ખ્યાલ બહાર રહી ગઈ કે જે લોકોના અંતરમાં નૈતિક પરિવર્તન ન થયું હોય તેવા લોકો વધુ સારા સમાજનું ઘડતર કરી શકતા નથી. તેણે એક નૂતન નૈતિક નવોત્થાનની આવશ્યકતા પ્રત્યે ધ્યાન જ ન આપ્યું, અને તે વિના તો બધાં રાજકીય ને આર્થિક પરિવર્તનો નિરર્થક બની જાય છે.

બીજી ભૂલ પણ આમાંથી જ ઊભી થઈ છે. સામ્યવાદી ને ફાસીવાદી સરમુખત્યારશાહી તેમ જ બેહદ વિનાશક યુદ્ધોની બર્બરતા વિશે માર્ક્સ ને એન્જલ્સ ઝાઝા સભાન નહોતા. "સારો સમાજ" સ્થપાય તે પહેલાં જ આ અંધકારના ઓળા પશ્ચિમના જગતને કદાચ આવરી લેશે, તેનો ખ્યાલ તેમને ન રહ્યો.

માર્ક્સની ત્રીજી ભૂલ એ છે કે તેણે એમ માની લીધું કે ઉત્પાદનનાં સાધનોનું સમાજીકરણ કરવા માત્રથી મૂડીવાદી સમાજનું સમાજવાદી સહકારી સમાજમાં પરિવર્તન થઈ જશે. જેમ ફ્રોઈડે એવું અનુમાન કરેલું કે માણસને અસ્વાભાવિક ને વધારે પડતા સખત જાતીય પ્રતિબંધોમાંથી મુક્ત કરીશું તો તેને પરિણામે તેની માનસિક સ્વસ્થતા જન્મશે, તેમ માર્ક્સે એવું અનુમાન કર્યું કે માણસને શોષણમાંથી મુક્ત કરીશું કે આપોઆપ સ્વતંત્ર ને પરસ્પર સહકારથી જીવતી વ્યક્તિઓ જન્મશે.

પોતાની જિંદગીનાં પાછલાં વર્ષોમાં માર્ક્સ પોતાના સિદ્ધાંતમાં કેટલાક ફેરફાર કરવા તૈયાર હતો, એમ લાગે છે. છેલ્લે છેલ્લે તે એમ માનવા લાગ્યો હતો કે પરસ્પર સહયોગ અને જમીનની સામૂહિક માલિકીના પાયા પર રચાયેલો પ્રાથમિક કૃષિ સમાજ એ એક અસરકારક સામાજિક સંગઠન હતું અને તેના પરથી સીધા ઊંચામાં ઊંચા પ્રકારના સમાજી-કરણને આંબી શકાય તેમ હતું. અને તો વચ્ચે મૂડીવાદી ઉત્પાદનના તબક્કામાંથી પસાર થવાની જરૂર ન પણ રહે. પોતાની આ માન્યતા તેણે વેરા ઝાસુલિચ પરના જવાબમાં વ્યક્ત કરી હતી. વેરાએ તેને એમ પૂછેલું કે રશિયામાંની કૃષિ સમાજની જૂની વ્યવસ્થા "મિર" અંગે તેનું વલણ કેવું છે. શ્રી જી. કુકસ માર્ક્સના વિચારમાંના આ પરિવર્તનનું ઘણું બધું મહત્ત્વ આંકે છે. ક્રાંતિ અંગેની પોતાની આશાઓ ફળીભૂત થતી ન લાગતાં માર્ક્સ પોતાના જીવનનાં છેલ્લાં આઠ વર્ષમાં નિરાશ ને ઉત્સાહભંગ થયેલો, તે વાત પણ કુકસને મન ઘણી મહત્ત્વની છે. આપણે આગળ જોયું તેમ એન્જલ્સે એ વાતનો સ્વીકાર કરેલો કે તેઓ બંને આર્થિક

સિવાયનાં બીજાં પરિબળો તરફ પૂરતું ધ્યાન આપી શક્યા નહોતા. પરંતુ માર્ક્સ ને એંજલ્સને પોતાના સિદ્ધાંતોનું ધરમૂળથી નવસંસ્કરણ કરવાની તક ન મળી.

આજે વીસમી સદીમાં માર્ક્સની ભૂલો ઓળખવાનું આપણા માટે ઘણું સહેલું છે. રશિયામાં જે બન્યું તે આપણે જોયું છે. સ્ટાલિનવાદે એટલું પુરવાર કર્યું કે આર્થિક દૃષ્ટિએ સમાજવાદી અર્થવ્યવસ્થા સફળતાપૂર્વક કામ આપી શકે છે. પણ સાથોસાથ તેણે એ પણ પુરવાર કર્યું કે તેટલા માત્રથી કાંઈ સમાનતા અને સહકારની ભાવના પાંગરતી નથી. રશિયાના દાખલાએ તો આપણને એમ દેખાડી આપ્યું કે ઉત્પાદનનાં સાધનોની "લોકોની" માલિકી એ તો ઔદ્યોગિક, લશ્કરી તેમ જ રાજકીય નોકરશાહી દ્વારા થતા લોકોના શોષણ માટેનો આદર્શવાદી અંચળો પણ બની શકે છે. કામદારને માટે પોતાના કામની ખરી ને વાસ્તવિક પરિસ્થિતિમાં તો ભાગ્યે જ ઝાઝો ફરક પડે છે.

સમાજવાદના વિચારની આજે શી સ્થિતિ છે? રશિયામાં સમાજવાદનો અર્થ ઉત્પાદનનાં સાધનોની માલિકી રાજ્યના હાથમાં આવે એટલો થઈ ગયો છે, જ્યારે પશ્ચિમના દેશોમાં સમાજવાદ એટલે મજૂરોને વધારે વેતન એટલો થઈ ગયો છે. આ તો સમાજવાદનાં હીન સ્વરૂપ ગણાય. સમાજવાદે તો આજની સમસ્યાના માનવીય પાસા પ્રત્યે એકાગ્ર થવું જોઈએ. મૂડીવાદ માનવ ગુણો ને માનવ આત્મા ઉપર જે વિઘાતક અસર જન્માવે છે તે અંગે તેણે સાવચેતીનો સૂર કાઢવો જોઈએ. માણસના પરાયાપણાનો તેમ જ અર્થવ્યવસ્થા તથા રાજ્યની અંધ મૂર્તિપૂજાનો સમાજવાદી સમાજરચનામાં કેમ અંત આણી શકાય તે અંગે સમાજવાદે વિચાર કરવાનો છે.

૮

# શાણપણ ભણી

## પ્રાસ્તાવિક વિચારણા

મૂડીવાદની જુદી જુદી સમાલોચનાઓમાં નોંધપાત્ર એક-વાક્યતા જોવા મળે છે. ઓવેન ને પ્રુધોન, તૉલ્સ્તોય ને બાકુનિન, દુર્ખીમ ને માર્ક્સ, આઈન્સ્ટાઈન ને સ્વીટ્ઝર, એમ બધાએ માણસ અંગે તેમ જ આપણી ઔદ્યોગિક ઉત્પાદન-પદ્ધતિની માણસ ઉપર શી અસર થાય છે તે અંગે છણાવટ કરી છે. દરેકે પોતાની વાત જુદી જુદી પરિભાષામાં કહી હોવા છતાં તે સહુને એમ લાગ્યું છે કે—માણસ પોતાનું કેન્દ્રીય સ્થાન ગુમાવી બેઠો છે, આર્થિક હેતુઓ સર કરવા ખાતર તેનો એક સાધન તરીકે ઉપયોગ કરવામાં આવે છે, પોતાના માનવબંધુઓથી તેમ જ પ્રકૃતિથી માણસ અળગો પડી ગયો છે અને એમની સાથે એનો કોઈ જીવંત સંપર્ક રહ્યો નથી, માણસનું જીવન અર્થહીન બની ગયું છે. માણસના પરાયાપણા તેમ જ તેનાં માનસિક પરિણામોની છણાવટ કરીને મેં પણ આની આ જ વાત વ્યક્ત કરવાનો

પ્રયત્ન કર્યો છે : માણુસ એક બજારુ ચીજ બની ગયો છે અને તેણે પોતાની સર્જનશીલતા ગુમાવી છે, એનું પોતાનું આગવું વ્યક્તિત્વ રહ્યું નથી, એ પરાવલંબી બન્યો છે, એ આજે અસંતુષ્ટ છે, કંટાળેલો છે, બાવરો છે, અને તેની મોટા ભાગની શક્તિ તેનું આ બાવરાપણું ઢાંકવાના કામમાં ખર્ચાઈ રહી છે. તેનામાં અક્કલ ઘણી છે પણ તેની વિવેકબુદ્ધિ ડહોળાઈ ગઈ છે, અને તેના હાથમાં આવેલી ભૌતિક શક્તિઓને કારણે માણુસની સભ્યતા ને સંસ્કૃતિનું જ નહીં, બલ્કે સમગ્ર માણુસજાતનુંય અસ્તિત્વ ખતરામાં આવી પડ્યું છે.

પરંતુ મૂળ રોગના નિદાન અંગે જેટલી એકવાક્યતા જણાય છે, તેટલી તે રોગનાં કારણો અંગે નથી જણાતી. ઓગણીસમી સદીમાં રાજકીય સ્વતંત્રતાનો અભાવ એ હજી સર્વ અનિષ્ટનું કારણ મનાતું, ત્યારે સમાજવાદીઓએ અને ખાસ કરીને માર્ક્સે આર્થિક કારણોના મહત્ત્વ પર ભાર મૂકેલો. તેઓ એમ માનતા કે માણુસનું પરાયાપણું તેના શોષણુમાંથી જન્મ્યું છે. તોલ્સ્તોય ને બર્કહાર્ડ જેવા વિચારકોએ માણુસની નૈતિક ને આધ્યાત્મિક કંગાલિયતને તેની અવનતિનું કારણ માન્યું. ફ્રોઈડને એમ લાગ્યું કે માણુસની સ્વાભાવિક વૃત્તિઓનું અતિશય દમન એ આધુનિક માનવીની બીમારીનું કારણ છે. આમ દરેક જુદા જુદા કારણ પર ભાર મૂકે છે. પરંતુ અમુક જ પાસા ઉપરના ઝોકને લીધે તેમાં એકાંગિતા આવી ગઈ છે અને સમતોલપણું જળવાયું નથી. સામાજિક, આર્થિક, નૈતિક ને માનસશાસ્ત્રીય દૃષ્ટિકોણુથી એકની એક ઘટનાનાં જુદાં જુદાં પાસાંનું દર્શન થાય છે. આ બધાં પાસાં એકમેક સાથે કેવી રીતે

સંકળાયેલાં છે અને એકમેક પર કેવી અસર કરે છે, તે આપણે જોવાનું છે.

રોગનાં કારણો અંગે જે સાચું છે, તે રોગના ઇલાજો અંગે પણ એટલું જ સાચું છે. મને જો એમ લાગતું હોય કે બીમારીનું કારણ આર્થિક છે કે નૈતિક છે કે માનસશાસ્ત્રીય છે તો હું જરૂર એમ માનવાનો કે એ કારણો દૂર થવાથી બીમારી દૂર થઈ જશે. આને બદલે આ બધાં પાસાં એકમેક સાથે કેવાં સંકળાયેલાં છે, એ વાત જો મારા ધ્યાનમાં આવે તો હું એવા નિર્ણય પર આવીશ કે ઔદ્યોગિક ને રાજકીય માળખામાં, નૈતિક ને તાત્ત્વિક દૃષ્ટિકોણમાં, માણસના ચારિત્ર્યમાં અને તેની સાંસ્કૃતિક પ્રવૃત્તિઓમાં એક સામટું પરિવર્તન આવશે ત્યારે જ આ બીમારી દૂર થઈ શકશે. બીજા ક્ષેત્રોની ઉપેક્ષા કરીને આમાંના કોઈ એક જ ક્ષેત્રમાં આપણો પ્રયત્ન કેન્દ્રિત કરવાથી કોઈ પરિવર્તન આણી શકાશે નહીં. ઊલટાનો આવો પ્રયત્ન માનવજાતની પ્રગતિમાં મોટી બાધારૂપ બનવા સંભવ છે.

ખ્રિસ્તી ધર્મે નૈતિક પુનરુત્થાનનો ઉપદેશ આપ્યો છે, પણ સાથોસાથ સમાજવ્યવસ્થામાં પરિવર્તન આણવા વિશે ઉપેક્ષા સેવી છે. અને સમાજવ્યવસ્થામાં પરિવર્તન થયા વિના મોટા ભાગના લોકો ઉપર આ નૈતિક પુનરુત્થાનની કશી અસર થવાની નહીં. સ્વતંત્રતાના હિમાયતીઓએ રાજકીય સમાનતા ઉપર ભાર મૂકયો છે, પણ એ વાત એમના ખ્યાલ બહાર રહી ગઈ છે કે સાથોસાથ સામાજિક ને આર્થિક માળખામાં મૂળભૂત પરિવર્તન ન આવે તો નકરી રાજકીય સમાનતાથી માણસ માણસ વચ્ચે બંધુભાવ સાધી શકાય નહીં. સમાજવાદ અને ખાસ કરીને માકર્સવાદનો

એક સામાજિક ને આર્થિક પરિવર્તન પર રહ્યો છે, પણ તેમણે માણસના આંતરિક પરિવર્તનની જરૂરિયાત ઉપર એટલું ધ્યાન આપ્યું નથી, અને તેના વિના માત્ર આર્થિક પરિવર્તનથી "સારો સમાજ" સ્થાપી શકાય નહીં. છેલ્લાં બે હજાર વર્ષ દરમ્યાન સુધારાના આ દરેક આંદોલને જીવનનાં અન્ય પાસાંઓની ઉપેક્ષા કરીને કોઈ એક જ પાસા ઉપર ભાર મૂક્યો છે. સુધારા ને નવોત્થાન માટેની એમની દરખાસ્તો ક્રાંતિકારી જરૂર છે, પણ તે લગભગ સંપૂર્ણ નિષ્ફળતામાં પરિણમી છે. ખ્રિસ્તી ઉપદેશમાંથી કેથોલિક ચર્ચ નિર્માણ થયું, સ્વતંત્રતાની હિમાયતમાંથી નેપોલીઅન ઊભો થયો અને માર્ક્સના સિદ્ધાંતોમાંથી સ્ટાલિન જન્મ્યો. પરંતુ પરિણામ આવાં આવ્યાં તેમાં લગીરે નવાઈ નથી. માણસ એ એક અવિભાજ્ય એકમ છે, તેના ભાગલા પાડી શકાય નહીં. તેનું ચિંતન, તેના વિચારો, તેની લાગણીઓ, તેની વૃત્તિઓ, તેની જીવનપદ્ધતિ, એ બધું એકમેક સાથે એવું તો સંકળાયેલું છે કે તેને છૂટું પાડી શકાય નહીં. માણસ પોતાની લાગણીઓ બાબતમાં સ્વતંત્ર ન હોય, ત્યાં સુધી તે સ્વતંત્ર ચિંતન ન કરી શકે, અને જ્યાં સુધી તે પોતાના આર્થિક ને સામાજિક સંબંધોમાં પરાવલંબી હોય ત્યાં સુધી પોતાની લાગણીઓ બાબતમાં પણ સ્વતંત્ર ન જ બની શકે. માટે કોઈ એક જ ક્ષેત્રમાં ક્રાંતિકારી પ્રગતિ કરવા જતાં તો આજે જે પરિણામો આવ્યાં છે તે જ આવે. કોઈ એક અલગ ક્ષેત્રમાં ભરેલાં સો પગલાં કરતાં જીવનનાં બધાં જ ક્ષેત્રોમાં ભરેલું સર્વાંગી વિકાસનું એક જ પગલું માનવજાતની પ્રગતિ માટે દૂરગામી ને વધુ સ્થાયી પરિણામો જન્માવનારું નીવડશે, એમાં કોઈ શંકા નથી. "એકાંગી

વિકાસ " માટેના હજારો વર્ષના પ્રયત્નોની નિષ્ફળતા આ બાબતમાં આપણે માટે પદાર્થપાઠ રૂપ બનવી જોઈએ.

આવો જ એક પ્રશ્ન " સુધારો " અને " ક્રાંતિકારિતા " અંગે સમજી લેવાનો છે. સુધારા તો અનેક જાતના હોય છે. સુધારો ક્રાંતિકારી, અર્થાત્ છેક મૂળને સ્પર્શનારો હોઈ શકે; અથવા તો તે સાવ ઉપરછલ્લો, અર્થાત્ મૂળ કારણોને સ્પર્શ્યા વિના માત્ર ઉપર ઉપરથી થાગડ-થીગડ કરનારોયે હોઈ શકે. આવો ઉપરછલ્લો સુધારો કદીયે સમૂળું પરિવર્તન આણી શકે નહીં. બીજી બાજુ જ્યારે નિરીક્ષણ, ધૃતિ ને સતત પુરુષાર્થની જરૂર હોય ત્યારે બળજબરીથી અમે બધી સમસ્યાઓ ઉકેલી નાખીશું એમ માનનારી કહેવાતી " ક્રાંતિ-કારિતા " આવા સુધારા જેટલી જ અવાસ્તવિક ને ભ્રામક છે. ઐતિહાસિક દૃષ્ટિએ જોઈએ તો તે બંને ઘણી વાર એક સરખું જ પરિણામ જન્માવે છે. રશિયામાં બોલ્શેવિકોની ક્રાંતિએ સ્ટાલિન જન્માવ્યો અને જર્મનીમાં જમણેરી સમાજવાદી પ્રજાતંત્રવાદીઓના સુધારાએ હિટલરને જન્મ આપ્યો. સુધારાની ખરી કસોટી તેની ગતિ કે તેની તીવ્રતામાં નથી, પણ તેની વાસ્તવિકતા અને તેની ખરી "ક્રાંતિકારિતા" માં છે. મુખ્ય સવાલ એ છે કે તે મૂળ સુધી પહોંચીને રોગનાં કારણો જ જડમૂળથી નાબૂદ કરવાનો પ્રયત્ન કરે છે કે સપાટી પર રહીને માત્ર બાહ્ય લક્ષણોની મરામત કરે છે.

આટલી છણાવટના પ્રકાશમાં આપણે હવે શાણપણના માર્ગો, અર્થાત્ આધુનિક સમાજના રોગના ઇલાજો વિશે વિચાર કરીશું. આપણા આર્થિક, રાજકીય અને સાંસ્કૃતિક માળખાંઓમાં કયા કયા વ્યવહારુ ફેરફારો કરવાની શકયતા છે તે આપણે જોઈશું. તેમ છતાં વ્યાવહારિક પ્રશ્નોની ચર્ચા

શરૂ કરતાં પહેલાં આપણે ટૂંકમાં ફરી એ જોઈ લઈએ કે માનસિક સ્વાસ્થ્ય કોને કહેવાય અને કયા પ્રકારનો સમાજ માનસિક સ્વાસ્થ્ય માટે પોષક ગણાય?

માનસિક દૃષ્ટિએ સ્વસ્થ માણસ પરાયાપણાથી પીડાતો ન હોય. તે જગત સાથે પ્રેમપૂર્વક પોતાની જાતને સાંકળે અને વાસ્તવિકતાનો તટસ્થતાપૂર્વક તાગ લેવાને માટે પોતાની વિવેકબુદ્ધિનો ઉપયોગ કરે. તે પોતાનું એક આગવું વ્યક્તિત્વ અનુભવે, અને સાથેસાથ પોતાના માનવબંધુઓ સાથે એકાત્મતા અનુભવે. તે કોઈ પણ વિવેકશૂન્ય સત્તાનો ગુલામ ન બની રહે, પણ અંતરાત્મા ને વિવેકબુદ્ધિના વિવેકી નિયંત્રણને તે સ્વેચ્છાએ સ્વીકારે. આખી જિંદગી તેની નવ-જન્મ પામતા રહેવાની પ્રક્રિયા ચાલુ રહે અને તે જીવનને પોતાને મળેલી સૌથી મૂલ્યવાન તક ગણે.

એમ ન માનતા કે માનસિક સ્વાસ્થ્ય અંગેના આ ખ્યાલો માત્ર આદર્શો છે, જેમને લોકો પર બળજબરીથી લાદવાનાં છે, અથવા માણસ પોતાનો “સ્વભાવ” બદલે અને પોતાના “સ્વાભાવિક સ્વાર્થ”નો ત્યાગ કરે તો જ આ માનસિક સ્વાસ્થ્ય સાધી શકાય. આ એક ભ્રમ છે. ઊલટાની માનસિક સ્વાસ્થ્ય માટેની, સુખ-સંવાદિતા-પ્રેમ-સર્જનાત્મકતા માટેની પ્રેરણા તો દરેકે દરેક માણસના અંતરમાં રહેલી જ છે, સિવાય કે તે માનસિક કે નૈતિક ગમાર તરીકે જન્મ્યો હોય. માણસને તક મળતાં જ આ પ્રેરણા અને વૃત્તિઓ આપમેળે ભારપૂર્વક ઉપર તરી આવે છે. શાણપણ માટેની આ સ્વાભાવિક પ્રેરણાને રૂંધી નાખવા માટે અને ભ્રષ્ટ કરવા માટે અનેકાનેક પરિસ્થિતિઓ કારણભૂત છે. માનવ-ઇતિહાસમાં મુખ્યત્વે માણસ દ્વારા માણસના થતા ઉપયોગે આ ભ્રષ્ટતા જન્માવી છે. આ

ભ્રષ્ટતા ને વિકૃતિ માણસના સ્વભાવમાં જ રહેલી છે એમ માનવું, એ તો રણપ્રદેશમાં બી વાવીને પછી કહેવું કે એ બી તો કદી ઊગે એવાં જ નહોતાં, એના જેવું છે.

માનસિક સ્વાસ્થ્યના આ ધ્યેયને અનુરૂપ સમાજ કેવો હોય અને શાણા સમાજનું સ્વરૂપ કેવું હોય ? સૌથી પહેલાં તો એ એક એવો સમાજ હશે, જેમાં કોઈ પણ માણસ બીજા કોઈ નો સ્વાર્થ સાધવા માટેના સાધનરૂપ નહીં હોય, પણ તે પોતે જ પોતાનો સ્વામી હશે; તેમાં કેન્દ્રસ્થાને માણસ હશે અને માણસનો વિકાસ એ જ મુખ્ય ધ્યેય હશે તથા આર્થિક ને રાજકીય પ્રવૃત્તિઓ તેની સરખામણીમાં ગૌણ ગણાશે. શાણો સમાજ એ એક એવો સમાજ હશે, જેમાં લોભ, શોષણ, સંગ્રહ, સ્વકેન્દ્રીપણું વગેરેને માટે કોઈ અવકાશ નહીં રહે; જ્યાં પોતાની વિવેકબુદ્ધિ મુજબ વર્તવું તે એક મૂળભૂત ને આવશ્યક ગુણ મનાશે તથા તકવાદિતા ને સિદ્ધાંતહીનતા અસામાજિક તત્ત્વો લેખાશે; જ્યાં માણસના વ્યક્તિગત ને સામાજિક જીવન વચ્ચે વિસંવાદ નહીં હોય. વળી, શાણો સમાજ એ એક એવો સમાજ હશે, જેમાં માણસની જિંદગીનો દોર તેના પોતાના હાથમાં હશે અને તે સમાજજીવનની અંદર એક સક્રિય ને જવાબદાર ભાગીદાર બની રહેશે; જેમાં માણસ માણસ વચ્ચે પ્રેમભર્યો સંબંધ હશે. શાણો સમાજ દરેક માણસની સર્જનાત્મક પ્રવૃત્તિને વેગ આપશે, તેની વિવેકબુદ્ધિને સતેજ કરશે અને તેને પોતાની આંતરિક આવશ્યકતાઓની અભિવ્યક્તિ માટે શક્તિમાન બનાવશે.

શરૂ કરતાં પહેલાં આપણે ટૂંકમાં ફરી એ જોઈ લઈએ કે માનસિક સ્વાસ્થ્ય કોને કહેવાય અને કયા પ્રકારનો સમાજ માનસિક સ્વાસ્થ્ય માટે પોષક ગણાય ?

માનસિક દૃષ્ટિએ સ્વસ્થ માણસ પરાયાપણાથી પીડાતો ન હોય. તે જગત સાથે પ્રેમપૂર્વક પોતાની જાતને સાંકળે અને વાસ્તવિકતાનો તટસ્થતાપૂર્વક તાગ લેવાને માટે પોતાની વિવેકબુદ્ધિનો ઉપયોગ કરે. તે પોતાનું એક આગવું વ્યક્તિત્વ અનુભવે, અને સાથોસાથ પોતાના માનવબંધુઓ સાથે એકાત્મતા અનુભવે. તે કોઈ પણ વિવેકશૂન્ય સત્તાનો ગુલામ ન બની રહે, પણ અંતરાત્મા ને વિવેકબુદ્ધિના વિવેકી નિયંત્રણને તે સ્વેચ્છાએ સ્વીકારે. આખી જિંદગી તેની નવ-જન્મ પામતા રહેવાની પ્રક્રિયા ચાલુ રહે અને તે જીવનને પોતાને મળેલી સૌથી મૂલ્યવાન તક ગણે.

એમ ન માનતા કે માનસિક સ્વાસ્થ્ય અંગેના આ ખ્યાલો માત્ર આદર્શો છે, જેમને લોકો પર બળજબરીથી લાદવાના છે, અથવા માણસ પોતાનો "સ્વભાવ" બદલે અને પોતાના "સ્વાભાવિક સ્વાર્થ"નો ત્યાગ કરે તો જ આ માનસિક સ્વાસ્થ્ય સાધી શકાય. આ એક ભ્રમ છે. ઊલટાની માનસિક સ્વાસ્થ્ય માટેની, સુખ-સંવાદિતા-પ્રેમ-સર્જનાત્મકતા માટેની પ્રેરણા તો દરેકે દરેક માણસના અંતરમાં રહેલી જ છે, સિવાય કે તે માનસિક કે નૈતિક ગમાર તરીકે જન્મ્યો હોય. માણસને તક મળતાં જ આ પ્રેરણા અને વૃત્તિઓ આપમેળે ભારપૂર્વક ઉપર તરી આવે છે. શાણપણ માટેની આ સ્વાભાવિક પ્રેરણાને રૂંધી નાખવા માટે અને ભ્રષ્ટ કરવા માટે અનેકાનેક પરિસ્થિતિઓ કારણભૂત છે. માનવ-ઇતિહાસમાં મુખ્યત્વે માણસ દ્વારા માણસના થતા ઉપયોગે આ ભ્રષ્ટતા જન્માવી છે. આ

ભ્રષ્ટતા ને વિકૃતિ માણસના સ્વભાવમાં જ રહેલી છે એમ માનવું, એ તો રણપ્રદેશમાં બી વાવીને પછી કહેવું કે એ બી તો કદી ઊગે એવાં જ નહોતાં, એના જેવું છે.

માનસિક સ્વાસ્થ્યના આ ધ્યેયને અનુરૂપ સમાજ કેવો હોય અને શાણા સમાજનું સ્વરૂપ કેવું હોય? સૌથી પહેલાં તો એ એક એવો સમાજ હશે, જેમાં કોઈ પણ માણસ બીજા કોઈનો સ્વાર્થ સાધવા માટેના સાધનરૂપ નહીં હોય, પણ તે પોતે જ પોતાનો સ્વામી હશે; તેમાં કેન્દ્રસ્થાને માણસ હશે અને માણસનો વિકાસ એ જ મુખ્ય ધ્યેય હશે તથા આર્થિક ને રાજકીય પ્રવૃત્તિઓ તેની સરખામણીમાં ગૌણ ગણાશે. શાણો સમાજ એ એક એવો સમાજ હશે, જેમાં લોભ, શોષણ, સંગ્રહ, સ્વકેન્દ્રીપણું વગેરેને માટે કોઈ અવકાશ નહીં રહે; જ્યાં પોતાની વિવેકબુદ્ધિ મુજબ વર્તવું તે એક મૂળભૂત ને આવશ્યક ગુણ મનાશે તથા તકવાદિતા ને સિદ્ધાંતહીનતા અસામાજિક તત્ત્વો લેખાશે; જ્યાં માણસના વ્યક્તિગત ને સામાજિક જીવન વચ્ચે વિસંવાદ નહીં હોય. વળી, શાણો સમાજ એ એક એવો સમાજ હશે, જેમાં માણસની જિંદગીનો દોર તેના પોતાના હાથમાં હશે અને તે સમાજજીવનની અંદર એક સક્રિય ને જવાબદાર ભાગીદાર બની રહેશે; જેમાં માણસ માણસ વચ્ચે પ્રેમભર્યો સંબંધ હશે. શાણો સમાજ દરેક માણસની સર્જનાત્મક પ્રવૃત્તિને વેગ આપશે, તેની વિવેકબુદ્ધિને સતેજ કરશે અને તેને પોતાની આંતરિક આવશ્યકતાઓની અભિવ્યક્તિ માટે શક્તિમાન બનાવશે.

# આર્થિક પરિવર્તન

## ( ૧ ) સમાજવાદ એક સમસ્યા

આગલા પ્રકરણમાં આપણે આજના સમાજની માનસિક બીમારીના ત્રણ ઈલાજોની ચર્ચા કરી. એ ત્રણ ઇલાજો છે—સર્વાંકુશ સરમુખત્યારશાહી, મહા-મૂડીવાદ અને સમાજવાદ. સરમુખત્યારશાહી, પછી તે ફાસીવાદી હોય કે સ્ટાલિનવાદી, તો ઊલટાની માનસિક બીમારી વધારી મૂકે છે અને માનવીનું અધઃપતન કરે છે. મહા-મૂડીવાદને કારણે રોગની જડ વધુ પાકી બને છે. મૂડીવાદનું તો એ લક્ષણ જ છે કે તે માણસનું પરાયાપણું અને તેનું યંત્રીકરણ વધારી મૂકે છે, તથા માણસને ઉત્પાદનનો ગુલામ બનાવી દે છે. આજના સમાજની બીમારીનો એકમાત્ર રચનાત્મક ઉકેલ છે સમાજવાદ. આપણી આર્થિક અને સામાજિક વ્યવસ્થાની સમૂળી નવરચના કરવી એ સમાજવાદનું ધ્યેય છે. જેમાં માણસનો બીજા કોઈ દ્વારા એક સાધન તરીકે ઉપયોગ ન થાય તથા જેમાં માનવ-એકતા, વિવેકબુદ્ધિ તેમ જ સર્જનશક્તિના વિકાસને પ્રોત્સાહન મળે, એવી નવી સમાજ-વ્યવસ્થા તે નિર્માણ કરવા માગે છે. તેમ છતાં એ વાતમાં શક નથી કે અત્યાર સુધીમાં સમાજવાદનો જે અમલ થયો છે તેનાં પરિણામો નિરાશાજનક છે. આ નિષ્ફળતાનાં કારણો કયાં છે ? અને કઈ રીતે એ કારણોને નિવારીને આપણે માનવજાતને એક શાણા સમાજની સ્થાપના ભણી દોરી જઈ શકીએ ?

માર્ક્સવાદી સમાજવાદ મુજબ સમાજવાદી સમાજની રચના બે સિદ્ધાંત પર થઈ હતી—ઉત્પાદન અને વિતરણનાં

સાધનોનું સમાજીકરણ તથા કેન્દ્રિત ને આયોજિત અર્થતંત્ર. માર્ક્સ અને બીજા સમાજવાદીઓનું એમ માનવું હતું કે આ બે વસ્તુ જો સિદ્ધ થશે તો ન્યાય ને બંધુત્વ પર આધારિત વર્ગવિહીન સમાજ આપોઆપ નિર્માણ થશે. બસ, હિંસા દ્વારા કે ચૂંટણી દ્વારા મજૂરવર્ગના હાથમાં રાજકીય સત્તા આવી જવી જોઈએ. એમની માન્યતા સાચી હતી કે ખોટી એ હવે વાદવિવાદનો મુદ્દો રહ્યો નથી. માર્ક્સવાદી સમાજવાદીઓ આર્થિક ક્ષેત્રમાં જે કાંઈ કરવા ઇચ્છતા હતા તે રશિયા કરી ચૂક્યું છે. રશિયાના ઉદાહરણે એટલું બતાવી આપ્યું છે કે આર્થિક દૃષ્ટિએ એક સમાજવાદી ને આયોજિત અર્થતંત્ર કુશળતાથી કામ કરી શકે છે, પરંતુ સાથોસાથ એણે એ પણ સિદ્ધ કરી બતાવ્યું છે કે આટલું જ કરવા માત્રથી એક સ્વતંત્ર, સમરસ અને પરાયાપણાથી મુક્ત સમાજ સ્થાપી શકાતો નથી. ઊલટાનું રશિયાના ઉદાહરણ ઉપરથી તો એમ ફલિત થાય છે કે કેન્દ્રિત આયોજનને કારણે તો મૂડીવાદ કે ફાસીવાદ કરતાંયે વધુ યંત્રવત્‌તા, બીબાંશાઈ ને ફરજિયાત હુકમપાલન જન્મે છે. છતાં રશિયાના અર્થતંત્રને માર્ક્સ ને એન્જલ્સે કલ્પેલા સમાજવાદનું મૂર્ત સ્વરૂપ માની લઈએ, તે બરાબર નથી. તેના ઉપરથી તો એટલું જ નક્કી થાય છે કે કેવળ માલિકી બદલવાથી અને આયોજિત અર્થતંત્રથી એમણે ઇચ્છયા હતા એવા ફેરફારો થઈ જશે, એમ માની લેવામાં માર્ક્સ ને એન્જલ્સે ભૂલ કરેલી.

માર્ક્સવાદી સમાજવાદના આર્થિક સિદ્ધાંતોને અમલમાં મૂકનારો બીજો દેશ છે ઇંગ્લાંડ. ઇંગ્લાંડનો મજૂરપક્ષ જો કે માર્ક્સવાદી સિદ્ધાંત પર રચાયેલો નથી, છતાં વ્યવહારમાં

તેણે માકર્સના સિદ્ધાંત મુજબ જ પગલાં ભર્યાં છે. ઉદ્યોગોનું સમાજીકરણ કરીને સમાજવાદ સ્થાપવાનો તેણે પણ પ્રયાસ કર્યો. તેના અને રશિયાના પ્રયાસો વચ્ચેનો તફાવત તો સ્પષ્ટ જ છે. બ્રિટનના મજૂરપક્ષે પોતાનું ધ્યેય સિદ્ધ કરવા હમેશાં, શાંતિમય સાધનોનો જ આશરો લીધો હતો. તેણે બધા, ઉદ્યોગોનું રાષ્ટ્રીયકરણ નહોતું કર્યું. તેમ છતાં તેનો મુખ્ય વિચાર તો એ જ હતો કે ઉત્પાદનનાં સાધનોનું સમાજીકરણ કરીને સમાજવાદ સિદ્ધ કરવો.

પરંતુ બ્રિટનનો પ્રયોગ પણ ઉત્સાહજનક નથી. એક બાજુ તેમાં સારી પેઠે યંત્રવતતા, ફરજિયાત હુકમપાલન ને નોકરશાહી આવી, તો બીજી બાજુ સમાજવાદની પાયાની અપેક્ષાઓમાંથી તેણે એક પણ અપેક્ષા પૂર્ણ કરી નહીં. એ વાત હવે સાવ સ્પષ્ટ થઈ ગઈ છે કે એક મજૂરને માટે પોતાના ઉદ્યોગના માલિક હજારો કે લાખો શેયરહોલ્ડરો હોય અથવા રાજ્ય હોય તેમાં કોઈ જ ફરક પડતો નથી. તેનો પગાર, તેના અધિકારો અને સૌથી વધુ મહત્ત્વનું તો એ કે તેના કામના સ્વરૂપ અને કામની પ્રક્રિયામાં એની ભૂમિકા તો એની એ જ રહે છે.

અલબત્ત, રાષ્ટ્રીયકરણને લીધે મજૂરને કેટલાક લાભો જરૂર મળ્યા છે, જે મૂડીવાદી અર્થતંત્ર હેઠળ શકય ન બન્યા હોત. વળી, મજૂર સરકારનાં પગલાંઓ દ્વારા સમાજવાદનું મૂળ ધ્યેય જો કે સિદ્ધ નથી થઈ શકયું, છતાં બ્રિટિશ સમાજવાદે બ્રિટિશ પ્રજાના જીવનમાં કેટલાક ઘણા મહત્ત્વના ફેરફારો જરૂર આણ્યાં છે. આવો એક ફેરફાર છે, સ્વાસ્થ્ય માટેની સામાજિક સંરક્ષણ યોજના. આજે બ્રિટનમાં કોઈ પણ માણસે બીમારીને કારણે પોતાનું જીવન અસ્તવ્યસ્ત થઈ જશે

એવો ભય સેવવાની જરૂર નથી. તદુપરાંત બ્રિટનમાં ઉદ્યોગોનું મર્યાદિત પ્રમાણમાં (કુલ ઉદ્યોગોના ૧/૫ ભાગનું) રાષ્ટ્રીયકરણ થયું તેટલા માત્રથીયે રાજ્ય આખાયે અર્થતંત્રનું અમુક અંશે નિયંત્રણ કરી શક્યું, અને તે નિયંત્રણને લીધે બ્રિટિશ અર્થતંત્રને ફાયદો થયો.

પરંતુ મજૂર સરકારની સિદ્ધિઓ માટે અદબ ને પ્રશંસા સાથે પણ કહેવું પડશે કે સમાજવાદને આપણે માત્ર આર્થિક અર્થમાં નહીં પણ માનવીય અર્થમાં લઈએ તો મજૂર સરકારનાં પગલાં સમાજવાદની સિદ્ધિ માટે સહાયક નીવડે તેવાં નહોતાં. વળી, તેણે તો હજી માત્ર શરૂઆત જ કરી હતી અને તેને વધુ સમય મળ્યો હોત તો તે સમાજવાદની દિશામાં આગળ વધત, એવી દલીલ પણ ગળે ઊતરે એવી નથી. સમાજીકરણ ને કેન્દ્રિત આયોજનનો એણે જે રસ્તો લીધેલો તે સમાજવાદ તરફ લઈ જનારો છે જ નહીં. તેનાથી માણસનું પરાયાપણું ઘટશે નહીં તથા એક નવો સમાજ, એક નવી જીવનપદ્ધતિ પાંગરશે નહીં.

એક બાજુ સોવિયેત સામ્યવાદનું ભયંકર પરિણામ અને બીજી બાજુ મજૂર પક્ષના સમાજવાદનું નિરાશાજનક પરિણામ, એ બેઉને લીધે ઘણા લોકશાહી સમાજવાદીઓ હતાશ ને કિંકર્તવ્યમૂઢ થઈ ગયા છે. કેટલાક હજી સમાજવાદને વળગી રહ્યા છે, પણ તે તેમાંની પાકી શ્રદ્ધા કરતાં વધારે તો અહં કે હઠીલાઈને લીધે. બીજા કેટલાક સમાજવાદી પક્ષમાંના પોતાનાં નાનાંમોટાં કામોમાં એટલા વ્યસ્ત રહે છે કે એમને ચિંતન માટે ઝાઝો અવકાશ જ નથી રહેતો અને તેથી તેઓને હાથમાંની વ્યવહારુ પ્રવૃત્તિઓથી સમાધાન મળી રહે છે. વળી બીજા કેટલાક, જેઓ સમાજમાં કશું

પરિવર્તન થશે એ વિશેની શ્રદ્ધા જ સમૂળગી ગુમાવી બેઠા છે, તેઓ રશિયન સામ્યવાદ સામે જેહાદ જગાવવાને જ પોતાનું મુખ્ય કર્તવ્ય ગણે છે. તેઓ સામ્યવાદ સામેના આક્ષેપોનું વારંવાર પારાયણ કરતા રહે છે, પરંતુ મૂડીવાદની કોઈ પણ જાતની મૂળભૂત ટીકાથી તેમ જ લોકશાહી સમાજવાદના અમલ માટેના કોઈ નવાં સૂચનોથી અળગા રહે છે. તેઓ એવી અસર જન્માવે છે કે જગતને એકમાત્ર સામ્યવાદના ખતરામાંથી જો બચાવી લેવાય તો 'જગતમાં બીજું' બધું તો બિલકુલ બરાબર જ છે. પ્રેમમાંથી જ સમૂળગી શ્રદ્ધા ગુમાવી બેઠેલા હતાશ પ્રેમીના જેવું એમનું વર્તન છે.

આના એક ઉદાહરણ રૂપે હું મજૂર પક્ષની જહાલ પાંખના સૌથી પ્રખર વિચારક અને સક્રિય આગેવાનોમાંના એક શ્રી આર. એચ. એસ. ક્રોસમેનના એક લેખમાંથી અવતરણ ટાંકીશ. ક્રોસમેન લખે છે, 'આજે આપણે વિશ્વ કલ્યાણરાજ તરફ સતત આગળ વધતા યુગમાં નહીં', પણ વિશ્વક્રાંતિના યુગમાં જીવી રહ્યા છીએ. એટલે આજે સમાજવાદીનું કર્તવ્ય માનવજાતની ભૌતિક સ્થિતિ સુધારવામાં તેમ જ માનવસ્વાતંત્ર્યનું ક્ષેત્ર ક્રમશઃ વિસ્તારવામાં મદદ કરવાનું જ નથી. ઇતિહાસનાં પરિબળો આજે ચારેકોરથી સર્વાંકુશ સરમુખત્યારશાહી તરફ જગતને ધકેલી રહ્યાં છે. રશિયન જૂથમાં ક્રેમલિનની સભાન નીતિને કારણે આમ થઈ રહ્યું છે, ત્યારે સ્વતંત્ર જગતમાં મૅનેજરવાદી' સમાજના વિકાસને લીધે તથા સંપૂર્ણ શસ્ત્રીકરણને લીધે આમ થઈ રહ્યું છે. સમાજવાદનું કર્તવ્ય ન તો આ રાજકીય ક્રાંતિનો વેગ વધારવાનું છે, ન તો તેનો વિરોધ કરવાનું છે ( સો વર્ષ પહેલાં

ઔદ્યોગિક ક્રાંતિનો વિરોધ જેટલો વ્યર્થ હતો તેટલો જ આ વિરોધ પણ વ્યર્થ નીવડશે ), પણ તેને સંસ્કારવાનું છે. '

મને લાગે છે કે ક્રોસમેનના નિરાશાવાદમાંથી બે ભૂલ જન્મે છે. એક તો મેનેજરવાદી અથવા સ્ટાલિનવાદી સર્વાંકુશ સરમુખત્યારશાહીને "સંસ્કારી" શકાય છે, એ અનુમાન જ ભૂલભરેલું છે. સંસ્કારવી એટલે માત્ર તેની નિર્દયતા ઓછી કરવી, એટલો જ અર્થ હોય તો ઠીક છે. પરંતુ આલ્ડસ હક્સલીએ કે જ્યોર્જ ઓરવેલે જે સર્વાંકુશ સરમુખત્યારશાહીનું ચિત્ર દોર્યું છે, તે તો પરાયાપણાથી સંપૂર્ણપણે ગ્રસ્ત એવા સમાજનું જ છે, જેનું માનવીકરણ શકય નથી. બીજી ભૂલ ક્રોસમેનના નિરાશાવાદમાં જ રહેલી છે. આવા નિરાશાવાદ માટે કોઈ કારણ હું જોતો નથી. સમાજવાદની અસલ માનવીય ને નૈતિક મહત્ત્વાકાંક્ષાઓ આજે પણ દુનિયાભરના કરોડો લોકો માટે એક સમર્થ ધ્યેય બની શકે તેમ છે, અને માનવતાવાદી લોકશાહી સમાજવાદ સિદ્ધ કરવા માટે આજે પરિસ્થિતિ પણ પહેલાં કરતાં વધુ અનુકૂળ છે. આવી શ્રદ્ધાને લીધે જ હવે હું આર્થિક, રાજકીય ને સાંસ્કૃતિક ક્ષેત્રમાં સમાજવાદી પરિવર્તન કરવા અંગેનાં મારાં સૂચનો રજૂ કરીશ. જો કે તે પહેલાં હું એટલું કહી દઉં કે મારાં સૂચનો ન તો નવાં છે, ન સંપૂર્ણ છે. વળી તે સૂચનો તેની ઝીણી ઝીણી વિગતોમાં પણ ભૂલચૂક વિનાનાં જ હોય એ કાંઈ જરૂરી નથી. માત્ર સિદ્ધાંતોની સામાન્ય ચર્ચા કર્યા કરવા કરતાં તે સિદ્ધાંતો કેવી રીતે અમલમાં લાવી શકાય તે અંગેના વ્યાવહારિક પ્રશ્નો તરફ હવે આપણે વળવું જોઈએ, એવી માન્યતાને લીધે આ સૂચનો હું રજૂ કરું છું.

રાજકીય લોકશાહી સિદ્ધ થઈ તે પહેલાં કેટલાયે વખતથી અઢારમી સદીના વિચારકો શાસનની લોકશાહી વ્યવસ્થા અંગેના બંધારણીય સિદ્ધાંતોની અને તે કઈ રીતે સિદ્ધ થાય તેની ચર્ચા કર્યા કરતા હતા. આજે વીસમી સદીમાં આપણી સામે પ્રશ્ન છે, રાજકીય લોકશાહીનો વ્યવહારમાં કેમ અમલ કરવો અને એક ખરેખરા માનવસમાજમાં તેનું કઈ રીતે રૂપાંતર કરવું. આની સામે જે વાંધાઓ ઉઠાવવામાં આવે છે, તે મુખ્યત્વે નિરાશાવાદને કારણે અને શ્રદ્ધાના સમૂળગા અભાવને કારણે ઉઠાવવામાં આવે છે. એવો દાવો કરવામાં આવે છે કે આધુનિક ઉદ્યોગને મેનેજરો અને યંત્રમાનવોની જરૂર છે, એટલે જો આપણે આ યાંત્રિક ઉદ્યોગોને છોડીને ફરી રેંટિયો અપનાવવા જેટલી પીછેહઠ કરવા તૈયાર ન હોઈએ તો આ મેનેજરવાદી સમાજ તથા માણસના થતા ખોટા ઉપયોગના ધસમસતા પ્રવાહને ખાળી શકીશું નહીં. બીજા કેટલાક વાંધાઓ કલ્પનાશક્તિના અભાવને કારણે ઉઠાવવામાં આવે છે. વળી બીજા કેટલાક વાંધાઓ મનમાં ઊંડી જડ ઘાલીને બેઠેલા ભયને કારણે ઉઠાવવામાં આવે છે કે આપણને અંકુશમાંથી મુક્ત કરી દેવાશે અને આપણને જીવવાની સંપૂર્ણ સ્વતંત્રતા બક્ષવામાં આવશે, તો આપણે કરીશું શું ?

પરંતુ એ બાબતમાં કોઈ શક નથી કે આ સામાજિક પરિવર્તનના પ્રશ્નો આપણા રસાયણશાસ્ત્રીઓ અને ભૌતિકશાસ્ત્રીઓએ અનેક જટિલ પ્રશ્નો ઉકેલ્યા છે તેના જેટલા ઉકેલવા અઘરા નથી. અને એ બાબતમાં પણ શક નથી કે આજે વિમાનો ને ટેલીવિઝનની જેટલી જરૂર છે તેના કરતાં માનવપુનરુદ્ધારની વિશેષ જરૂર છે. ભૌતિક વિજ્ઞાનો પાછળ

આપણે જેટલી બુદ્ધિ ને કુશળતા વાપર્યાં છે તેનો અમુક અંશ માત્ર પણ આપણે માનવીય પ્રશ્નો પાછળ ખર્ચીએ, તો આપણે અવશ્ય માનવજાતની વિકાસયાત્રા નિરંતર ચાલુ રાખી શકીએ.

## (૨) પારિવારિક સમાજવાદનો સિદ્ધાંત

ઓગણીસમી સદીના મૂડીવાદની માર્ક્સ ઉપરની અસરને કારણે તેણે ઉત્પાદનનાં સાધનોનું સમાજીકરણ કરવા ઉપર વધુ પડતો ભાર મૂક્યો. વ્યક્તિગત માલિકી અને મિલકતના અધિકારો એ મૂડીવાદી અર્થવ્યવસ્થાનાં મુખ્ય અંગો હતાં. માર્ક્સ જ્યારે સમાજવાદની વ્યાખ્યા કરવા બેઠો ત્યારે તે આ વર્તુળની બહાર વિચારી શક્યો નહીં. આમ, તેની સમાજવાદની વ્યાખ્યા મૂડીવાદના પ્રત્યાઘાત જેવી બની. તેણે વ્યક્તિગત મિલકતની પ્રથા નાબૂદ કરવાની અને "સમાજનું છીનવી લેનારાઓ પાસેથી છીનવી લેવાની" હિમાયત કરી. અહીં પણ માર્ક્સ અને એંજલ્સની વિચારસરણી બીજા સમાજવાદી વિચારકોની વિચારસરણી કરતાં વધુ બુર્ઝ્વા અસર હેઠળ હતી. બીજા સમાજવાદી વિચારકોએ કામની પ્રક્રિયામાં શ્રમજીવીનું સ્થાન, કામની પદ્ધતિની તેના વ્યક્તિત્વ પર થતી અસર, તેના સામાજિક સંબંધો વગેરે બાબતો અંગે વિચાર્યું હતું.

કેવળ આર્થિક બાબતો અને મિલકતના હક્કો અંગેનો આ વધુ પડતો ખ્યાલ જ માર્ક્સપ્રણીત સમાજવાદની નિષ્ફળતાનું—અને કદાચ તેની લોકપ્રિયતાનું ય—મુખ્ય કારણ છે. પરંતુ બીજા સમાજવાદીઓ માર્ક્સવાદની અંદર રહેલાં આ ભયસ્થાનો વિશે ઘણા સભાન છે, અને તેમણે

સમાજવાદનું ધ્યેય માર્ક્સ કરતાં વધુ સંતોષકારક રીતે નિરૂપ્યું છે. એમણે નિરૂપેલા સમાજવાદને આપણે communitarian socialism—" પારિવારિક સમાજવાદ "ને નામે ઓળખી શકીએ. એમણે એક એવા ઔદ્યોગિક માળખાની કલ્પના કરેલી કે જેમાં કામ કરનાર દરેક વ્યક્તિ એક સક્રિય અને જવાબદાર ભાગીદાર હોય, જ્યાં કામ વેઠરૂપ ને અર્થહીન નહીં, પણ આકર્ષક ને સહેતુક હોય, જ્યાં મૂડી મજૂરને પોતાના હેતુ માટે ભાડે ન રાખતી હોય પણ મજૂર મૂડીને પોતાના ઉપયોગમાં લેતો હોય. એમણે મુખ્યત્વે માલિકીના પ્રશ્ન પર ભાર મૂકવાને બદલે કામના પ્રકાર અને માણસ માણસ વચ્ચેના સામાજિક સંબંધો પર ભાર મૂક્યો હતો. વાચકને આ પ્રકારના સમાજવાદનો સામાન્ય ખ્યાલ આપવા હું કોલે કરેલું તેનું નિરૂપણ નીચે આપું છું :

'અગાઉ સ્વાતંત્ર્ય માટે જે આગ્રહ સેવવામાં આવતો હતો તે મૂળભૂત રીતે સાચો છે. પરંતુ માત્ર રાજકીય સ્વરાજ્ય એટલે જ સ્વાતંત્ર્ય નહીં. સ્વાતંત્ર્યની આપણી નવી કલ્પના આના કરતાં ઘણી વધુ વ્યાપક હોવી જોઈશે. તેણે માણસનો એક સ્વતંત્ર રાજ્યમાંના એક નાગરિક તરીકે જ નહીં, પણ એક ઔદ્યોગિક સમુદાયમાંના એક ભાગીદાર તરીકે પણ વિચાર કરવો પડશે. નોકરશાહી ધરેડમાં ઊછરેલા સુધારકે જીવનના નર્યા ભૌતિક પાસા ઉપર જ બધો ભાર મૂક્યો. તેને લીધે તેણે ખાધે-પીધે સુખી, પહેરવે-ઓઢવે સુખી અને રહેવે-કરવે સુખી, એવા યંત્રવત્ માનવોના બનેલા સમાજનું જ ચિત્ર પોતાની સમક્ષ દોર્યું, અને આ માનવ-યંત્રો પોતાનાથી મોટા એવા રાજ્યરૂપી યંત્ર માટે કામ કરે છે, એમ માન્યું. આની અવેજીમાં વ્યક્તિસ્વાતંત્ર્યવાદીઓએ

વ્યક્તિસ્વાતંત્ર્યના મહોરા હેઠળ ભૂખમરા ને ગુલામીનો વિકલ્પ માણસ સમક્ષ ધર્યો. હવે નૂતન સમાજવાદ માણસને ખરી સ્વતંત્રતા આપશે. તે માણસને વ્યક્તિસ્વાતંત્ર્યની ખાતરી આપશે અને સાથોસાથ આર્થિક ભીંસમાંથી મુક્તિની યે બાંહેધરી આપશે. તે માણસને એક સમસ્યા તરીકે નહીં પણ એક માણસ તરીકે જ લેખશે.

'ખરું જોતાં નરી રાજકીય સ્વતંત્રતા હમેશાં ભ્રામક નીવડે છે. એક માણસ અઠવાડિયાના સાત દિવસ નહીં તો છ દિવસ પણ જો આર્થિક ગુલામીમાં રહેતો હોય, તો તે પાંચ વર્ષે એક વાર મતદાનના ચિહ્ન પર ચોકડી કરવા માત્રથી સ્વતંત્ર બની જતો નથી. એક સામાન્ય માણસ માટે સ્વતંત્રતાનો જો કાંઈ પણ અર્થ હોય તો તેમાં તેના કામ અંગેની સ્વતંત્રતાનો સમાવેશ થવો જોઈએ. મારા કામનો દોર મારા જ હાથમાં છે એવી જ્યાં સુધી કામ કરનારને પ્રતીતિ નહીં થાય ત્યાં સુધી તે ગુલામ મનોદશામાં જ રહેશે, પછી ભલે ને રાજકીય વ્યવસ્થામાં ગમે તે ફેરફાર થાય ને! માલિક ને મજૂર વચ્ચેના સંબંધમાં અપમાનજનક વ્યવહાર ન થાય એટલું જ પૂરતું નથી. રાજ્ય-સમાજવાદ હેઠળ પણ કામ કરનારની ગુલામીમાં કોઈ ફરક પડતો નથી. મારા માથા ઉપરનું શાસન વ્યક્તિને બદલે રાજ્યનું બને તેથી તે કાંઈ ઓછું ડંખીલું બનવાનું નથી. પોતાના કામ અંગેનું સ્વ-શાસન એ રાજકીય સ્વતંત્રતાની માત્ર પુરવણી જ નહીં, બલ્કે પૂર્વ-શરત છે.

'માણસ આજે બધે જ જંજીરોમાં છે, અને એક વ્યક્તિની કે એક રાજ્યની ગુલામીમાં રહેવું તે નાલેશીભર્યું છે, એમ જ્યાં સુધી માણસ અનુભવશે નહીં, ત્યાં સુધી આ જંજીરો

નહીં તૂટે. ઘણા લોકો ભૌતિક કંગાલિયતમાં સબડે છે, તેના કરતાં સ્વાતંત્ર્ય અને આત્મવિશ્વાસની ભાવના ક્ષીણ થઈ રહી છે, તે આજે માનવસંસ્કૃતિનો રોગ છે. જગતમાં પરિવર્તન આણનારો બળવો દાનધર્મી "સુધારા"માંથી નહીં જન્મે, પણ માણસની મુક્ત થવાની અદમ્ય આકાંક્ષામાંથી જન્મશે. પોતે એકમેક ઉપર અવલંબેલા છે એવી પૂર્ણ સભાનતા સાથે માણસો સામૂહિક રીતે કામ કરશે, પરંતુ તેઓ બીજા કોઈના નોકર તરીકે નહીં, પણ પોતાને માટે જ કામ કરશે. એમની સ્વતંત્રતા એમને કોઈ દ્વારા ઉપરથી અપાશે નહીં, પણ તેઓ પોતે જ પોતાની મેળે એ સ્વતંત્રતા પ્રાપ્ત કરશે.

'તો પછી સમાજવાદીઓએ મજૂરોને એવી અપીલ કરવી ન જોઈએ કે "ગરીબાઈમાં સબડવું એ દુઃખદાયક નથી ? અને તમે શું ગરીબોની ઉન્નતિ માટે મદદ નહીં કરો ?" આને બદલે હવે એમણે મજૂરોને કહેવું જોઈશે કે "ગરીબાઈ એ તો માણસની ગુલામીનું એક ચિહ્ન માત્ર છે. એને દૂર કરવી હોય તો તમારે બીજાને તમારો શ્રમ વેચવાનું બંધ કરીને તમારી પોતાની જાતમાં વિશ્વાસ મૂકતા થવું જોઈએ." જ્યાં સુધી સુખસગવડ કરતાં સ્વતંત્રતાને પહેલું સ્થાન આપવાનું શ્રમજીવી નહીં શીખે ત્યાં સુધી તેના નસીબમાંથી બીજાના ગુલામ થઈને કામ કરવાનું નહીં ટળે. એટલે હવે સામાન્ય માણસ "ન્યૂનતમ સભ્ય જીવન-ધોરણ" મેળવવાના હેતુથી સમાજવાદી નહીં બને, પણ એ પોતે ગુલામીની શરમ અનુભવે છે અને માણસોને ગુલામ બનાવવાની આવી ઔદ્યોગિક વ્યવસ્થાને નાબૂદ કરવાનો એણે નિરધાર કર્યો છે, એ હેતુથી હવે સામાન્ય માણસ સમાજવાદી બને.

'તો પછી શ્રમજીવીઓએ પોતાની સમક્ષ કેવો આદર્શ રાખવો જોઈએ? તેઓ "ઉદ્યોગો પર અંકુશ"ની જે માગણી કરે છે તેનો શો અર્થ થશે? આનો જવાબ બે શબ્દોમાં આપી શકાય—"સીધું સંચાલન." ઉદ્યોગ ચલાવવાની બધી જવાબદારી તેમાં કામ કરતા માણસોને સોંપી દેવી જોઈએ. ઉદ્યોગ અને વેપારના સમગ્ર જટિલ તંત્રને એમણે સમજવું જોઈએ, અને તેના પર નિયંત્રણ રાખવું જોઈએ. આર્થિક ક્ષેત્રમાં તેઓ સમાજના પ્રમાણભૂત પ્રતિનિધિ બનવા જોઈએ.'

## (૩) સામાજિક અને માનસશાસ્ત્રીય શંકાઓ

આવા પારિવારિક સમાજવાદ તરફ જવાના વ્યવહારુ પગલાં કયાં હોઈ શકે તે અંગે વિચારતાં પહેલાં આપણે એવી શકયતા સામેની મુખ્ય શંકાઓ અંગે વિચારી લઈએ.

પહેલી શંકા ઔદ્યોગિક કામના પ્રકાર અંગેના ખ્યાલને કારણે ઊભી થાય છે. ઘણા વિચારવાન માણસોનું યે પ્રામાણિકપણે એમ માનવું છે કે આધુનિક ઉદ્યોગોની અંદર કામનો પ્રકાર જ યંત્રવત્, રસહીન અને માણસના વ્યક્તિત્વને વિચ્છિન્ન કરી મૂકે તેવો છે. તેમાં શ્રમવિભાજન એટલું બધું હદ બહારનું કરવું પડતું હોય છે કે એક માણસને ભાગે આવતો સમગ્ર કામનો અલ્પ અંશ તે માણસના રસને તેમ જ તેની એકાગ્રતાને જાળવી રાખવા માટે પૂરતો નથી નીવડતો. એટલે જટિલ યંત્રપ્રધાન ઉદ્યોગોની અંદરના કામને રસભર્યું અને અર્થભર્યું બનાવવાની વાતો શેખચલ્લીના તરંગો જેવી છે. એ વાતોને વળગી રહીશું તો છેવટે આજના ઔદ્યોગિક ઉત્પાદનને તિલાંજલિ આપીને હસ્ત-ઉદ્યોગોનો

આશરો લેવાની જ તમારે હિમાયત કરવી પડશે..

આવી શંકા વ્યક્ત કરીને તેઓ કહે છે કે આને બદલે ખરી રીતે તો આપણું ધ્યેય કામને હજી આજના કરતાંયે વધુ અર્થહીન અને વધુ યાંત્રિક બનાવવાનું હોવું જોઈએ. છેલ્લાં સો વર્ષમાં આપણે જોયું છે કે યંત્રોનો આશરો લેવાથી કામના કલાકોમાં બેહદ ઘટાડો કરી શકાયો છે. એટલે ૪ કલાકના રોજની કે પછી ૨ કલાકના રોજનીયે કલ્પના અવ્યવહારુ નહીં ગણાય. કામના પ્રકારમાંયે એકદમ સુધારો થયેલો છે. કામની પ્રક્રિયાના આજે તો એટલા બધા ભાગલા પાડી નાખવામાં આવ્યા છે કે એક મજૂરે માત્ર થોડું અમથું યંત્રવત્ કામ કરવાનું રહે છે, અને તેને કશું સક્રિય ધ્યાન આપવાની જરૂર જ પડતી નથી. એટલે તે ખુશીથી મનભાવતા તરંગો ને દિવાસ્વપ્નોમાં રાચી શકે છે. વળી સ્વયંસંચાલિત યંત્રોના આ જમાનામાં તો માણસે માત્ર થોડી દેખરેખ રાખવાની કે ચાંપ દબાવવાની જ રહે છે. એટલે આપણે તો હવે કામને સંપૂર્ણપણે સ્વયંસંચાલિત કરી નાખવાનો જ પ્રયત્ન કરવો જોઈએ. પછી માણસે માત્ર રોજના બે-ચાર કલાક જ કામ કરવું પડશે. એ કામ પણ બિલકુલ અગવડ વિનાનું હશે. તેના પર માણસે ઝાઝું ધ્યાન આપવાનું નહીં રહે. આપણે રોજ ઊઠીને આપણા દાંત કેવા સાફ કરીએ છીએ! આપણને તેની ટેવ પડી જાય છે એટલે આપણે તેને વિશે સભાન નથી બનતા, પણ નિત્યક્રમ પ્રમાણે તે ક્રિયા થતી રહે છે. તેવી જ રીતે આ ઉત્પાદનની પ્રક્રિયા પણ આદત પ્રમાણે ચાલતું એક રોજિંદુ કામ જ બની જશે. અને દરેકના જીવનનું મધ્યબિંદુ બનશે ફુરસદના કલાકો.

ઉપર-ઉપરથી જોતાં તો આ દલીલ ઘણી પ્રતીતિકર જણાય છે. માણસને કરવી પડતી વેઠ ઓછી થાય અને કામ સહેલું, સગવડભર્યું ને સાફસુથરું બને તેમાં તો કોણ ના પાડવાનું? પરંતુ "બધું કામ સ્વયંસંચાલિત યંત્રો દ્વારા થતું હોય" એવો આદર્શ એક શાણા સમાજ સમક્ષ આપણે રાખીશું કે? એવી ઘણી બાબતો છે, જે આપણને આનો હકારમાં જવાબ આપતાં રોકે છે.

. તાજેતરમાં કરવામાં આવેલ એક ઝીણવટભરી સરવે તો એમ કહી જાય છે કે કામનું આત્યંતિક યંત્રીકરણ કરી નાખવાથી તો તેના વિશે માણસના મનમાં અણગમો પેદા થાય છે. યંત્રવત્ એકની એક ક્રિયા એકધારી કરવાથી માણસ કંટાળે છે. વળી, તેને કારણે મજૂરને તરંગો ને દિવાસ્વપ્નોમાં રાચવાનો અવકાશ મળે છે, તે કાંઈ આવકારવા જેવું થોડું જ છે? દિવાસ્વપ્ન એ કાંઈ માણસને તાજગી બક્ષનારી કે આરામ આપનારી ચીજ નથી. ખરું જોતાં એ તો જિંદગીની વાસ્તવિકતાઓથી નાસી છૂટવા જેવું છે. વળી, કોઈ પણ કામ એકાગ્રતાપૂર્વક ને ધ્યાન દઈને કરવાથી થાક લાગે છે અને એકાગ્રતા વિના નફકરાની જેમ કરવાથી માણસનું ચિત્ત પ્રફુલ્લિત રહે છે—એ માન્યતા બિલકુલ ભૂલભરેલી છે. બલ્કે ખરી રીતે તો એકાગ્રતાપૂર્વક દિલ દઈને કરેલી કોઈ પણ પ્રવૃત્તિ હમેશાં સ્ફૂર્તિદાયક જ હોય છે. જે પ્રવૃત્તિમાં માણસને રસ ન હોય, તેમાં તેને થાક ને કંટાળો લાગે છે. પોતાના જાત-અનુભવ ઉપરથી કોઈ પણ માણસ આ કથનની સચ્ચાઈ વિશે ખાતરી કરી શકશે.

વળી, આપણે માત્ર યુરોપ-અમેરિકાનો જ નહીં પણ એશિયા-આફ્રિકાનોય વિચાર કરીએ તો સ્વયંસંચાલિત

...કરણ માટે હજી વર્ષો જોઈશે. આવતાં સોએક વર્ષમાં તો કામના કલાકો ઘટીને બે-ચાર જેટલા થઈ જાય એવી કોઈ શકયતા આજે દેખાતી નથી. ત્યારે આટલા લાંબા વખત સુધી માણસ પોતાની શક્તિ અર્થહીન કામ પાછળ જ વેડફતો રહેશે, તો તેની તેના ઉપર કેવી વિપરીત અસર થશે? એ વધુ ને વધુ પરાયાપણું નહીં અનુભવે? ખરું જોતાં તો લગીરે પરિશ્રમ વિના કામ થતું રહે એવી કલ્પના જ એક તરંગ નથી? અને તે આળસું ને ચાંપ-દાબ મનોદશામાંથી જ નથી જન્મ્યો? પ્રવૃત્તિ એ માણસના જીવનનું એક પાયાનું અંગ નથી? તો પછી એને સંપૂર્ણપણે અર્થહીન કેમ બનાવી સુકાય? કામનો પ્રકાર પોતે જ માણસના વ્યક્તિત્વને ઘડનારું એક અનિવાર્ય પરિબળ નથી? સંપૂર્ણ યંત્રવત્ કામને લીધે જીવન પણ એવું જ સંપૂર્ણ યંત્રવત્ નહીં બની જાય?

હવે આપણે બીજાં કેટલાંક મંતવ્યો તરફ વળીએ. આધુનિક ઉદ્યોગોની અંદરનું કામ આકર્ષક ને અર્થપૂર્ણ બનાવી શકાય ખરું? ઘણાનું કહેવું એમ છે કે આધુનિક કારખાનાંઓની અંદરના કામનો પ્રકાર જ એવો છે કે તે કદી રસભર્યું ને સંતોષકારક બની જ ન શકે. વળી, કેટલુંક કામ તો એકદમ કંટાળાજનક ને કઠે એવું છે, અને છતાં તે કામ આવશ્યક છે. આધુનિક ઉદ્યોગની અંદર બુદ્ધિ ને કુશળતા પણ એટલી જોઈતી હોય છે કે તેની વ્યવસ્થા ને વહીવટમાં મંજૂરને સક્રિય ભાગીદાર બનાવવાનું યે શક્ય બને તેમ નથી. તેમ કરવા જતાં તો અરાજકતા ફેલાય. એટલે આ અર્થવ્યવસ્થામાં બંધબેસતા થવા માટે માણસે ચૂં કે ચાં કર્યા વિના આજ્ઞા મુજબ કામ કર્યે રાખવું જોઈએ, અને રાબેતા મુજબના રોજિંદા કામને પોતે અનુકૂળ થઈ જવું

જોઈએ. માણુસ સ્વભાવે આળસુ ને જવાબદારી ટાળનારો છે. એટલે એને તો અભિક્રમ કે સાહજિકતા વગેરેની ઝાઝી ફિકર કર્યા વિના એકધારું કામ કરવાની ટેવ પાડી દેવી જોઈએ.

હવે આ દલીલો અંગે આપણે વિચારીએ. માણુસ સ્વભાવે આળસુ છે એવી માન્યતા સામાન્ય માણુસ તેમ જ માનસ-શાસ્ત્રીઓ હજીયે ધરાવે છે, એ ઘણી આશ્ચર્યની વાત છે. આળસુપણું એ માણુસ માટે સ્વાભાવિક છે જ નહીં, બલ્કે આળસ એ તો એક માનસિક બીમારી ગણાવી જોઈએ. ખરું જોતાં તો જિંદગીથી અને પોતાની જાતથી કંટાળી જવું, ધરાઈ જવું, એ એક ખરાબમાં ખરાબ માનસિક યાતના છે. નિષ્ક્રિયતાને કારણે જે ગ્લાનિ જન્મે છે, તે માણુસ સહન કરી શકતો નથી; અને તેથી આર્થિક કે બીજો કોઈ લાભ ન થતો હોય, તોયે માણુસ પોતાની શક્તિ કોઈ ને કોઈ અર્થપૂર્ણ કાર્યમાં ખર્ચવા માટે હમેશાં આતુર હોય છે.

બાળકોનો દાખલો લો. તેઓ ક્યારેય આળસુ જણાય છે? જરીક પ્રોત્સાહન મળે કે, અથવા તો તે વિના પણ, તેઓ રમતમાં, કે પ્રશ્નો પૂછી-પૂછીને નવું નવું જાણવામાં, કે વાર્તાઓ સાંભળવામાં હમેશાં મગ્ન હોય છે. અને એમની આ બધી પ્રવૃત્તિ પાછળ એ પ્રવૃત્તિ કરતાં કરતાં જ જે આનંદ મળે છે તે સિવાય એમને બીજો કોઈ હેતુ નથી હોતો. માનસ-ચિકિત્સાની અંદર આપણે જાણીએ છીએ કે કોઈ માણુસને કશુંયે કરવામાં કાંઈ રસ ન પડતો હોય તો તે ગંભીર બીમારીનાં ચિહ્નો છે એમ ગણાશે. બેકારીના સમય દરમિયાન માણુસને માટે આર્થિક તંગી કરતાંયે તેને માથે બળજબરીપૂર્વક ઠોકી બેસાડાયેલ "આરામ" વધુ કષ્ટદાયક

નીવડે છે. નિવૃત્તિ-વય વટાવી જવાને કારણે જેમને ફરજિયાત કામ બંધ કરવું પડે છે તેઓ પણ તેને લીધે બહુ દુઃખી થઈ જાય છે, એવા દાખલા ઘણા જોવા મળે છે.

તેમ છતાં, માણસ સ્વભાવે આળસુ છે એવી વ્યાપક માન્યતા રૂઢ થવા પાછળ પણ ઘણાં કારણો છે. મુખ્ય કારણ તો એ છે કે હકીકતમાં આજના કામનો પ્રકાર જ કંટાળાજનક ને અસંતોષકારક છે. તેનાથી એટલી બધી માનસિક તાણ ને વ્યગ્રતા ઊપજે છે કે કામ પ્રત્યે નફરત આવી જાય છે. પરિણામે માણસ એ કામમાંથી ઝટ છૂટવાની ઝંખના કરતો થઈ જાય છે. આમ, આળસ અને કશું કરવું ન પડે એ જ ઘણાને મન સ્વર્ગના સુખ સમું થઈ પડે છે. આના ઉપરથી પછી એવી માન્યતા પોષાતી જાય છે કે આળસુપણું એ તો માનવમનની એક સ્વાભાવિક સ્થિતિ છે, અને નહીં કે બીમારીનું લક્ષણ. ખરું જોતાં તો અર્થહીન કામનું જ આ અનિવાર્ય પરિણામ છે.

માણસને કામ કરવાની પ્રેરણા કઈ રીતે થાય છે, તે અંગે પણ આવી જ ખોટી માન્યતાઓ પ્રવર્તતી જણાય છે. રૂઢિગત અને લગભગ સર્વસામાન્ય માન્યતા એવી છે કે "પૈસો" એ જ કામ માટેનું મુખ્ય પ્રેરકબળ છે. આના બે જુદા જુદા અર્થ ઘટાવી શકાય. એક તો એ કે ભૂખમરાનો ભય એ કામ કરવા માટેનું મુખ્ય પ્રેરકબળ છે. આ અર્થમાં પૈસા અંગેની દલીલ ખરેખર સાચી છે. ઘણા પ્રકારનાં કામ એવાં છે કે માણસને જો જીવનનિર્વાહનું બીજું કોઈ સાધન મળતું હોય તો માત્ર પૈસાને ખાતર એવાં કામ કોઈ માણસ સ્વીકારે નહીં. આપણા સમાજની અંદરનાં ન ગમે તેવાં હલકી કોટિનાં કામો કાંઈ સ્વેચ્છાએ નથી સ્વીકારાતાં, પણ

પેટને ખાતર આટલાં બધાં માણસોને એવાં કામ નામરજીએ પણ કરવાં પડે છે.

પરંતુ મોટે ભાગે આ પૈસાની પ્રેરણાને એ અર્થમાં ઘટાવવામાં આવે છે કે વધુ પૈસો મેળવવાની ઇચ્છાથી જ માણસ વધુ કામ કરવા પ્રેરાય છે. વધુ આર્થિક લાભ મળવાનું પ્રલોભન નહીં હોય તો માણસ કામ જ નહીં કરે અને કરશે તો દિલ વિના કરશે, એવી માન્યતા હજી ઘણા લોકોના મનમાં પ્રવર્તે છે.

પણ વિચારવાની વાત તો એ છે કે આ ઉદ્યોગો જ માણસની પૈસા માટેની ભૂખ રોજબરોજ વધારતા રહે છે. જાહેરખબર અને બીજી યુક્તિ-પ્રયુક્તિઓ દ્વારા વધુ ને વધુ નવી નવી ચીજવસ્તુઓ ખરીદવાની માણસની ભૂખ એટલી બધી ઉદ્દીપ્ત કરી મૂકવામાં આવે છે કે આ "જરૂરિયાતો"ને પહોંચી વળવા માટે તેની પાસે પૂરતાં નાણાં જ નથી રહેતાં. આમ, પૈસાની ભૂખ કૃત્રિમ રીતે ઉદ્દીપ્ત કરી મૂકવામાં આવી છે, તેને લીધે આર્થિક પ્રેરણા વધુ પડતું મહત્ત્વ પ્રાપ્ત કરે છે. વળી, કામનો પ્રકાર જ જ્યારે કંટાળાજનક અને અસંતોષ-કારક હોય ત્યારે આર્થિક પ્રેરણા એ જ એક માત્ર પ્રેરણા રહે અને તે અગ્રિમ ભાગ ભજવે, તેમાં નવાઈ શી? બાકી તો-એવાયે દાખલા ક્યાં જોવા નથી મળતા કે કામ પોતે જો વધુ રસભર્યું હોય, તો તેમાં આર્થિક દૃષ્ટિએ ઓછો લાભ થતો હોવા છતાં લોકો તે જ કામ પસંદ કરશે?

પૈસા ઉપરાંત પ્રતિષ્ઠા, માન-મરતબો અને સત્તા, એ પણ કામ માટેનાં મુખ્ય પ્રેરકબળ ગણાય છે. ખરું જોતાં પૈસાનું મહત્ત્વ પણ જેટલું સહીસલામતી અને સુખસગવડ ખાતર છે તેટલું જ પ્રતિષ્ઠાને ખાતર પણ છે. માન-મરતબો આજે

ઘણો મોટો ભાગ ભજવતો હોય છે. નામનું પાટિયું, વ્યક્તિગત ટેલિફોન, હોદ્દા પ્રમાણે વધુ મોટી ઑફિસ, આ બધું પ્રેરકબળ રૂપે ઘણો ભાગ ભજવે છે.

આમ, પૈસો, પ્રતિષ્ઠા અને સત્તા એ પ્રજાના મોટા ભાગ માટે આજે મુખ્ય પ્રેરકબળો છે. આ ઉપરાંત પોતાનું સ્વતંત્ર આર્થિક અસ્તિત્વ ઊભું કર્યાનો તેમ જ બુદ્ધિ ને કુશળતા-ભર્યું કામ કર્યાનો સંતોષ, એ પણ કામ માટેનાં પ્રેરકબળ બની શકે. તેને લીધે કામ અર્થપૂર્ણ ને આકર્ષક બને. પરંતુ આજે આ બેઉ વાતનું ઝાઝું મહત્ત્વ રહ્યું નથી; કેમ કે આજે મોટા ભાગના લોકો પોતાનું સ્વતંત્ર કામ કરવાને બદલે પગારદાર નોકર તરીકે કામ કરતા થઈ ગયા છે. અને કામનો પ્રકાર પણ એવો થઈ ગયો છે કે તેમાં ઝાઝી બુદ્ધિ કે કુશળતાની જરૂર જ પડતી નથી. પોતાની કશીક આગવી પ્રતિભા ખીલવવાનો કે કશી નોંધપાત્ર સિદ્ધિ દાખવવાનો વ્યક્તિ માટે કોઈ અવકાશ જ નથી રહેતો. એટલે મોટા ભાગના લોકો નિર્વાહ ખાતર અને પોતાની કેટલીક લાલસાઓ પોષવા ખાતર દિલ વિના ઢસરડો કરતા રહે છે.

અસંતોષ, ઉદાસીનતા, કંટાળો, ગ્લાનિ, આનંદ ને સુખનો અભાવ, વ્યર્થતાનો ભાવ અને જીવન અર્થહીન છે એવી એક પ્રકારની ધૂંધળી લાગણી—આ આજની પરિસ્થિતિનાં અનિવાર્ય પરિણામો છે. આને વિશે લોકો પૂરતાં સભાન નથી હોતા. વળી, આ બધું ઢાંકવા માટે તેઓ અનેક પલાયનવાદી પ્રવૃત્તિઓમાં ગળાબૂડ રહેતા હોય છે, અથવા પૈસો, સત્તા ને પ્રતિષ્ઠા પાછળની આંધળી દોટમાં સામેલ થઈ જતા હોય છે. પોતાની આંતરિક શૂન્યતાને ભરી દેવા માણસે આ બધી ચીજો પાછળ દોડવું જ પડે ને ! બાકી, આ ઇચ્છાઓ

કાંઈ માણસના કામ માટેનાં "સ્વાભાવિક" કે સૌથી મહત્ત્વનાં પ્રેરકબળો નથી.

મોટા ભાગના લોકો આજે પોતાના કામથી સંતુષ્ટ નથી, એમ માનવા માટે કોઈ આધારભૂત પુરાવો છે ખરો ?

લોકો પોતાના સંતોષ ને સમાધાન અંગે ઘણી વાર જ્ઞાતપણે અને અજ્ઞાતપણે જુદી જુદી લાગણીઓ ધરાવતા હોય છે. મનોવિશ્લેષણાત્મક અનુભવ એમ કહે છે કે દુઃખ અને અસંતોષની લાગણી એકદમ દબાવી દેવામાં આવતી હોય છે. જ્ઞાતપણે માણસ એમ અનુભવે છે કે પોતે સંતુષ્ટ છે; અને તેની અંદર ભરેલો અસંતોષ માત્ર સ્વપ્નો, અનિદ્રા, માનસિક બીમારી, અને એવાં બીજાં લક્ષણોમાં જ પ્રગટ થાય છે.

માણસ પોતે દુઃખી ને અસંતુષ્ટ છે તે વાત સ્વીકારવા તૈયાર જ નથી થતો; કેમ કે તેના મનમાં એક એવી લાગણી ઘર કરી ગઈ છે કે અસંતુષ્ટ હોવું એટલે જિંદગીમાં નિષ્ફળ થવું, અને આવી નિષ્ફળતા સ્વીકારવા માણસ ઝટ તૈયાર નથી થતો. તેથી પોતે દુઃખી કે અસંતુષ્ટ નથી, એમ તે મનને મનાવતો રહે છે. કેટલીક વાર એ પોતે પ્રામાણિકપણે પણ આમ જ માનતો હોય છે. પણ એક છૂપો અસંતોષ તેના જીવનને ઘેરી વળેલો હોય છે.

કામના સંતોષ અંગેના રાષ્ટ્રીય સરવેના આંકડાઓ પણ આ બાબતમાં ઘણું કહી જાય છે : ધંધાદારી તેમ જ મૅનેજર વર્ગમાંથી ૮૫ ટકાએ, સફેદપોશ બાબુવર્ગમાંથી ૬૪ ટકાએ અને મજૂરવર્ગમાંથી ૪૧ ટકાએ પોતાના કામ અંગે સંતોષ વ્યક્ત કર્યો હતો. આના ઉપરથી આપણે જોઈ

અંખના હોય છે, કોઈ પણ અર્થપૂર્ણ ને નક્કર કામની અંદર દિલ રેડીને શક્તિ ખર્ચવાની. અને એમ કરવાની જો આપણને અનુકૂળતા મળી જાય તો આપણે એકદમ તાજગી અનુભવીએ છીએ.

તેમ છતાં ઘણાને થાય છે કે જ્યારે આજના આદ્યોગિક યંત્રપ્રધાન કામના પ્રકારમાં કોઈ ફરક થઈ શકે તેમ જ નથી, ત્યારે આવા જ્ઞાનનો શો અર્થ ? એ કામને ક્યારેય આનંદદાયક ને સંતોષકારક બનાવી શકાય તેમ જ નથી. એ કામના પ્રકારમાં કાંઈ ફરક કરવો હોય તો આપણે આજ સુધીની આપણી બધી ઔદ્યોગિક સિદ્ધિઓને તેમ જ યાંત્રિક પ્રગતિને જ છોડી દેવી પડે. હું આ સાથે સંમત થઈ શકતો નથી. પણ આધુનિક કામને કઈ રીતે અર્થપૂર્ણ બનાવી શકાય તે અંગે ચર્ચા કરવા પહેલાં આપણે કામના ટેકનિકલ પાસા ને સામાજિક પાસા વચ્ચેનો ફરક સ્પષ્ટતાથી સમજી લેવો પડશે.

## (૪) પ્રેરકબળનો પ્રશ્ન

કામના ટેકનિકલ પાસાનો અને સામાજિક પાસાનો આપણે જો અલગ વિચાર કરીશું, તો જણાશે કે કેટલાંક કામ ટેકનિકલ દૃષ્ટિએ ઘણા આનંદદાયક હોય છે, પણ સામાજિક દૃષ્ટિએ સંતોષકારક નથી હોતાં; જ્યારે બીજાં કેટલાંક કામ ટેકનિકલ દૃષ્ટિએ કંટાળાજનક હોવા છતાં સામાજિક દૃષ્ટિએ ઘણા સંતોષકારક હોવાથી સ્વીકાર્ય બને છે.

દાખલા તરીકે ઘણા માણસોને રેલવે એન્જીનીઅરનું કામ બહુ રસભર્યું લાગશે. પણ એ કામ આપણી મહત્ત્વાકાંક્ષા સંતોષે એવું થોડું જ છે ? તેથી લોકો તેનાથી ચઢિયાતું કામ

કરવાની આશા સેવશે. બીજો દાખલો લો. જો સમાજમાં તેનું સ્થાન મોભાભર્યું હોત તો ઘણાને હોટેલમાં વેઈટર થવાનું બહુ ગમત. તેમાં લોકો સાથે હળવાભળવાની સતત તક મળતી હોય છે. ઑફિસમાં ગોંધાઈ ને મૂજીની જેમ અર્થ વગરના આંકડાઓની સાથે કામ પાડવા કરતાં એક વેઈટર તરીકે કામ કરવામાં ઘણા માણસોને વધુ રસ પડશે. પરંતુ સામાજિક દૃષ્ટિએ વેઈટરનું કામ હલકું ગણાય છે અને તેમાં પગાર પણ ઓછો મળે છે, તેથી તે કામ ઘણાને માટે આકર્ષક નથી રહેતું. એવી જ રીતે ટેક્ષી ડ્રાઇવરનો ધંધો પણ સામાજિક દૃષ્ટિએ હલકો ન ગણાતો હોત તો ઘણા ટેક્ષી ડ્રાઇવર થવાનું પસંદ કરત.

ઘણી વાર એમ કહેવાય છે કે કેટલાંક કામ એવાં છે કે કોઈ પણ માણસ નિરુપાયે જ તે સ્વીકારે. આવા કામ તરીકે ખાણિયાના કામનો દાખલો આપવામાં આવે છે. પરંતુ માણસો વિવિધ પ્રકૃતિના છે અને તેઓ ભાતભાતની ધૂનોમાં રાચતા હોય છે. તેથી મને તો એમ લાગે છે કે એ કામમાં પણ સામાજિક ને આર્થિક દૃષ્ટિએ ગેરલાભ ન થતો હોત તો કેટલાયે માણસો એવા નીકળત, જેમને પૃથ્વીના પેટાળમાં કામ કરવાનું અને ખનીજો ખોદવાનું કામ ખૂબ જ આકર્ષક લાગત. સામાજિક ને આર્થિક દૃષ્ટિએ ન્યૂનતા ન હોય તો કદાચ કોઈ પણ કામ એવું નહીં હોય, જે કોઈ ને કોઈ પ્રકૃતિના માણસને આકર્ષક ન લાગે.

છતાંયે એટલું ખરું કે યંત્રપ્રધાન ઉદ્યોગોની અંદરનું રોજિંદું કામ બહુ આનંદદાયક કે સંતોષકારક નથી બની શકતું. જો કે અહીં પણ કામના ટેકનિકલ પાસા અને સામાજિક પાસા વચ્ચેનો ફરક મહત્ત્વનો છે. કદાચ એવુંયે બને કે

ટેકનિકલ દષ્ટિએ કામ આનંદદાયક ન પણ હોય અને છતાં સમગ્રપણે કામની પરિસ્થિતિથી ઘણો સંતોષ મળતો હોય.

આ વાત સ્પષ્ટ કરવા ખાતર આપણે કેટલાક દાખલા જોઈએ. એક ગૃહિણી ઘરની સારસંભાળ રાખે છે અને રસોઈ કરે છે. તેણે એક પગારદાર નોકરડીયે રાખી છે, જે પણ આ જ કામ કરે છે. ટેકનિકલ દૃષ્ટિએ જોઈએ તો ગૃહિણી તેમ જ નોકરડી બંને માટે કામનો પ્રકાર તો સરખો જ છે, અને તે ખાસ આનંદદાયક નથી. છતાંયે તે એકના એક કામમાંથી બેઉને જુદા જુદા પ્રકારનો સંતોષ સાંપડશે. ગૃહિણીને પોતાના પતિ અને બાળકો સાથે એક લાગણી-ભર્યો સંબંધ હશે, જ્યારે પેલી નોકરડીને આવું કાંઈ નહીં હોય. તેથી ગૃહિણીને આ કામ વેઠરૂપ નહીં લાગે, પણ પેલી નોકરડીને તે જરૂર એક વેઠ જ લાગશે, અને માત્ર પૈસાને ખાતર તે કામ તેને કરવું પડશે. આ તફાવતનું કારણ સ્પષ્ટ છે. ગૃહિણી માટે આ કામ, પોતાના પતિ ને બાળકો સાથેના સમગ્ર સંબંધના એક ભાગરૂપ છે, અને આ રીતે તેનું કામ અર્થપૂર્ણ છે. જ્યારે નોકરડીનું કામ સામાજિક દૃષ્ટિએ બિલકુલ સંતોષકારક નથી.

તાજેતરમાં આદ્યોગિક મનોવિજ્ઞાનના ક્ષેત્રમાં કરવામાં આવેલ સંશોધન પણ કામના ટેકનિકલ ને સામાજિક પાસા વચ્ચેના ફરકનું મહત્ત્વ દાખવી જાય છે. વળી, તેના પરથી એમ પણ જણાય છે કે માણસ પોતાના કામમાં સક્રિય ને જવાબદારીભર્યો ભાગ ભજવતો હોય તો તેની પણ ચેતનવંતી અને ઉત્તેજક અસર થાય છે. તેને લીધે માણસનો કામ પ્રત્યેનો દૃષ્ટિકોણ જ બદલાઈ જાય છે. કામ પ્રત્યેનું માણસનું પરાયાપણું ઓછું થાય છે. અને તેની વ્યવઃ । ને

સંચાલનમાં પોતાનોયે સૂર છે એમ માણસને પ્રતીતિ થાય છે, ત્યારે કામ તરફનું એનું વલણ જ સમૂળગું બદલાઈ જાય છે. કયા ને કેવડા સમૂહ વચ્ચે તથા કેવા વાતાવરણમાં કામ કરવાનું છે તેની યે માણસ પર અસર થતી હોય છે. સમૂહ બહુ મોટો ન હોય તો અંદરોઅંદરનો સંપર્ક સહેલો બને છે અને તેનાથી માણસને સંતોષ થતો હોય છે. કાર્યક્ષમતા ને ઉત્પાદન પર આની અસર થાય છે.

આ બાબતમાં યુરોપની અંદર થયેલા કેટલાક પ્રયોગો પણ સારો પ્રકાશ પાડે છે. કામ માટેના આવા સમુદાયોના સોએક જેટલા પ્રયોગો આજે યુરોપમાં ચાલે છે. તેમાંથી મોટા ભાગના ફ્રાંસમાં છે અને બાકીના બેલ્જિયમ, સ્વિટ્ઝર્લૅન્ડ ને હોલાન્ડમાં છે. એ પ્રયોગોમાંના કેટલાક ઔદ્યોગિક ક્ષેત્રમાં છે અને કેટલાક કૃષિ ક્ષેત્રમાં છે. જુદી જુદી વિગતો બાબતમાં આ પ્રયોગો વચ્ચે ફરક હશે, પણ પાયાના સિદ્ધાંતો એક સરખા છે. એટલે આવા એક સમુદાયના વર્ણન પરથી આ પ્રયોગોનો પૂરતો ખ્યાલ આવી જશે.

બોઈમોન્ડુ એ ઘડિયાળનાં ખોખાં બનાવવા માટેનું એક કારખાનું છે. અત્યારે તે ફ્રાંસમાં આવાં સૌથી મોટાં સાત કારખાનાંઓમાંનું એક છે. તેની સ્થાપના માર્સેલ બર્બુએ કરેલી. ૧૯૪૦માં ફ્રાંસની હાર પછી બર્બુને પોતાની કલ્પના મુજબનું કારખાનું શરૂ કરવાનું મન થયું. તેને મિકેનિકો ન મળ્યા એટલે તેણે શેરીઓમાં ફરીને એક હજામ, એક વેઈટર, એમ નિપુણ ઔદ્યોગિક કામદારોને બદલે બીજા માણસોને શોધી કાઢ્યા. આ બધા ૩૦ વર્ષથી ઓછી ઉંમરના હતા. તેણે એ બધાને ઘડિયાળનાં ખોખાં બનાવવાનું શીખવ્યું. તેની શરત એટલી હતી કે એ બધા તેની સાથે મળીને એક એવા

તંત્રની "ખોજ" માટે પ્રયત્ન કરે, જેમાં નોકર અને માલિક એવો કોઈ ભેદ ન હોય. મુખ્ય વાત હતી ખોજ કરવાની....દર અઠવાડિયે એક વાર તેઓ ભેળા મળીને પોતાની ખોજ વિશે મુક્ત ચર્ચા-વિચારણા કરતા અને પોતાની યોજનાઓ ગોઠવતા. પરંતુ તેઓ કાંઈ માત્ર એક આર્થિક તંત્ર ઊભું કરવા ભેળા નહોતા મળ્યા, પણ સમૂહજીવનની એક નવી પદ્ધતિ ખોળવા ભેળા મળ્યા હતા. તેથી એમની ચર્ચાઓ ફરી-ફરીને પાયાનાં વલણો ને દષ્ટિકોણો ઉપર આવીને ઊભતી. તેથી તેમને પોતાના સમૂહ માટે કંઈક સામાન્ય ભૂમિકા, કંઈક સામાન્ય નીતિશાસ્ત્રની આવશ્યકતા જણાઈ. આવી કોઈ સામાન્ય ભૂમિકા વિના એક સાથે કામ કરવાનો કાંઈ અર્થ નહોતો, અને તેના વિના કશું નવું નિર્માણ પણ ન થઈ શકે. પરંતુ આવી સામાન્ય નૈતિક ભૂમિકા શોધવાનું સહેલું નહોતું, કેમકે અત્યાર સુધીમાં જે બે ડઝન માણસો ભેળા થયેલા, તેઓ બધા ભિન્નભિન્ન ધર્મના ને વિચાર-સરણીના હતા. પરંતુ તેમણે જોયું કે નીતિશાસ્ત્રના કેટલાક મુદ્દાઓ તેઓ બધા માટે સર્વસામાન્ય હતા. એ મુદ્દાઓ તેમણે સહુએ સર્વસંમતિથી સ્વીકાર્યા. આ મુદ્દાઓ રોજ-બરોજના જીવનના અનુભવ પરથી તેમણે નક્કી કરેલા. આ રીતે એમના સમૂહનું જે એક સ્વાભાવિક નીતિશાસ્ત્ર ઊભું થયું, એમના જ શબ્દોમાં જોઈએ :

તમે તમારા પડોશી પ્રત્યે પ્રેમ રાખશો.
તમે હત્યા કરશો નહીં.
તમે તમારા પડોશીનું કશું બૂરું કરશો નહીં.
તમે જૂઠું બોલશો નહીં.
તમે તમારા વચનને વફાદાર રહેશો.

તમે પરસેવો પાડીને તમારો રોટલો રળશો.

તમે તમારા પડોશી પ્રત્યે, તેની સ્વતંત્રતા પ્રત્યે આદર સેવશો.

તમે તમારી પોતાની જાત પ્રત્યે આદર સેવશો.

માણસને હલકો પાડતા બધા દુર્ગુણો સૌ પ્રથમ તમારા પોતાનામાંથી દૂર કરવા તમે મથશો. સામાજિક જીવન માટે હાનિકારક એવી અને માણસને ગુલામીમાં રાખતી બધી વૃત્તિઓ તમે તમારામાંથી કાઢશો: અભિમાન, લોભ, લાલચ, વાસના, ખાઉધરાપણું, ક્રોધ, આળસ.

તમે હમેશાં એ ખ્યાલમાં રાખશો કે કેટલીક ચીજો જિંદગી કરતાંયે વધુ મૂલ્યવાન છે: મુક્તિ, માનવગૌરવ, સત્ય, ન્યાય.

તે બધાએ આ નીતિશાસ્ત્રનો પોતાના રોજબરોજના જીવનમાં અમલ કરવાની પ્રતિજ્ઞા લીધી. તેમણે એકબીજાની સાથે રહેવાનીયે પ્રતિજ્ઞા લીધી. એકબીજાની ભિન્ન ભિન્ન માન્યતાઓ વિશે આદરભાવ રાખવાનુંયે તેમણે નક્કી કર્યું.

વળી, તે બધાએ નવું નવું શીખવાનીયે ઇંતેજારી સેવી. ઉત્પાદનના કામમાંથી જે સમય બચે તે તેમણે શિક્ષણ પાછળ ખર્ચવાનું રાખ્યું. ત્રણ મહિનાની અંદર તેમના કામની ઉત્પાદનશક્તિ એટલી બધી વધી ગઈ કે તેઓ ૪૮ કલાકના અઠવાડિયામાંથી ૯ કલાક જેટલો સમય બચાવી શકયા. તેમણે શું કર્યું? તેમણે આ નવ કલાકનો ઉપયોગ શિક્ષણ માટે કર્યો, અને બીજા કામના કલાકોની જેમ આ સમય માટે પણ તેમને પૈસા આપવામાં આવતા. પહેલાં તે બધા એક સાથે સમૂહમાં સરસ રીતે ગાવા માગતા હતા, પછી તેમને ફ્રેન્ચ વ્યાકરણને ફરી રંદો મારી જવાનું મન

થયું, ત્યાર બાદ તેમને વેપારી નામું શીખવાની ઇચ્છા થઈ. આવી રીતે જુદી જુદી ચીજો સારામાં સારા શિક્ષકો દ્વારા તેઓ શીખતા રહ્યા. શિક્ષકોને પગાર અપાતા. એન્જિનીઅરિંગ, ભૌતિકશાસ્ત્ર, સાહિત્ય, માર્ક્સવાદ, ખ્રિસ્તી ધર્મ, નૃત્ય, સંગીત અને બાસ્કેટ બૉલના આવા વર્ગો ચાલ્યા.

તેમનો સિદ્ધાંત હતો : 'અમે માણસની ટેકનિકલ પ્રવૃત્તિથી શરૂ કરવાને બદલે ખુદ માણસથી જ આરંભ કરીએ છીએ. અમારા સમુદાયનું સૂત્ર ભેળા મળીને "ભેળું કરવાનું" નહીં, પણ ભેળા મળીને "કામ કરવાનું" છે. અમારું ધ્યેય ઉત્પાદન વધારવાનું કે વધુ પગાર મેળવવાનું નહીં, પણ એક નવી જીવનપદ્ધતિ નિર્માણ કરવાનું છે.' આ અને આવા બીજા સમુદાયો નીચેના સિદ્ધાંતો પર રચાયેલા છે :

(૧) માણસને તેના શ્રમનો પૂરેપૂરો બદલો મળી રહેવો જોઈએ. (૨) પોતાની જાતને કેળવવા માટે માણસ શક્તિમાન બનવો જોઈએ. (૩) પોતાના સમુદાયના સામૂહિક પુરુષાર્થમાં માણસે રત રહેવું જોઈએ. આ સમુદાય બહુ મોટો પણ ન હોય—વધુમાં વધુ ૧૦૦ કુટુંબોનો. (૪) માણસે સમસ્ત જગત સાથે સક્રિયપણે સંપર્કમાં રહેવું જોઈએ.

ઉપરના સિદ્ધાંતો તપાસતાં એક વાત ધ્યાનમાં આવે છે. ચીજવસ્તુઓ ઉત્પન્ન કરવી ને મેળવવી, એ જીવનનું મધ્યબિંદુ બનવાને બદલે માનવ-સંબંધોની શોધ કરવી, તેની માવજત કરવી અને તેનો વિકાસ કરવો, એ જીવનનું મધ્યબિંદુ બને છે. ભૌતિક પદાર્થોની સંસ્કૃતિને બદલે જીવંત વ્યક્તિઓની સંસ્કૃતિ, અથવા વધુ સારી રીતે કહેવું હોય તો વ્યક્તિ-વ્યક્તિ વચ્ચેના જીવંત સંપર્કની સંસ્કૃતિ.

પૈસાની ચૂકવણી બાબતમાં વ્યક્તિના માત્ર ધંધાદારી કામને જ નહીં, પણ સમૂહ માટે ઉપયોગી હોય એવી કોઈ પણ માનવીય પ્રવૃત્તિને પણ ધ્યાનમાં લેવામાં આવે છે. એક મિકેનિક જો વાયોલિન પણ વગાડી શકતો હોય તથા સ્વભાવે આનંદી અને મળતાવડો હોય તો સમુદાયને માટે વધુ ઉપયોગી છે. સમુદાયમાં કામ કરતા બધા માણસોને બહારનાઓ કરતાં સરેરાશ ૧૦ થી ૨૦ ટકા જેટલું વધારે મળતર રહે છે.

સમુદાયે ૨૩૫ એકરનું એક ખેતર પણ લીધું છે. ત્યાં સમુદાયમાં કામ કરતો દરેકે દરેક જણ તેમ જ તેની પત્ની પણ વરસમાં ત્રણ વખત દસ-દસ દિવસ કામ કરે છે. વળી, દરેકને એક મહિનાની છુટ્ટી હોય છે. એનો અર્થ એ થયો કે કારખાનામાં તેઓ વરસે દહાડે માત્ર દસ મહિના કામ કરે છે. આનું કારણ ફ્રેન્ચોનો ગ્રામ્યપ્રદેશ માટેનો લાક્ષણિક પ્રેમ જ નથી, પણ એમની એવી દૃઢ માન્યતાયે છે કે કોઈ પણ માણસને ભૂમિથી સમૂળગો વિખૂટો પાડી દેવો જોઈએ નહીં.

સૌથી વધુ રસપ્રદ બાબત તો તેમણે કેન્દ્રીકરણ અને વિકેન્દ્રીકરણ વચ્ચે કઈ રીતે સમન્વય સાધ્યો છે, તે છે: તેમણે અરાજકતાના ભયનેય ટાળ્યો છે અને સાથોસાથ સમુદાયના દરેકે દરેક સભ્યને કારખાના અને સમુદાયના જીવનમાં એક સક્રિય અને જવાબદાર ભાગ ભજવતો કર્યો છે. અઢારમી અને ઓગણીસમી સદીમાં જેમ આધુનિક લોકશાહી શાસન માટેના ખ્યાલો બંધાયા હતા, તેમ આ ઔદ્યોગિક એકમની વ્યવસ્થા અંગેના ખ્યાલો પણ ઘડાતા ગયા.

સમુદાયની અંતિમ નિર્ણાયક સત્તા "સામાન્ય સભા"ની રહે છે, જે વરસમાં બે વાર મળે છે. માત્ર સર્વાનુમતિએ

લેવાયેલા નિર્ણયો જ સભ્યોને બંધનકર્તા ગણાય છે. સામાન્ય સભા સમુદાયના વડાને ચૂંટી કાઢે છે. તે પસંદગીયે સર્વાનુમતિએ જ થવી જોઈએ. આ વડો એક મૅનેજરની જેમ ધંધાનું સૌથી સારું ટેકનિકલ જ્ઞાન ધરાવતો હોય એટલું જ પૂરતું નથી. તે નિઃસ્વાર્થી, સેવાભાવી, પ્રેમાળ અને આદર્શરૂપ પણ હોવો જોઈએ. આવા ગુણો વિનાના વડાનું શાસન સ્વીકારવું એ તો નરી કાયરતા છે! આ વડાની મુદત ત્રણ વર્ષની હોય છે. ત્યાર બાદ એ પણ પાછો એક સામાન્ય કાર્યકર બની જાય છે. વડાને સામાન્ય સભાની ઉપરવટ વીટોનો અધિકાર હોય છે. સામાન્ય સભા જો તાબે થવા ન માગતી હોય તો વિશ્વાસની દરખાસ્ત પસાર કરવી પડે છે. તે જો સર્વાનુમતિએ પસાર ન થાય તો વડા પાસે બે વિકલ્પ રહે છે, કાં તો સામાન્ય સભાનું માનવું, કાં રાજીનામું આપવું.

સામાન્ય સભા એક કારોબારીને પણ ચૂંટી કાઢે છે, જે વડાને વહીવટમાં મદદ કરે છે. કારોબારી દર વર્ષે ચૂંટાય છે અને ઓછામાં ઓછી દર ચાર મહિને મળે છે. તેમાંયે બધાં નિર્ણયો સર્વાનુમતિએ જ લેવાય છે. કારોબારીની અંદર એક માર્ગદર્શક સમિતિ રચવામાં આવે છે, જે દર અઠવાડિયે મળે છે. સમુદાયમાંની બધી જવાબદાર જગ્યાઓ પરની નિમણૂક "બેવડી સંમતિ"થી થાય છે. કોઈ અમુક નામ સૂચવે, અને તે જો સર્વાનુમતિએ સ્વીકારાય તો તેની નિમણૂક થઈ શકે. આ રીતે પંડખોરી અને સત્તાખોરી નિવારાય છે.

સમુદાયના બધા સભ્યો અઠવાડિયે એક વાર "સંપર્ક-સભા"માં મળે છે, જેનું ધ્યેય સમુદાયમાં શું થઈ રહ્યું છે તેનાથી સહુને માહિતગાર રાખવાનું અને અંદરોઅંદરનો સંપર્ક કાયમ રાખવાનું છે.

સમસ્ત સમુદાયનું એક મહત્ત્વનું અંગ છે "પડોશી મંડળો," જે અવારનવાર મળતાં રહે છે. એ આયો પણ છે અને ઉચ્ચાલન પણ છે. પડોશી મંડળ એ સમુદાયનું નાનામાં નાનું ઘટક છે. પાસે પાસે રહેતા પાંચ-છ કુટુંબોનું આ પ્રાથમિક એકમ બને છે. રાતે ભોજન બાદ તેઓ મળે છે. એક રીતે "પડોશી મંડળ" એ સમુદાયનું સૌથી મહત્ત્વનું એકમ છે. આવાં પડોશી મંડળો બધા પ્રશ્નો ચર્ચી શકે છે. જુદા જુદા વિભાગોએ એમના પ્રશ્નોના જવાબ આપવા પડે છે. વળી, આ પડોશી મંડળોમાં જ લોકો એકમેકને ખૂબ નિકટથી ઓળખી શકે છે અને એકમેકને સૌથી સારી રીતે મદદ કરી શકે છે.

સામાન્ય સભા એક ન્યાય મંડળનેય ચૂંટી કાઢે છે. સમુદાયનો વડો જે મતભેદો કે ઝઘડાનો નિકાલ ન આણી શકે તે આઠ સભ્યોના આ ન્યાય મંડળને સોંપાય છે. તેનું કામ પણ સર્વાનુમતિએ જ ચાલે છે. કાયદાના કોઈ નિયમો નથી હોતા, પણ સમુદાયના બંધારણ, તેમના સામાન્ય નીતિ-શાસ્ત્ર તથા સામાન્ય બુદ્ધિ મુજબ નિર્ણયો લેવાય છે.

બોઈમોન્દુ સમુદાયમાં મુખ્ય બે વર્તુળ છે, ઔદ્યોગિક અને સામાજિક. ઔદ્યોગિક વર્તુળમાં સૌથી નીચેનું એકમ છે, ટેકનિકલ ટુકડી. તેમાં વધુમાં વધુ ૧૦ માણસો હોય છે. આવી ઘણી ટુકડીઓ મળીને એક વિભાગ બને છે. અને આવા અનેક વિભાગો મળીને આખું કારખાનું બને છે.

ટેકનિકલ સિવાયની બીજી બધી પ્રવૃત્તિઓ સામાજિક વર્તુળ દ્વારા સંભાળાય છે. પત્નીઓ સહિત સમુદાયના બધા જ સભ્યોનો આધ્યાત્મિક, બૌદ્ધિક, કળાત્મક ને શારીરિક વિકાસ થાય એવી અપેક્ષા રાખવામાં આવે છે. તે દૃષ્ટિએ

સમુદાયનું માસિક ઘણા વૈવિધ્યવાળું નીકળે છે. તેમાં સમુદાયના જીવનનાં લગભગ બધાં જ પાસાંને આવરી લેવાય છે. તેમાં ફૂટબોલની રમતના અહેવાલો, ફોટાઓ, કળા-પ્રદર્શનોની મુલાકાતોના અહેવાલો, રસોઈની વાનગીઓ વિશે સૂચનો, સંગીતના કાર્યક્રમોની સમીક્ષા, માર્ક્સવાદ પરનાં ભાષણો, યુદ્ધ-વિરોધ અંગેની ચર્ચાઓ, પુસ્તકોની સમીક્ષા, વગેરે વિવિધ સામગ્રી હોય છે. તેમાંથી એવા લોકોનું સ્વચ્છ ચિત્ર ઊપસે છે, જેમણે જીવનને "હા" કહી છે, અને તે પણ વધુમાં વધુ સભાનતાપૂર્વક.

સામાજિક વર્તુળમાં ૨૮ વિભાગો છે, અને તેમાં નવા નવા વિભાગો ઉમેરાતા જાય છે. તેમાંના કેટલાક વિભાગો અને ટુકડીઓ નીચે પ્રમાણે છે:

(૧) આધ્યાત્મિક વિભાગ — કેથોલિક, પ્રોટેસ્ટન્ટ, માનવતાવાદી, ભૌતિકવાદી વગેરે ટુકડીઓ.

(૨) બૌદ્ધિક વિભાગ— સામાન્ય જ્ઞાન, નાગરિક શિક્ષણ, પુસ્તકાલય વગેરે ટુકડીઓ.

(૩) કળા વિભાગ— નાટક, સંગીત, સુશોભન, ફોટા વગેરે ટુકડીઓ.

(૪) સામુદાયિક જીવન વિભાગ— સહકારી, સમારંભો તેમ જ ઉત્સવો, સિનેમા વગેરે ટુકડીઓ.

(૫) પરસ્પર સહાય વિભાગ— એકતા, ગૃહ-સંભાળ, બૂક-બાઇન્ડિંગ વગેરે ટુકડીઓ.

(૬) પરિવાર વિભાગ— બાળ-ઉછેર, શિક્ષણ, સમાજ-જીવન વગેરે ટુકડીઓ.

(૭) સ્વાસ્થ્ય વિભાગ— ૩ નર્સો, ૩ અવારનવાર મુલાકાતે આવતી નર્સો.

(૮) રમતગમત વિભાગ— બાસ્કેટબોલ, ફૂટબોલ, વૉલીબોલ, શારીરિક કવાયત વગેરે ટુકડીઓ.

(૯) વર્તમાનપત્ર ટુકડી.

કદાચ ગમે તેટલા વર્ણન કરતાં સમુદાયનાં કેટલાક સભ્યોનાં નિવેદનો જ સમુદાયની પ્રવૃત્તિ અને ભાવનાનો યથાર્થ ખ્યાલ આપી શકશે :

એક મજૂર મંડળનો સભ્ય લખે છે : ' મજૂરોના ઉત્થાન માટે હું ઘણું ઝઝૂમ્યો છું. ૨૦ વર્ષમાં મને ઘણી મૂડીવાદી પેઢીઓનો પરિચય થયો છે....આ સમુદાયમાં ઉત્પાદન એ જીવનનું એક સાધ્ય નહીં, પણ સાધન છે....મારા જીવનકાળ દરમ્યાન મેં આટલાં વ્યાપક ને સંપૂર્ણ પરિણામોની કલ્પના સુધ્ધાં કરી નહોતી.'

એક સામ્યવાદી લખે છે : ' ફ્રેન્ચ સામ્યવાદી પક્ષના સભ્ય તરીકે અને કોઈ પણ જાતની ગેરસમજ ન થાય તે માટે હું જાહેર કરું છું કે મને મારા કામથી અને મારા સામુદાયિક જીવનથી સંપૂર્ણ સંતોષ છે. મારા રાજકીય વિચારો પ્રત્યે આદર રખાય છે. મારી સંપૂર્ણ સ્વતંત્રતાની કલ્પના સાકાર બની છે અને જીવન વિશેનો પહેલાંનો મારો આદર્શ આજે એક વાસ્તવિક હકીકત બન્યો છે. '

એક ભૌતિકવાદી લખે છે : ' એક નિરીશ્વરવાદી અને એક ભૌતિકવાદી તરીકે સહિષ્ણુતાને હું સર્વોત્તમ માનવગુણોમાંનો એક ગુણ માનું છું. તેને લીધે આ સમુદાયમાં મને ખૂબ સમાધાન મળે છે. મારું વિચારસ્વાતંત્ર્ય પૂરેપૂરું

જળવાય છે એટલું જ નહીં, પણ મારી ફિલસૂફીના ઊંડા અભ્યાસ માટે પણ મને આ સમુદાયમાં પૂરતાં સમય ને સાધન મળી રહે છે.'

એક કેથોલિક લખે છે: 'ચાર વર્ષથી હું આ સમુદાયમાં છું. બધા ખ્રિસ્તીઓની જેમ હું પણ એક એવો સમાજ નિર્માણ કરવા મથું છું કે જેમાં સ્વાતંત્ર્ય અને માનવગૌરવ વિશે આદર હોય....હું એમ જાહેર કરવા માગું છું કે કોઈ પણ ખ્રિસ્તી જે પ્રકારના સમાજની ખેવના રાખે તે પ્રકારનો આ સમુદાય છે. તેમાં દરેકે દરેક માણસ સ્વતંત્ર છે. દરેકે દરેક પ્રત્યે આદર સેવવામાં આવે છે, અને દરેકે દરેક માણસ વધુમાં વધુ મહેનત કરે છે. આ સમુદાયને કદાચ ખ્રિસ્તી નામ ભલે ન આપી શકાય, પણ હકીકતમાં તો તે ખ્રિસ્તી જ છે. ઈશુ ખ્રિસ્તે આપણને ખ્રિસ્તી હોવાનાં લક્ષણો કહી રાખ્યાં છે, જેના પરથી કોણ ખ્રિસ્તી છે તે આપણે ઓળખી શકીએ — ખ્રિસ્તીઓ એકમેક પ્રત્યે પ્રેમ રાખે છે.'

એક પ્રોટેસ્ટન્ટ લખે છે: 'સમાજમાં આવી ક્રાંતિ દ્વારા જ દરેક માણસ પોતાની પસંદગી પ્રમાણેની સિદ્ધિ મેળવી શકશે; અને તેય પોતાના કોઈ પણ સાથીદાર સાથે સંઘર્ષમાં આવ્યા વિના....સમુદાયમાં માણસો એકબીજાને ચાહે છે. સુસંવાદી સમૂહજીવનનું આપણું સ્વપ્ન સાકાર થતું જોઈ શકાય છે.'

એક માનવતાવાદી લખે છે: '૧૧ વર્ષની ઉંમરે મેં દેવળ છોડયું. આધ્યાત્મિકતાનો વિચાર જ મેં મારા મનમાંથી કાઢી નાખેલો. દયાધરમમાં હું એક પૈસોયે આપતો નહીં. ૨૨ વર્ષની ઉંમરે હું સમુદાયમાં દાખલ થયો. તરત જ મને લાગ્યું કે આ જગ્યા બીજી બધી જગ્યાઓ કરતાં સાવ જુદી

જ છે. અહીં એક આગવું જ વાતાવરણ છે. પહેલાં હું સમુદાયના સામાજિક પાસાથી આકર્ષાયો હતો, અને પાછળથી ધીરે ધીરે મને માનવમૂલ્ય શું છે તે સમજાતું ગયું. ત્યારે માણસના આધ્યાત્મિક અને નૈતિક પાસાનો મને ફરી પરિચય થયો, અને ૧૧ વર્ષની ઉંમરે મેં જે ગુમાવેલું તે મને પાછું મળ્યું........હું આપણા સમુદાયને ચાહું છું, કેમ કે તેમાં આપણા દરેકની અંદર રહેલી ઊંડામાં ઊંડી મહેચ્છાઓ જાગૃત થાય છે, સિદ્ધ થાય છે અને પોષાય છે, જેને પરિણામે આપણે ખરા માનવ બનીએ છીએ.'

બીજા સમુદાયોના સિદ્ધાંતો બોઈમોન્ડુના સિદ્ધાંતોને મળતા આવે છે. આવા એક બીજા સમુદાયનું ઘોષણાપત્ર કહે છે :

'અમારો સમુદાય એ કોઈ નવા પ્રકારનું કારખાનું નથી અથવા મજૂર-માલિકનો સંબંધ સરળ કરવાનો માત્ર એક સુધારો નથી. એ તો એક નવી જીવનપદ્ધતિ છે, જેમાં માણસ પોતાનો પૂર્ણ વિકાસ કરી શકે, અને બધા પ્રશ્નોના ઉકેલ સમગ્ર માનવને દૃષ્ટિમાં રાખીને કરવામાં આવે .... મૂડીવાદી વ્યવસ્થાને પરિણામે માણસની પ્રવૃત્તિઓ એવી એકાંગી બની ગઈ છે કે માણસ આજે નૈતિક, શારીરિક, બૌદ્ધિક અને ભૌતિક કંગાલિયતમાં જીવી રહ્યો છે. આવી પરિસ્થિતિમાં સ્વતંત્રતા, સમાનતા અને બંધુતાની વાત કરવી એ નરદમ જુઠ્ઠાણું છે....માણસનો સંપૂર્ણ વિકાસ શક્ય બને એ અમારા સમુદાયનું ધ્યેય છે. અને સ્વતંત્રતા, સમાનતા ને બંધુતાના વાતાવરણ વિના આનો સંભવ નથી. પરંતુ એ ન ભૂલવું જોઈએ કે ઘણીવાર આ ત્રણ શબ્દો દ્વારા ચલણના સિક્કા ઉપર કે કોઈ જાહેર મકાનના પ્રવેશદ્વાર ઉપર કોતરેલ

અક્ષરો સિવાય કશુંયે વિશેષ આપણી નજર સમક્ષ આવતું નથી.

'સ્વતંત્રતા : આર્થિક સ્વતંત્રતા, બૌદ્ધિક સ્વતંત્રતા અને નૈતિક સ્વતંત્રતા ભોગવતો માણસ જ ખરેખર સ્વતંત્ર બની શકે.

'આર્થિક સ્વતંત્રતા— કામ કરવાનો અને તેનાં ફળ ભોગવવાનો માણસને અબાધિત હક છે.....ઉત્પાદનનાં સામૂહિક સાધનોની ખાનગી માલિકી અને પૈસા દ્વારા વધુ ને વધુ પૈસો મેળવવાની પદ્ધતિથી માણસનું માણસ દ્વારા થતું શોષણ શકય બને છે. અમારી વિચારસરણી આની વિરુદ્ધ છે....સમાજને ઉપયોગી એવી દરેકે દરેક પ્રવૃત્તિને અમે "કામ" ગણીએ છીએ.

'બૌદ્ધિક સ્વતંત્રતા— માણસ પોતાની પસંદગી પ્રમાણે વર્તી શકે તો જ તે સ્વતંત્ર ગણાય. માણસમાં તુલના કરવાનું પૂરતું જ્ઞાન હોય તો જ તે પસંદગી કરી શકે.

'નૈતિક સ્વતંત્રતા— માણસ પોતાની વાસનાઓનો ગુલામ હોય તો ખરેખરી સ્વતંત્રતા ભોગવી શકે નહીં. જો એની સામે કોઈ આદર્શ હોય તેમ જ તેના જીવનની પ્રવૃત્તિને સુસંબદ્ધ રાખતો તાત્ત્વિક દૃષ્ટિકોણ હોય તો જ તે સ્વતંત્ર બની શકે. પોતાની આર્થિક કે બૌદ્ધિક સ્વતંત્રતા જલદી સિદ્ધ કરવાના બહાના હેઠળ સમાજના નીતિનિયમોથી વિરુદ્ધ સાધનોનો માણસ ઉપયોગ ન કરી શકે. વળી, નૈતિક સ્વતંત્રતા એટલે સ્વચ્છંદતાનું લાયસન્સ નહીં. સ્વેચ્છાએ સ્વીકારેલ સામૂહિક નીતિધોરણના ચુસ્ત પાલન દ્વારા જ નૈતિક સ્વતંત્રતા ભોગવી શકાય.

'બંધુતા : કેવળ સમાજની અંદર જ માણુસ પૂર્ણ વિકાસ સાધી શકે. પોતાનું હિત સાધવા માટે સ્વાર્થ એ એક ખતરનાક ને તકલાદી સાધન છે. માણસ સમાજના હિતથી પોતાનું ખરું હિત અલગ પાડી શકે નહીં. વાસ્તવમાં સમાજનું હિત સાધીને જ એ પોતાનું હિત સાધી શકશે. તેની પોતાની સ્વાભાવિક વૃત્તિ બીજાઓ સાથે ભળીને આનંદમાં વૃદ્ધિ કરવાની છે, એ વિશે માણુસે સભાન થવાનું છે. માનવ એકતા એ કેવળ એક કર્તવ્ય જ નથી, બલ્કે તેનાથી માણુસને સમાધાન મળે છે અને સહીસલામતીનો અનુભવ થાય છે. બંધુતાને કારણે પરસ્પર સહિષ્ણુતા જન્મે છે અને કદીયે છૂટા ન પડવાનો મક્કમ નિરધાર થાય છે. આને લીધે પછી બધા જ નિર્ણયો સર્વાનુમતિએ કરવાનું શકય બને છે.

'સમાનતા : બધા જ માણુસો એક સરખા નથી. અમારે મન સમાન અધિકારોનો અર્થ એ છે કે દરેકે દરેક માણુસને પોતાનો સંપૂર્ણ વિકાસ સાધવા માટેનાં આવશ્યક સાધનો ઉપલબ્ધ કરી આપવાં.'

ટૂંકમાં આ સમુદાયોના સિદ્ધાંતોમાં મને નીચેના મુદ્દાઓ સૌથી વધુ નોંધપાત્ર લાગ્યા :

(૧) આ સમુદાયો બધી અદ્યતન ઔદ્યોગિક પદ્ધતિઓનો ઉપયોગ કરવા છતાં માનવીય પાસું જાળવી શક્યા છે. તે માટે એમને હસ્ત-ઉદ્યોગોના ઉત્પાદનનો આશરો લેવો પડયો નથી.

(૨) એમણે એક એવું માળખું ઊભું કર્યું છે કે જેમાં દરેકે દરેક જણુ પોતાનો સક્રિય ભાગ ભજવી શકે છે, અને

સાથોસાથ એ બધાના કામનું જરૂરી સંયોજન પણ થાય છે. આ બે વાત વચ્ચે કશો વિરોધ જણાતો નથી.

(૩) જુદા જુદા વાદોની કાથાકૂટને બદલે અહીં જીવન-પદ્ધતિ ઉપર જ મુખ્ય ભાર છે. તેને લીધે ભાતભાતની ને વિરોધાભાસી માન્યતાવાળા લોકો પણ ભ્રાતૃભાવપૂર્વક ને સહિષ્ણુતાથી એક સાથે રહી શકે છે. સમુદાયે કોઈ અમુક જ મત સાચો છે એમ જાહેર કર્યું નથી. તેથી તેને બળે બળે અનુસરવાની કોઈને ફરજ પડતી નથી.

(૪) ઔદ્યોગિક કામ તેમ જ સામાજિક ને સાંસ્કૃતિક પ્રવૃત્તિઓનો સમન્વય થયો છે. અમુક કામ ટેકનિકલ દૃષ્ટિએ આકર્ષક ન પણ હોય, છતાં તેના સામાજિક પાસાને લીધે તે કામ અર્થપૂર્ણ ને આકર્ષક બને છે.

(૫) પરાયાપણાની પરિસ્થિતિ નાબૂદ કરાઈ છે. કામ એ માનવશક્તિની અર્થપૂર્ણ અભિવ્યક્તિ રૂપ બન્યું છે. સ્વતંત્રતા ઉપર તરાપ માર્યા વિના તેમ જ મેંઢાશાઈ કે યંત્રવત્ એકધારાપણું આણ્યા વિનાયે માનવ એકતા સાધી શકાઈ છે.

આ સામુદાયિક પ્રયોગોના સિદ્ધાંતો અને વિગતો અંગે હજી વધુ ચર્ચા-વિચારણાને તથા ફેરફારને સ્થાન હોઈ શકે છે. છતાં એટલું તો નક્કી કે આ પ્રયોગો આપણને અનુભવ-સિદ્ધ ઉદાહરણો પૂરાં પાડે છે. મૂડીવાદી અર્થવ્યવસ્થામાંના આજના આપણા જીવનના દૃષ્ટિકોણથી જે બાબતોને આપણે શેખચલ્લીના તરંગો જેવી ગણીને કાઢી નાખીએ છીએ તે બાબતો આ પ્રયોગોને આધારે ખૂબ પ્રતીતિકર ને ભરોસાપાત્ર લાગે છે.

સામુદાયિક જીવનની શકયતાં દર્શાવતાં આ ઉપરાંત બીજાંયે ઉદાહરણો મળે છે. ઓવેનના પ્રયોગો કે ઇઝરાઈલમાંની કૃષિ વસાહતો, એ બધાં એક નવા પ્રકારના જીવનની શકયતાઓ અંગેના આપણા જ્ઞાનમાં વધારો કરી જાય છે. એ એમ પણ દર્શાવે છે કે મોટા ભાગના આ સામુદાયિક પ્રયોગો ખૂબ હોશિયાર ને દક્ષબુદ્ધિવાળા તેમ જ અત્યંત વ્યાવહારિક સમજવાળા લોકોએ જ કર્યાં છે. આપણા કહેવાતા વાસ્તવવાદી વ્યવહારડાહ્યાઓ માને છે તેવા તેઓ સપનામાં મહેલો ચણતા તરંગી હરગિજ નથી; બલ્કે તેઓ તો મોટે ભાગે આજના આપણા પ્રણાલિકાગત વેપારઉદ્યોગના ખેરખાંઓ કરતાં વધુ વાસ્તવવાદી ને કલ્પનાશીલ છે. બેશક, આ પ્રયોગોના સિદ્ધાંતો ને અમલમાં હજી ઘણી ઊણપો રહી ગઈ હશે. તેવી ઊણપો શોધી કાઢીને તેને નિવારવી જોઈએ. બેશક, એ પણ સાચું છે કે ઓગણીસમી સદીમાં ઔદ્યોગિક સ્પર્ધાની ઉપયોગિતામાં લોકોને બેહદ શ્રદ્ધા હતી, તેથી ત્યારનું વાતાવરણ આજના વીસમી સદીના ઉત્તરાર્ધ કરતાં આ વિચારો માટે ઓછું અનુકૂળ હતું. પરંતુ આ બધા પ્રયોગો તો વાસ્તવિકતાથી બિલકુલ અળગા છે ને સાવ વ્યર્થ છે, એમ ઊંચા આસને બેસી તેનો સસ્તો ઉપહાસ કરવાનું જરીકે યોગ્ય નથી. રેલવેની અને વિમાનમાં ઊડવાની શકયતા જ્યારે પહેલવહેલી જનતા સમક્ષ મૂકવામાં આવી ત્યારે પણ શરૂઆતના પ્રત્યાઘાત આવા જ કયાં નહોતા? આવો પ્રત્યાઘાત ખરેખર તો માનસિક આળસુપણાનું લક્ષણ છે. વળી, તેની પાછળ એક એવી રૂઢ ગ્રંથિ કામ કરી રહી છે કે અત્યાર સુધીમાં જે નથી થયું તે આજે ય નહીં થઈ શકે અને ભવિષ્યમાં પણ કયારેય નહીં થાય.

(૫) કેટલાંક વ્યવહારુ સૂચનો

હવે સવાલ એ છે કે સામુદાયિક જીવનના આ બધા જે પ્રયોગો થયા છે તે આપણા સમગ્ર સમાજને લાગુ પાડી શકાય કે નહીં. શું આપણે એવી પરિસ્થિતિ જન્માવી શકીએ કે જેમાં માણસ પોતાનું આખું જીવન અને શક્તિ તેને પોતાને મન જેનું મહત્ત્વ હોય એવા જ કામમાં ખૂંપાવતો હોય, પોતે શું કરી રહ્યો છે તે વિશે તે સભાન હોય, જે કાંઈ કામ થતું હોય તેનો દોર તેના પોતાના હાથમાં હોય, અને માણસ પોતાના અન્ય માનવબંધુઓથી વિખૂટો પડી ગયો ન હોય પણ એમની સાથે એકતા અનુભવતો હોય. મોટા સમૂહમાં માણસ ખોવાઈ જતો હોય છે. એટલે આખા કારખાનામાં ભલે હજારો માણસ કામ કરતા હોય, છતાં પરસ્પર સંપર્ક જળવાઈ રહે એવા નાના નાના સમૂહમાં કામ થાય એવું ગોઠવવું જોઈએ. અર્થાત્ કેન્દ્રીકરણ ને વિકેન્દ્રીકરણનો સમન્વય થાય એવી પદ્ધતિ શોધવી જોઈએ, કે જેથી દરેકે દરેક માણસનો સક્રિય સહયોગ મળી રહે, દરેકે દરેક માણસ જવાબદારી અનુભવે અને સાથોસાથ બધાનાં કામોનું જરૂરી સંયોજન થાય.

આ બધું કેવી રીતે શકય બને ? સક્રિય સહયોગ માટેની પહેલી શરત એ કે માણસને માત્ર પોતાના કામની જ નહીં પણ આખાયે કારખાના અંગેની સારી જાણકારી હોવી જોઈએ. પોતાના કામ અંગે તેને સારું ટેકનિકલ જ્ઞાન હોવું જોઈએ. તેને પોતાને ભલે અમુક જ નાનું સરખું કામ કરવાનું હોય, તે માટે થોડી અમથી તાલીમથી ભલે નભી જવાનું હોય; પરંતુ આખીયે વસ્તુના ઉત્પાદનને લગતા બધા ટેકનિકલ પ્રશ્નોનું તેને જ્ઞાન હશે તો પોતાના કામ પ્રત્યેના

તેના દષ્ટિકોણમાં જ ફરક પડી જશે. કારખાનાની ટેકનિકલ પ્રક્રિયા જો તેના રસનો ને જ્ઞાનનો વિષય બનશે તો તેણે કરવું પડતું એકધારું કંટાળાજનક કામ પણ જુદો સ્વાંગ સજશે. ટેકનિકલ જ્ઞાન ઉપરાંત પોતે જે કામ કરે છે તે કામ સમગ્ર સમાજની આર્થિક જરૂરિયાતો પૂરી પાડવામાં તેમ જ રાષ્ટ્રના અને જગતના સમગ્ર અર્થતંત્રમાં કેવો ભાગ ભજવે છે, તેને વિશે દરેક માણસમાં સભાનતા હોવી જોઈએ.

પણ આટલુંયે પૂરતું નથી. નકરું સૈદ્ધાંતિક જ્ઞાન અને રસ જો ક્રિયામાં અભિવ્યક્ત ન થઈ શકે તો સુકાઈ જતાં હોય છે. એટલે કારખાનાના સંચાલનમાં અને છેવટના નિર્ણયોમાં પોતાનોય અવાજ છે એમ અનુભવાય તો જ માણુસ એક સક્રિય ને જવાબદાર ભાગીદાર બની શકે. મૂડી માણુસને ભાડે ન રાખે પણ માણુસ મૂડીને પોતાના ઉપયોગમાં લેતો હોય ત્યારે જ તેનું કામ પ્રત્યેનું પરાયાપણું દૂર થઈ શકે. અહીં મુખ્ય વાત ઉત્પાદનનાં સાધનોની માલિકીની નહીં, પણ સંચાલન અને નિર્ણયમાં ભાગીદારીની છે.

નિર્ણયો લેવામાં અને આયોજનમાં ત્રીજા ભાગીદાર તરીકે માલ વાપરનારનોય કોઈ ને કોઈ રીતે સમાવેશ કરવો પડશે. એક વાર આપણે એવો સિદ્ધાંત સ્વીકારીએ કે કોઈ પણ કામનો મુખ્ય ઉદ્દેશ નફો કરવાનો નહીં પણ લોકોની સેવા કરવાનો છે, એટલે જેની સેવા કરવાની છે એમનોય અવાજ આમાં રહેવો જોઈએ.

આને લીધે માલિકી હક્કો પર ઘણો કાપ પડશે. માલિકોને મૂડી રોકાણ ઉપર વાજબી વ્યાજ મેળવવાનો અધિકાર રહેશે, પણ આ મૂડી જે માણસોને ભાડે રાખી શકે છે એમના પર અમર્યાદિત સત્તા ભોગવવાનો નહીં. વાસ્તવમાં

મોટા કોર્પોરેશનના શૅરહોલ્ડરો ખરી રીતે નિર્ણયોની બાબતમાં પોતાના માલિકી હકોનો ઉપયોગ નથી કરતા હોતા. એટલે મજૂરોને સહભાગીદાર બનાવતાં આ શૅરહોલ્ડરોની સ્થિતિમાં કશો મૂળભૂત ફરક નહીં પડે.

અહીં એક મહત્ત્વની વાત તરફ ધ્યાન દોરવાની જરૂર છે. કારખાનામાં કામ કરતા બધા માણસોની ભાગીદારી એટલે માત્ર નફાનો સહ-ઉપભોગ એટલો જ મર્યાદિત અર્થ કરી લેવાનો નથી. તેમાં મૂડીવાદી માનસ તો એમનું એમ રહે છે અને માણસનું પરાયાપણું યે ઘટતું નથી. કારખાનામાં કામ કરતા માણસો માત્ર પોતાના કારખાનામાં જ રચ્યાપચ્યા રહે તો સ્વકેન્દ્રીપણાની તથા પરાયાપણાની વૃત્તિ એક વ્યક્તિને બદલે અમુક "સમૂહ" સુધી વ્યાપક બનશે એટલું જ. એટલે તેઓ માલ વાપરનારાઓ સાથે, ઉદ્યોગમાંના બીજા સાથીઓ સાથે તથા સમગ્ર સમાજ સાથે ભળે અને એકતા અનુભવે એ અનિવાર્ય છે. મજૂરો અને અન્ય કામ કરનારાઓને માત્ર વધુ આર્થિક લાભ કરી આપવાનો આપણો હેતુ નથી. આપણે તો સામાજિક માળખામાં જ સમૂળું પરિવર્તન આણવાનું છે. આર્થિક પ્રવૃત્તિ એ તો માણસના સામાજિક જીવનનો એક ભાગ, અને તે પણ એક ગૌણ ભાગ હશે. માણસની રાજકીય પ્રવૃત્તિ કયા પ્રકારની છે, માણસ પોતાનો ફુરસદનો સમય કેવી રીતે ગાળે છે, માણસનું વ્યક્તિગત જીવન કેવું છે, એ બધું અત્યંત મહત્ત્વનું છે. એટલે આ બધી બાબતોની ઉપેક્ષા કરીને માત્ર આર્થિક બાબત પર જ ભાર મૂકવાથી કશું વાસ્તવિક પરિવર્તન થઈ શકશે નહીં. નવો માનવીય દૃષ્ટિકોણ અપનાવવાનો છે તે માત્ર એકાદ ક્ષેત્રોમાં જ નહીં, પણ

જીવનનાં બધાં જ ક્ષેત્રોમાં. આજનું મુખ્ય અનિષ્ટ જ એ છે કે જીવનના ભાગલા પડી ગયા છે. અને માણસનું વ્યક્તિત્વ વિચ્છિન્ન થઈ ગયું છે. જીવનના આ ભાગલા નિવારવા તેમ જ વ્યક્તિની ને સમાજની વિચ્છિન્નતા દૂર કરીને એક નવી સમરસતા ને સુસંવાદિતા સાધવી, એ જ શાણપણ ભણી જવાનો માર્ગ છે.

સમાજવાદનો પ્રત્યક્ષ અમલ કરવા જતાં જે પરિણામો આવ્યાં છે તેથી ઘણા સમાજવાદીઓ નિરાશ થયા છે. પરંતુ હવે એક વાત સ્વીકારાતી જાય છે કે સમાજવાદના મૂળ ધ્યેય—દરેકે દરેક વ્યક્તિના સક્રિય ને જવાબદારીભર્યા સહયોગ પર નિર્ભર સમરસ સમાજ—માં કોઈ દોષ નહોતો, પણ માનવીય ને સામાજિક તત્ત્વોની ઉપેક્ષા કરીને માત્ર વ્યક્તિગતને બદલે સામૂહિક માલિકી કરી નાખવાથી સમાજવાદ આવી જશે એવી એકાંગી માન્યતામાં પાયાની ભૂલ હતી. હવે તો કામ કરનારા સહુનો સહયોગ અને સહ-સંચાલન, વિકેન્દ્રીકરણ, કામની પ્રક્રિયામાં જીવંત વ્યક્તિ દ્વારા ભજવાતો નક્કર ભાગ, વગેરે વિચારોને કેન્દ્રમાં રાખીને સમાજવાદનું ચિત્ર દોરાતું હોય છે. માત્ર "અંતિમ ધ્યેયો"ની સૈદ્ધાંતિક યોજનાઓ કરતાં જીવતી જાગતી વ્યક્તિમાં તેમ જ વર્તમાન ને પ્રત્યક્ષમાં માણસને વધુ રસ પડે છે. એવી પણ આશા છે કે પ્રજાતંત્રવાદી અને માનવતાવાદી સમાજવાદીઓ એ વિશે પણ સભાન બનશે કે સમાજવાદનો આરંભ ઘર આંગણેથી, અર્થાત્ સમાજવાદી પક્ષોના સમાજીકરણથી થાય છે. અલબત્ત, અહીં સમાજવાદનો અર્થ માલિકી હક્કોના સંદર્ભમાં નહીં, પણ દરેક સભ્યના જવાબદારીભર્યા સહયોગના સંદર્ભમાં લેવાનો છે. જ્યાં સુધી સમાજવાદી

પક્ષો પોતાના સંગઠનની અંદર સમાજવાદના સિદ્ધાંતનો અમલ નહીં કરી બતાવે, ત્યાં સુધી તેઓ બીજાને પોતાની વાત ગળે નહીં ઉતારી શકે; અને તેમના પ્રતિનિધિઓના હાથમાં રાજકીય સત્તા આવશે તો પણ તેઓ પોતાના વિચારોનો અમલ મૂડીવાદી ભાવનાથી જ કરશે. આ વાત મજૂર સંઘોનેય લાગુ પડે છે. એમનું ધ્યેય જો ઔદ્યોગિક લોકશાહી હોય, તો એમણે પોતાનું સંગઠન મૂડીવાદી વ્યવસ્થામાં ચાલતી કોઈ મોટી વેપારી પેઢીની જેમ ચલાવવાને બદલે તેમાં લોકશાહી તત્ત્વો દાખલ કરવાં જોઈએ.

આજે હવે કામની પરિસ્થિતિમાં મૂળભૂત ફેરફાર કરવા ઉપર તેમ જ સામુદાયિકતાના તત્ત્વ ઉપર વધુ ને વધુ ભાર મુકાતો જાય છે. સમાજવાદના પ્રશ્નો અંગેના વિવિધ નિબંધોના તાજેતરના એક પુસ્તકમાં આપણે સમાજવાદના આ પાયાના અને માનવીય પાસાને અપાતું વધુ ને વધુ મહત્ત્વ સ્પષ્ટ જોઈ શકીએ છીએ. સી. એ. આર. ક્રોસલેન્ડ પોતાના નિબંધમાં લખે છે: 'ઉદ્યોગની અંદર સંઘર્ષનું સ્થાન હવે સહયોગે લેવું જોઈએ. તે કઈ રીતે સિદ્ધ થઈ શકે? મજૂરને પોતાના કારખાના માટે પોતીકાપણાની લાગણી થાય, એવું કંઈક કરવું જોઈએ. આ દિશામાં પ્રયોગો થવા જોઈએ. બહુ મોટા પાયા પર ઉદ્યોગોનું રાષ્ટ્રીયકરણ થવું જોઈએ, ડિવિડન્ડ ચૂકવવા અંગે એક કાયદેસરની ટોચમર્યાદા બાંધી દેવી જોઈએ અને કંપનીની માલિકીના બંધારણમાં એવા ફેરફાર કરવા જોઈએ કે જેથી કંપની માત્ર શેયરહોલ્ડરોના જ નિયંત્રણ હેઠળ ન રહેતાં કામદાર, ગ્રાહક તેમ જ સમાજ પ્રત્યેની તેની જવાબદારીઓ પણ તેના બંધારણમાં સ્પષ્ટપણે દર્શાવાયેલી હોય.'

આર. જેન્કિન્સ લખે છે : 'મૂડીવાદી અર્થવ્યવસ્થાની જગ્યાએ મૅનેજરવાદી અર્થવ્યવસ્થા ઊભી થઈ જવી ન જોઈએ. સામાન્ય જનતા કરતાં તદ્દન જ જુદું જીવનધોરણ ભોગવતા સફેદપોશ મૅનેજરવર્ગનું પ્રભુત્વ સમાજમાં વધી જવું ન જોઈએ. તેને માટે ઉદ્યોગોની માલિકી સરકારી થવાને બદલે પ્રત્યક્ષ પ્રજાકીય સંસ્થાઓની થવી જોઈએ. સત્તાનું બને તેટલું વિકેન્દ્રીકરણ થવું જોઈએ અને પ્રજાકીય ને સ્વૈચ્છિક સંગઠનો વધુ ને વધુ સક્રિયપણે ચલાવવામાં બધી જાતના લોકોને પ્રોત્સાહન મળવું જોઈએ.'

એ. આલ્બુ લખે છે : 'પાયાના ઉદ્યોગોનું રાષ્ટ્રીયકરણ ટેકનિકલ ને આર્થિક દૃષ્ટિએ ભલે ગમે તેટલું સફળ થયું હોય, પણ તેણે સત્તાના વ્યાપક ને લોકશાહી વિસ્તરણની ભૂખ સંતોષી નથી તેમ જ ઉદ્યોગોના સંચાલનમાં તેમાં કામ કરનારા સહુ સક્રિયપણે ભાગ લેતા થાય એવી સ્થિતિ જન્માવી નથી. ઘણા સમાજવાદીઓ આનાથી નિરાશ થયા છે. રાજ્યની સત્તાનું અત્યંત કેન્દ્રીકરણ થાય, એવું એમણે કદી ઇચ્છયું નહોતું એટલે ઉદ્યોગની પ્રવૃત્તિ એ એક સામૂહિક પુરુષાર્થ છે એવી ભાવના જન્માવવાનું સમાજવાદી ધ્યેય હજી સુધી સિદ્ધ થઈ શક્યું નથી.'

જોહ સ્ટ્રેચી આલ્બુ સાથે સંમત થઈને કહે છે કે 'જાહેર ઉદ્યોગો તેમાં કામ કરનારા સહુને તથા સમાજને સીધા જવાબદાર બનવા જોઈએ. એમ કરવાથી એમનું સ્વરૂપ જ સાવ બદલાઈ જશે.'

આવો જ બીજો મહત્ત્વનો પ્રશ્ન હરીફાઈનો છે. દરેકે દરેક કંપની વધુ ને વધુ વેચાણ કરવા માગે છે. દરેકને વધુ

ને વધુ મોટું બજાર સર કરવું છે. આવી આર્થિક પરિસ્થિતિનું પરિણામ એ આવે છે કે ગમે તે ઉપાયે પ્રજાની ખરીદ-ભૂખ એકદમ ઉત્તેજિત કરી મૂકવા માટે આંધળી દોટ મુકાય છે. એટલે પછી નવી નવી પણ બિનજરૂરી ચીજો માટે ઝંખના રહ્યા કરે છે. નવી ચીજ માટે બિલકુલ જરૂર ન હોવા છતાં કાયમ વધુ ને વધુ ચીજો ખરીદવાની ઇચ્છા રહ્યા કરે છે. (દાખલા તરીકે મોટર ઉદ્યોગે ૧૯૫૫ના નવા મોડેલો માટે ફેરફાર કરવા પાછળ અબજો ડૉલર ખર્ચ્યા. એકલા શેવરોલેટે ફોર્ડ સાથે હરીફાઈ કરવા દસ-વીસ કરોડ ડૉલર ખર્ચ્યા. જૂની શેવરોલેટ એક સારી મોટર હતી એમાં શંકા નથી, અને ફોર્ડ અને જનરલ મોટર્સ વચ્ચેની હરીફાઈ મુખ્યત્વે કાંઈ પ્રજાને વધુ સારી મોટર આપવા માટેની નથી, પણ પ્રજામાં નવી મોટર ખરીદવાની ભૂખ જગાડવા માટેની છે, પછી ભલે ને જૂની મોટર હજી ઘણાં વર્ષ ચાલી શકે તેમ હોય.) આર. મોલીએ આ બાબત તરફ ઘણી વેધક રીતે આપણું ધ્યાન દોર્યું છે. મોટરોના ૧૯૫૫ના નવા મોડેલો માટે થયેલ ખર્ચ અંગે તેઓ લખે છે: 'મૂડીવાદ લોકોના મનમાં પોતાની પાસે જે હોય તેને માટે અસંતોષ જન્માવવા માગે છે, કે જેથી એમનામાં કંઈક નવું ખરીદવાની ભૂખ જાગે; જ્યારે સમાજવાદ આનાથી બિલકુલ ઊલટું જ કરવા માગે છે.''

આ જ બાબતનું બીજું પાસું છે બગાડો ને ખોટો વ્યય કરવાનું વલણ, વધુ ને વધુ ઉત્પાદન કર્યે જવાની આર્થિક જરૂરિયાતને કારણે વળી આ વલણ વધુ પોષાય છે. આને લીધે આર્થિક નુકસાન તો જાણે થાય જ છે, પણ તદુપરાંત

તેની એક મહત્ત્વની માનસિક અસર પણ થાય છે. માલ વાપરનારના મનમાં વસ્તુ માટેનો, કામ માટેનો અને માનવ-શ્રમ માટેનો આદર ઓછો થતો જાય છે. પોતે જે વસ્તુનો નાહક દુર્વ્યય કરી રહ્યો છે, તે જ વસ્તુની તેના પોતાના દેશના તથા બીજા ગરીબ ને પછાત દેશોના તેના અન્ય માનવબંધુઓને અત્યંત જરૂર હોય છે અને તેથી તે એમને મન એક મોંઘા મૂલની ચીજ પણ થઈ પડે છે, એ વાત તે વીસરી જાય છે. ટૂંકમાં, દુર્વ્યય કરવાની આપણી આ ટેવ માનવજીવનની વાસ્તવિકતાઓ પ્રત્યેની તેમ જ દરેકને આજીવિકા માટે કરવા પડતા આર્થિક સંઘર્ષ પ્રત્યેની આપણી છોકરવાદી ઉપેક્ષાનાં જ દર્શન કરાવે છે.

આજની અર્થવ્યવસ્થા તો કેટલી બેહૂદી છે! લોકો જો વધુ ને વધુ નવી નવી ચીજો ખરીદવાનું બંધ કરી દે તો આખુંયે અર્થતંત્ર કડડડભૂસ તૂટી પડવાનો ભય ઊભો થાય! તેથી તેમાં ફેરફાર કરવા જરૂરી છે. શ્રી. કલાર્ક લખે છે: 'આજે જેટલી આવક છે તેટલી જ આવક જો આજ કરતાં વધુ સમાન રીતે વહેંચાયેલી હોય તો તેને લીધે ચીજવસ્તુની આજના કરતાં વધુ માંગ જન્મે.' ખેર, આજની અર્થ-વ્યવસ્થામાં ફેરફાર કરવા માટે આવાં પગલાં સુઝાડવાનું કામ અર્થશાસ્ત્રીઓનું છે. સામાન્ય રીતે એમ કહી શકાય કે જેને માટે કૃત્રિમ રીતે જરૂરિયાત ઊભી કરવી પડે છે એવી ચીજ-વસ્તુઓનું ઉત્પાદન કરવા કરતાં જેને માટે અત્યારે ખરી જરૂરિયાત છે જ પણ જે અત્યાર સુધી સંતોષી શકાઈ નથી, તેવી ચીજવસ્તુઓનું ઉત્પાદન થવું જોઈએ. આ માટે કેટલાંક ઉત્પાદન સારુ રાજ્યની બૅન્કોમાંથી લોન આપવાની જોગવાઈ થવી જોઈએ, કેટલાક ઉદ્યોગોનું સમાજીકરણ થવું જોઈએ

લાગે. અને આવી સફળ યોજનાના લાભો સાથે જો તેને સરખાવીશું તો તો તે રકમ ઊલટાની નાની લાગશે. અને વળી, જો નિષ્ક્રિયતાનાં ને યથાવત્ પરિસ્થિતિ જાળવી રાખવાનાં પરિણામો સાથે સરખાવીશું તો તો આ રકમ બિલકુલ નજીવી લાગશે.'

બીજો પ્રશ્ન આપણે એ પણ વિચારવાનો છે કે વ્યક્તિગત નફા ખાતર સમાજને નુકસાન કરતા ને બિનતંદુરસ્ત માગે જનતાની વૃત્તિઓ સાથે ચેડાં કરતા ઉદ્યોગોને કયાં સુધી છૂટો દોર આપી શકાય. આનું આંખે વળગે એવું ઉદાહરણ તે આપણો ફિલ્મ ઉદ્યોગ. બને તેટલો વધુમાં વધુ નફો કરવા ખાતર માણસની સૌથી હલકામાં હલકી વૃત્તિઓને કૃત્રિમપણે ઉત્તેજિત કરી મૂકવામાં આવે છે, અને લોકોનું મન વિષમય કરી મૂકવામાં આવે છે. અન્ન ને ડ્રગ અંગેના કાયદા દ્વારા નુકસાનકારક અન્ન ને ડ્રગ્ઝની જાહેરાત ને ઉત્પાદન ઉપર અંકુશ મુકાયો છે. આવું જ માણસની બધી મુખ્ય જરૂરિયાતો અંગે પણ થઈ શકે. આવા કાયદાઓ જો અસરકારક ન નીવડે, તો ફિલ્મ ઉદ્યોગ જેવા કેટલાક ઉદ્યોગોનું સમાજીકરણ કરવું જોઈએ. જે સમાજનું એકમાત્ર ધ્યેય માણસનો વિકાસ કરવાનું છે અને જેમાં ભૌતિક જરૂરિયાતો આધ્યાત્મિક જરૂરિયાતો કરતાં ગૌણ મનાય છે, તે સમાજમાં આ માટે જરૂરી કાયદેસરના ને આર્થિક ઉપાયો શોધી કાઢવા મુશ્કેલ નથી.

દરેકે દરેક માણસની આવક એકસરખી જ હોવી જોઈએ, એવી માગણી સમાજવાદે કયારેય નથી કરી અને ઘણાં કારણોસર એ વ્યાવહારિક પણ નથી ને ઇચ્છનીય પણ નથી. મહત્ત્વની વાત એ છે કે એક વ્યક્તિ સ્વમાનભેર માનવજીવન

અને કડક કાયદાઓ દ્વારા જાહેરખબરની પદ્ધતિમાં ધરમૂળથી ફેરફાર કરવો જોઈએ.

આવી જ રીતે આગળ વધેલા સમાજોએ દુનિયાના આર્થિક દૃષ્ટિએ ઓછા વિકસિત ભાગને આર્થિક મદદ કરવી જોઈએ, એ પ્રશ્ન પણ વિચારવાનો રહે છે. એ તો સ્પષ્ટ છે કે સંસ્થાનવાદી શોષણના દિવસો હવે વીતી ચૂકયા છે, અને આજે જગત એકદમ નજીક આવ્યું છે, એટલે દુનિયાના સમૃદ્ધ ભાગની શાંતિ પણ ગરીબ ભાગના આર્થિક વિકાસ ઉપર નિર્ભર છે. પશ્ચિમી જગતમાં શાંતિ ને સ્વતંત્રતા રહે અને સાથોસાથ આફ્રિકા ને ચીનમાં ભૂખમરો અને રોગચાળો કાયમ રહે, એ હવે લાંબો વખત સુધી ટકે તેમ નથી. ઔદ્યોગિક દેશો જો બિન-ઔદ્યોગિક દેશોને મદદ કરવા માગતા હોય તો એમણે પોતાનો બિનજરૂરી વપરાશ ઓછો કરવો પડશે; અને એમને જો શાંતિ જોઈતી હશે તો એમણે આ બીજા દેશોને મદદ કરવી જ પડશે.

શ્રી હેરિસન બ્રાઉન પોતાના પુસ્તકમાં લખે છે: '૫૦ વર્ષ માટેની એક જાગતિક વિકાસ યોજના ઘડવામાં આવે તો ખેતીનું ઉત્પાદન એટલું વધી જાય કે પૃથ્વી પરની દરેકે દરેક વ્યક્તિને પૂરતો પોષક ખોરાક મળી રહે, અને આજના અવિકસિત વિસ્તારોનો ઔદ્યોગિક વિકાસ યુદ્ધ પહેલાંના જાપાન જેટલો પણ થઈ જાય. આવી યોજના માટે અમેરિકાએ પહેલાં ત્રીસ વર્ષ સુધી દર વર્ષે ૪ થી ૫ અબજ ડૉલર અને પાછળથી થોડા ઓછા ખર્ચવા પડે. આ રકમને જો આપણે આપણી રાષ્ટ્રીય આવક સાથે, આપણા ફેડરલ બજેટ સાથે, શસ્ત્રો પાછળના અને યુદ્ધ લડવા માટેના આપણા ખર્ચ સાથે સરખાવીશું તો તે રકમ વધુ પડતી નહીં

લાગે. અને આવી સફળ યોજનાના લાભો સાથે જો તેને સરખાવીશું તો તો તે રકમ ઊલટાની નાની લાગશે. અને વળી, જો નિષ્ક્રિયતાનાં ને યથાવત્ પરિસ્થિતિ જાળવી રાખવાનાં પરિણામો સાથે સરખાવીશું તો તો આ રકમ બિલકુલ નજીવી લાગશે.'

બીજો પ્રશ્ન આપણે એ પણ વિચારવાનો છે કે વ્યક્તિગત નફા ખાતર સમાજને નુકસાન કરતા ને બિનતંદુરસ્ત માગે જનતાની વૃત્તિઓ સાથે ચેડાં કરતા ઉદ્યોગોને ક્યાં સુધી છૂટો દોર આપી શકાય. આનું આંખે વળગે એવું ઉદાહરણ તે આપણો ફિલ્મ ઉદ્યોગ. બને તેટલો વધુમાં વધુ નફો કરવા ખાતર માણસની સૌથી હલકામાં હલકી વૃત્તિઓને કૃત્રિમપણે ઉત્તેજિત કરી મૂકવામાં આવે છે, અને લોકોનું મન વિષમય કરી મૂકવામાં આવે છે. અન્ન ને ડ્રગ અંગેના કાયદા દ્વારા નુકસાનકારક અન્ન ને ડ્રગ્ઝની જાહેરાત ને ઉત્પાદન ઉપર અંકુશ મુકાયો છે. આવું જ માણસની બધી મુખ્ય જરૂરિયાતો અંગે પણ થઈ શકે. આવા કાયદાઓ જો અસરકારક ન નીવડે, તો ફિલ્મ ઉદ્યોગ જેવા કેટલાક ઉદ્યોગોનું સમાજીકરણ કરવું જોઈએ. જે સમાજનું એકમાત્ર ધ્યેય માણસનો વિકાસ કરવાનું છે અને જેમાં ભૌતિક જરૂરિયાતો આધ્યાત્મિક જરૂરિયાતો કરતાં ગૌણ મનાય છે, તે સમાજમાં આ માટે જરૂરી કાયદેસરના ને આર્થિક ઉપાયો શોધી કાઢવા મુશ્કેલ નથી.

દરેકે દરેક માણની આવક એકસરખી જ હોવી જોઈએ, એવી માગણી સમાજવાદે ક્યારેય નથી કરી અને ઘણાં કારણોસર એ વ્યાવહારિક પણ નથી ને ઇચ્છનીય પણ નથી. મહત્ત્વની વાત એ છે કે એક વ્યક્તિ સ્વમાનભેર માનવજીવન

વિતાવી શકે એટલી ઓછામાં ઓછી આવક દરેકે દરેક માણસને મળવી જોઈએ, અને આવકો વચ્ચેની અસમાનતા એટલી બધી ન હોવી જોઈએ, કે જેથી બે વ્યક્તિના જીવનના અનુભવોમાં જ આસમાન-જમીનનો ફરક પડી જાય. આજે તો જેની લાખોની આવક છે અને જે પોતાની મનફાવે તેવી ધૂન સંતોષી શકે છે, તેને માંડ માંડ બે છેડા ભેગા કરતા બીજા માણસો કરતાં જીવનનો સાવ જુદો જ અનુભવ થાય છે. વળી, એક માણસ જો પોતાના ગામની બહાર જ ન નીકળી શકતો હોય અને પોતાની જરૂરિયાતો જ ન પૂરી કરી શકતો હોય, તો તેનો જીવનનો અનુભવ પણ બીજા કરતાં જુદો હશે. એટલે આવકની અસમાનતા માણસના જીવનના અનુભવોમાં મોટો ફરક કરી મૂકે એટલી બધી ન હોવી જોઈએ. એ અસમાનતામાં અમુક મર્યાદા હોવી જોઈએ.

એ કહેવાની જરૂર ન હોવી જોઈએ કે અત્યારે ઇંગ્લાંડમાં જેવી સામાજિક સુરક્ષાની યોજના છે તેવી યોજના ચાલુ જ રહેવી જોઈએ. પણ તે પૂરતી નથી. આજની આ સામાજિક સુરક્ષાની યોજનાને એટલી વ્યાપક બનાવવી જોઈએ કે જેથી દુનિયાભરમાં એકેએક વ્યક્તિને અમુક ન્યૂનતમ જીવનધોરણની બાંહેધરી મળી રહે.

માણસ આજે પૂરતી સ્વતંત્રતા ભોગવી શકતો નથી કેમ કે તે આર્થિક દૃષ્ટિએ સ્વતંત્ર નથી. નિર્વાહ ખાતર એણે પોતાને ન ગમે તેવું કામ પણ સ્વીકારવું પડે છે, કેમ કે નહીં તો ભૂખે મરવા વારો આવે. માણસને કામ આપવું એ આજે મૂડીના માલિકનો ઇજારો છે. જેની પાસે મૂડી નથી અને "માત્ર" પોતાનું જીવન છે અને પોતાની શ્રમશક્તિ છે, તેની પાસે આ મૂડીદાર આપે તે સિવાય બીજું કોઈ કામ

નથી. માણુસની સ્વતંત્રતાને રૂંધતું આ કારણ જ્યાં સુધી દૂર નહીં થાય, ત્યાં સુધી તે એક સ્વતંત્ર અને જવાબદાર વ્યક્તિ તરીકે ભાગ નહીં ભજવી શકે.

સોએક વર્ષ પહેલાં એક એવી માન્યતા હતી કે માણુસની પોતાના પડોશી પ્રત્યે કોઈ જવાબદારી નથી. અર્થશાસ્ત્રીઓએ તો શાસ્ત્રીય રીતે એમ પુરવાર પણ કરી આપ્યું હતું કે અર્થતંત્રને ચાલુ રાખવા માટે ગરીબ ને બેકાર માણુસોની એક મોટી ફોજ હોય તે જરૂરી છે. આજે હવે આ સિદ્ધાંતને ઉચ્ચારવાની સુધ્ધાં કોઈ હિંમત નહીં કરે. સામાન્ય રીતે આજે બધા એટલું સ્વીકારે છે કે રાષ્ટ્રની સંપત્તિથી કોઈ પણ માણુસ વંચિત ન રહેવો જોઈએ. ગરીબ એના અજ્ઞાનને કારણે, એની બેજવાબદારીને કારણે, ટૂંકમાં એના પોતાના પાપે ગરીબ છે એમ કહેવું, એ ગઈ ગુજરીની વાત બની ગઈ છે. પશ્ચિમના બધા ઔદ્યોગિક દેશોમાં બેકારી, બીમારી ને વૃદ્ધાવસ્થામાં આજીવિકા પૂરતી અમુક ન્યૂનતમ આર્થિક મદદ કરવાની પદ્ધતિ ચાલુ થઈ ગઈ છે. હવે આપણે માત્ર એક ડગલું આગળ વધીને એમ નક્કી કરવાનું છે કે બેકારી, બીમારી કે વૃદ્ધાવસ્થા વિનાયે દરેકે દરેક માણુસને ન્યૂનતમ જીવનનિર્વાહ મેળવવાનો અધિકાર છે. કોઈ માણુસ બેકાર, બીમાર કે વૃદ્ધ ન હોય તોયે આ રકમ માગી શકે. કોઈ માણુસ સ્વેચ્છાએ નોકરી છોડીને બીજા કોઈ કામ માટે પોતાની જાતને તૈયાર કરવા માગતો હોય અથવા તો કોઈ ગમે તે વ્યક્તિગત કારણુસર કમાઈ શકે તેમ ન હોય, તો તેને પણ આ રકમ મેળવવાનો અધિકાર રહે. ટૂંકમાં, દરેકે દરેક માણુસ કોઈ પણ જાતના કારણ વિના આ ન્યૂનતમ જીવનનિર્વાહ માગી શકે. આનો

વિતાવી શકે એટલી ઓછામાં ઓછી આવક દરેકે દરેક માણસને મળવી જોઈએ, અને આવકો વચ્ચેની અસમાનતા એટલી બધી ન હોવી જોઈએ, કે જેથી બે વ્યક્તિના જીવનના અનુભવોમાં જ આસમાન-જમીનનો ફરક પડી જાય. આજે તો જેની લાખોની આવક છે અને જે પોતાની મનફાવે તેવી ધૂન સંતોષી શકે છે, તેને માંડ માંડ બે છેડા ભેગા કરતા બીજા માણસો કરતાં જીવનનો સાવ જુદો જ અનુભવ થાય છે. વળી, એક માણસ જો પોતાના ગામની બહાર જ ન નીકળી શકતો હોય અને પોતાની જરૂરિયાતો જ ન પૂરી કરી શકતો હોય, તો તેનો જીવનનો અનુભવ પણ બીજા કરતાં જુદો હશે. એટલે આવકની અસમાનતા માણસના જીવનના અનુભવોમાં મોટો ફરક કરી મૂકે એટલી બધી ન હોવી જોઈએ. એ અસમાનતામાં અમુક મર્યાદા હોવી જોઈએ.

એ કહેવાની જરૂર ન હોવી જોઈએ કે અત્યારે ઇંગ્લાંડમાં જેવી સામાજિક સુરક્ષાની યોજના છે તેવી યોજના ચાલુ જ રહેવી જોઈએ. પણ તે પૂરતી નથી. આજની આ સામાજિક સુરક્ષાની યોજનાને એટલી વ્યાપક બનાવવી જોઈએ કે જેથી દુનિયાભરમાં એકેએક વ્યક્તિને અમુક ન્યૂનતમ જીવનધોરણની બાંહેધરી મળી રહે.

માણસ આજે પૂરતી સ્વતંત્રતા ભોગવી શકતો નથી કેમ કે તે આર્થિક દૃષ્ટિએ સ્વતંત્ર નથી. નિર્વાહ ખાતર એણે પોતાને ન ગમે તેવું કામ પણ સ્વીકારવું પડે છે, કેમ કે નહીં તો ભૂખે મરવા વારો આવે. માણસને કામ આપવું એ આજે મૂડીના માલિકનો ઇજારો છે. જેની પાસે મૂડી નથી અને "માત્ર" પોતાનું જીવન છે અને પોતાની શ્રમશક્તિ છે, તેની પાસે આ મૂડીદાર આપે તે સિવાય બીજું કોઈ કામ

નથી. માણસની સ્વતંત્રતાને રૂંધતું આ કારણ જ્યાં સુધી દૂર નહીં થાય, ત્યાં સુધી તે એક સ્વતંત્ર અને જવાબદાર વ્યક્તિ તરીકે ભાગ નહીં ભજવી શકે.

સોએક વર્ષ પહેલાં એક એવી માન્યતા હતી કે માણસની પોતાના પડોશી પ્રત્યે કોઈ જવાબદારી નથી. અર્થશાસ્ત્રીઓએ તો શાસ્ત્રીય રીતે એમ પુરવાર પણ કરી આપ્યું હતું કે અર્થતંત્રને ચાલુ રાખવા માટે ગરીબ ને બેકાર માણસોની એક મોટી ફોજ હોય તે જરૂરી છે. આજે હવે આ સિદ્ધાંતને ઉચ્ચારવાની સુધ્ધાં કોઈ હિંમત નહીં કરે. સામાન્ય રીતે આજે બધા એટલું સ્વીકારે છે કે રાષ્ટ્રની સંપત્તિથી કોઈ પણ માણસ વંચિત ન રહેવો જોઈએ. ગરીબ એના અજ્ઞાનને કારણે, એની બેજવાબદારીને કારણે, ટૂંકમાં એના પોતાના પાપે ગરીબ છે એમ કહેવું, એ ગઈ ગુજરીની વાત બની ગઈ છે. પશ્ચિમના બધા ઔદ્યોગિક દેશોમાં બેકારી, બીમારી ને વૃદ્ધાવસ્થામાં આજીવિકા પૂરતી અમુક ન્યૂનતમ આર્થિક મદદ કરવાની પદ્ધતિ ચાલુ થઈ ગઈ છે. હવે આપણે માત્ર એક ડગલું આગળ વધીને એમ નક્કી કરવાનું છે કે બેકારી, બીમારી કે વૃદ્ધાવસ્થા વિનાયે દરેકે દરેક માણસને ન્યૂનતમ જીવનનિર્વાહ મેળવવાનો અધિકાર છે. કોઈ માણસ બેકાર, બીમાર કે વૃદ્ધ ન હોય તોયે આ રકમ માગી શકે. કોઈ માણસ સ્વેચ્છાએ નોકરી છોડીને બીજા કોઈ કામ માટે પોતાની જાતને તૈયાર કરવા માગતો હોય અથવા તો કોઈ ગમે તે વ્યક્તિગત કારણસર કમાઈ શકે તેમ ન હોય, તો તેને પણ આ રકમ મેળવવાનો અધિકાર રહે. ટૂંકમાં, દરેકે દરેક માણસ કોઈ પણ જાતના કારણ વિના આ ન્યૂનતમ જીવનનિર્વાહ માગી શકે. આનો

ગેરઉપયોગ ન થાય તે માટે આ લાભ વધુમાં વધુ બે વર્ષ પૂરતો જ મળી શકે, એવી કંઈક ગોઠવણ કરી શકાય. પરંતુ દુનિયાભરમાં દરેકે દરેક માણસને ન્યૂનતમ જીવનનિર્વાહની બાંહેધરી મળી જ જવી જોઈએ.

મારું આ સૂચન કદાચ તરંગી ને વિચિત્ર લાગશે. પણ એમ તો બેકારો, બીમારો ને વૃદ્ધો માટેની આપણી આજની યોજના સો વર્ષ પહેલાંના લોકોને એવી જ વિચિત્ર ને તરંગી લાગી હશે. જો કે ડો. શેપિરોએ હમણાં જ મારું ધ્યાન દોર્યું કે બર્ટ્રાન્ડ રસેલે પોતાના "Proposed Roads to Freedom" એ પુસ્તકમાં આવું જ સૂચન કર્યું છે. આ યોજના સામે મુખ્ય વાંધો એ રજૂ થશે કે જો તમે દરેકને ન્યૂનતમ જીવન-નિર્વાહની બાંહેધરી આપવાનું ઠરાવશો તો લોકો કામ જ નહીં કરે. આ વિચાર એવી ખોટી માન્યતાને કારણે ઊભો થાય છે કે માણુસ સ્વભાવે આળસુ છે. ખરી રીતે તો અપવાદરૂપ થોડા ધૂની આળસુ માણસોને બાદ કરતાં બાકીના તો ન્યૂનતમ કરતાં વધુ આવક મેળવવા જ ઇચ્છશે અને હાથ જોડીને બેસી રહેવા કરતાં કામ કરવાનું જ પસંદ કરશે. અલબત્ત, પછી કામ રસદાયક ને આકર્ષક હોવું જોઈશે, કેમ કે નહીં તો માણસને તે સ્વીકારવાની કોઈ ફરજ પાડી શકશે નહીં. અને વાસ્તવમાં ખરું વ્યક્તિ-સ્વાતંત્ર્ય તો ત્યારે જ શક્ય બને, કે જ્યારે અમુક કામ સ્વીકારવું કે નહીં તે માણસની પોતાની મુનસફી પર નિર્ભર હોય અને ભૂખે મરી જવાની બીકે તેને તે સ્વીકારવું ન પડે. આજની મૂડીવાદી અર્થ-વ્યવસ્થામાં આવું વ્યક્તિ-સ્વાતંત્ર્ય અસ્તિત્વ ધરાવતું નથી.

ન્યૂનતમ જીવનધોરણની બાંહેધરી મળવાથી આર્થિક બાબતમાં જ નહીં, બલ્કે રોજબરોજના જીવનમાં માણસ

માણુસ વચ્ચેના સંબંધોમાંયે સ્વતંત્રતાનો સંચાર થશે. દાખલા તરીકે એક માણુસને પોતાની નોકરી ન ગમતી હોય છતાં બેકારીને ભયે તેને તે કરવી પડતી હોય તો તેના સમગ્ર વર્તન પર આની અસર પડશે. નોકરી જતી રહે તે તેને પાલવે તેમ નથી એટલે તે પોતાના ઉપરીથી દબાતો રહેશે ને તેને ખુશ રાખવાનો પ્રયત્ન કરતો રહેશે. પોતાની ભૂલ ન હોય તોયે તેને ઉપરીનાં મેણાંટોણાં મૂગે મોઢે સાંભળી લેવાં પડશે. અથવા એક બીજો દાખલો લો. એક માણુસને ૪૦ વર્ષની ઉંમરે સાવ નવા પ્રકારનો ધંધોરોજગાર પકડવાનું મન થાય છે. પણ તેને માટે પોતાને તૈયાર કરતાં એક-બે વર્ષ લાગે. ન્યૂનતમ જીવનધોરણની બાંહેધરી હોય તો તે આમ કરી શકે. જો કે આટલો વખત તેણે ન્યૂનતમ મર્યાદાની અંદર ચલાવવું પડશે, એટલે માત્ર જેને અત્યંત ઉત્સાહ હશે અને નવા કામ માટે ખૂબ રસ હશે એવો માણુસ જ આમ કરશે. ટૂંકમાં, ધંધાકીય કે વ્યક્તિગત સંબંધોમાં આર્થિક કારણોસર ઊભી થતી સૌથી મોટામાં મોટી મજબૂરી ન્યૂનતમ જીવન-નિર્વાહની બાંહેધરી મળવાથી નાબૂદ થશે અને દરેકે દરેક માણુસ પોતાની ઇચ્છા મુજબ વર્તવાને સ્વતંત્ર બનશે.

પરંતુ આવી યોજના માટેના ખર્ચનું શું ? આજે પણ આપણે બેકારો, બીમારો અને વૃદ્ધોને નિર્વાહભથ્થું આપીએ જ છીએ. આ નવી યોજનાને કારણે થોડાક વધુ માણુસોને આ ભથ્થું આપવું પડશે. આ નવી યોજનાનો લાભ લેવા કોણ કોણ તૈયાર થશે ? અમુક વિશિષ્ટ કુદરતી ખાસિયત ધરાવનાર વ્યક્તિઓ, કામચલાઉ મુશ્કેલીમાં આવી પડેલ વ્યક્તિઓ, અને જવાબદારીના ભાન વિનાની ને કામમાં જેમને રસ જ નથી એવી કેટલીક ધૂની ને અસ્થિર વ્યક્તિઓ.

બધી બાજુનો વિચાર કરતાં એમ લાગે છે કે આ યોજનાનો લાભ લેનારાઓની સંખ્યા બહુ મોટી તો નહીં જ હોય ને ઝીણવટભર્યો સરવેથી તેનો આશરે અડસટ્ટોય આજે કાઢી શકાય.

પરંતુ મુખ્ય વાત તો એ ધ્યાનમાં રાખવાની છે કે આ સૂચનના અમલની સાથોસાથ અહીં સૂચવેલ બીજા સામાજિક ફેરફારો પણ અમલમાં લાવવાના છે. અને જે સમાજમાં વ્યક્તિગત નાગરિક પોતાના કામની અંદર સક્રિયપણે ભાગ ભજવતો હોય, તે સમાજમાં કામ કરવામાં રસ ન ધરાવનારાઓની સંખ્યા બહુ જૂજ હશે. વળી એ સંખ્યા ગમે તેવડી હશે તોયે તેને આ યોજનાનો લાભ આપવાનો ખર્ચ આજે મોટાં રાષ્ટ્રો પોતાનાં લશ્કર જાળવવા પાછળ જેટલો ખર્ચ કરે છે તેનાથી તો ઓછો જ હશે. અને શસ્ત્રો પાછળ થતો ખર્ચ ગણતરીમાં લઈએ તો તો તેની સરખામણીમાં આ યોજનાનો ખર્ચ બિલકુલ નજીવો લાગશે. ઉપરાંત એ વાત પણ ભૂલવી ન જોઈએ કે જે સમાજ-વ્યવસ્થા દરેકે દરેક માણસનો જીવનમાંનો અને કામમાંનો રસ ફરી સ્થાપિત કરી શકે, તેમાં વ્યક્તિની ઉત્પાદકશક્તિમાં ધરખમ વધારો થશે. આજે કામ કરનારની પરિસ્થિતિમાં થોડોક અમથો સુધારો કરવાથીયે આવું પરિણામ ક્યાં નથી જોઈ શકાતું ! અને વળી ગુનાઓ તથા મગજની અસ્થિરતા કે માનસિક બીમારીઓ પાછળ થતાં ખર્ચમાંયે સારી પેઠે ઘટાડો થશે.

# રાજકીય પરિવર્તન

આજે આપણું લોકશાહી માળખું જે રીતે ગોઠવાયેલું છે, તેનાથી પરાયાપણાની પ્રક્રિયાને વેગ મળે છે. પરાયાપણાની પરિસ્થિતિમાં લોકશાહીનો અમલ ન થઈ શકે. લોકશાહીનો અર્થ એ છે કે માણસ મુક્તપણે પોતાની માન્યતા વ્યક્ત કરી શકે અને સ્વતંત્રપણે વર્તી શકે. અહીં એટલું માની લેવામાં આવ્યું છે કે માણસ પોતાની આગવી અમુક માન્યતા ધરાવે છે અને તેને પોતાની આગવી ઇચ્છાશક્તિ છે. પરંતુ આજે વાસ્તવિકતા એ છે કે પરાયાપણાની લાગણી અનુભવતા આધુનિક માનવીને પોતાના અભિપ્રાયો અને પૂર્વગ્રહો જરૂર છે, પણ એની પોતાની કોઈ દૃઢ માન્યતાઓ નથી; વળી એને ગમા-અણગમાઓ છે, પણ પોતાની ઇચ્છાશક્તિ નથી. અને જાહેરખબર ને પ્રચારનાં શક્તિશાળી યંત્રો દ્વારા જેમ માણસની રુચિઓને મનફાવતો ઘાટ આપવામાં આવે છે, તેમ એના અભિપ્રાયો ને પૂર્વગ્રહો તેમ જ ગમા ને અણગમાઓને પણ પ્રચારયંત્રો દ્વારા મરજી મુજબ વાળવામાં આવે છે. આમ, આજે માણસને પોતાની આગવી માન્યતાઓ કે ઇચ્છાશક્તિ જેવું બહુ છે નહીં.

વળી, સામાન્ય મતદારને ઝાઝી ગતાગમ પણ નથી. એ નિયમિતપણે અખબાર વાંચે છે, પણ સમસ્ત જગત તેને માટે એટલું બધું પરાયું છે કે કોઈ પણ વસ્તુ એને પોતીકી કે ઝાઝી મહત્ત્વની નથી લાગતી. અખબારમાં એ વાંચે છે કે કરોડો રૂપિયા ખર્ચાય છે, લાખો માણસોનો સંહાર થાય છે —આંકડાઓ અને અનાત્મીય વર્ણનો. તેમાંથી જગતનું કોઈ નક્કર ને અર્થપૂર્ણ ચિત્ર ઊપસતું નથી. આવી પરિસ્થિતિ

છતાંયે રાજકારણમાં સ્થિરતા જળવાઈ રહે છે તે સામાન્ય માણુસના લચીલાપણાને ને મૂળભૂત શાણપણને આભારી છે.

આ ઉપરાંત એ પણ ન ભૂલવું જોઈએ કે બહુમતીને ધોરણે કામ કરવાનો સિદ્ધાંત અનાત્મીકરણ અને પરાયાપણાની પ્રક્રિયાને વેગ આપી રહ્યો છે. મૂળમાં, આ બહુમતીશાસનનો સિદ્ધાંત તો પહેલાંના રાજાઓ અને સામંતોના લઘુમતીશાસનના વિકલ્પ તરીકે અસ્તિત્વમાં આવ્યો હતો. તેમાં એવું કશું ગૃહીત નહોતું કે બહુમતી "સાચી" છે. પરંતુ લઘુમતી બહુમતી ઉપર પોતાનો મત ઠોકી બેસાડે તેના કરતાં બહુમતી ભલે ભૂલ પણ કરે તોયે તે વધુ સારું, એમ સમજીને આ બહુમતીશાસનનો સિદ્ધાંત અમલમાં આવ્યો હતો. પરંતુ આજે તો હવે એમ મનાવા લાગ્યું છે કે લોકશાહી પદ્ધતિમાં બહુમતીનો નિર્ણય હમેશાં સાચો જ હોય છે અને નૈતિક દૃષ્ટિએ પણ લઘુમતીના નિર્ણય કરતાં ચઢિયાતો હોય છે, અને તેથી લઘુમતી ઉપર "પોતાનો" નિર્ણય લાદવાનો બહુમતીને નૈતિક અધિકાર પણ છે. કેટલીક વસ્તુની જાહેરખબરમાં એવો દાવો કરવામાં આવે છે કે "એક કરોડ અમેરિકનો આ વસ્તુ વાપરે છે. એક કરોડ વ્યક્તિઓનો નિર્ણય ખોટો ન હોઈ શકે." આમ, અમુક નિર્ણય બહુમતીથી થયો છે તે વાતને તે નિર્ણયની યોગ્યતા માટેની એક દલીલ તરીકે આગળ ધરાય છે. ખરેખર આ એક ભૂલ છે. વાસ્તવમાં તો ઐતિહાસિક દૃષ્ટિએ જોઈએ તો રાજકારણમાં કે તત્ત્વજ્ઞાનમાં, ધર્મમાં કે વિજ્ઞાનમાં બધા "સાચા" વિચારો મૂળમાં તો લઘુમતીના જ વિચારો હતા. જો માણસે વિચારનું મૂલ્ય સંખ્યાને ધોરણે આંક્યું હોત, તો આપણે હજી ગુફાઓમાં વસતા હોત.

શુપીટરે કહ્યું છે તેમ મતદારે તો માત્ર તેના મતને માટે હરીફાઈ કરતા બે ઉમેદવારોમાંથી જ પોતાની પસંદગી વ્યક્ત કરવાની હોય છે. રાષ્ટ્રનું સર્વોત્તમ હિત તથા સત્તા પર રહેવામાં અથવા તો સત્તા ફરી કબજે કરવામાં રહેલું પક્ષનું સ્થાપિત હિત, એ બે વચ્ચે રાજકીય પક્ષોની વફાદારી વહેંચાયેલી છે. અલબત્ત, આ રાજકીય પક્ષોએ જનતાના મત મેળવવા પડે છે એટલે મતદારની ઇચ્છા પ્રત્યે એમને થોડું ધ્યાન આપવાની ફરજ પડે છે. મતદારોમાં બહુ અસંતોષ જણાય તો રાજકીય પક્ષોએ મત મેળવવા ખાતર પોતાનો માર્ગ બદલવો પડે છે. બિનલોકશાહી સરમુખત્યાર-શાહી શાસનોએ પણ લોકોની ઇચ્છાનો ખ્યાલ અમુક અંશે તો રાખવો જ પડે છે. પણ એમની બાબતમાં માત્ર એટલું છે કે એમની દમનનીતિને કારણે તેઓ લોકપ્રિય ન હોય એવા માર્ગને પણ ઘણા લાંબા સમય સુધી વળગી રહી શકે છે. લોકશાહીમાં આવું લાંબો વખત ચાલી શકતું નથી.

પરંતુ સરવાળે જોઈએ તો આજની લોકશાહી પદ્ધતિમાં વ્યક્તિગત મતદાર ઝાઝો નિર્ણાયક ભાગ ભજવી શકતો નથી. તે બહુ બહુ તો રાજકીય પક્ષો પર અમુક લગામ રાખી શકે છે, કે બહુ તો એમના પર આડકતરી અસર પાડી શકે છે. એક વાર તેણે મત આપી દીધો કે તેણે પોતાની રાજકીય ઇચ્છાશક્તિ પોતાના પ્રતિનિધિને હવાલે કરી દીધી. તે પ્રતિનિધિ તેનો ઉપયોગ પોતાની જવાબદારી તથા પોતાનું સ્થાપિત હિત, એ બંનેનો ખ્યાલ રાખીને કરતો હોય છે. મતદાર પછી તેમાં બીજું કાંઈ ખાસ કરી શકતો નથી. હા, બીજી ચૂંટણી આવે ત્યારે તે ફરી પાછો પોતાના મતાધિકારનો ઉપયોગ કરી શકે છે. અને ત્યારે તે ઇચ્છે તો પોતાના

પ્રતિનિધિને ફરી ચૂંટી શકે છે, અથવા તો "એ હરામખોરને બહાર ફગાવી દઈ શકે છે." પરંતુ આજની લોકશાહીઓમાં મતદાનની પ્રક્રિયા માત્ર માથાં ગણવા જેવી થઈ ગઈ છે, જેમાં મતદાર રાજકીય પક્ષો અંગે કેવળ સંમતિ કે અસંમતિ દર્શાવી શકે છે અને એમાંના એકને ચરણે પોતાની ઇચ્છા-શક્તિ સમર્પી દે છે.

ઓગણીસમી સદીથી વીસમી સદી સુધીમાં લોકશાહી પદ્ધતિનો ધીરે ધીરે વિકાસ થતો આવ્યો છે, અને આજે હવે પુખ્ત વયની દરેક વ્યક્તિને અબાધિત મતાધિકાર હોવો જોઈએ, એ સિદ્ધાંત લગભગ સર્વત્ર સ્વીકારાઈ ચૂક્યો છે. પરંતુ આટલું યે પૂરતું નથી. લોકશાહી પદ્ધતિના વધુ વિકાસ માટે કંઈક નવું પગલું ભરાવું જોઈએ. પહેલાં તો એ વાત સમજાવી જોઈએ કે સામાન્ય ચૂંટણીના જાહેર મતદાનના વાતાવરણની અંદર ખરા નિર્ણયો લઈ શકાય નહીં. એવા નિર્ણયો તો પહેલાંની ગ્રામસભાઓ જેવા નાના નાના સમૂહોમાં જ લઈ શકાય, જેમાં આશરે પાંચસોથી વધુ સભ્યો ન હોય. આવાં નાનાં મંડળોમાં જ કોઈ પણ બાબત વિગતે ચર્ચી શકાય તથા દરેક સભ્ય પોતાના વિચારો વ્યક્ત કરી શકે, બીજાના વિચારો સમજી શકે, ને મોકળી ચર્ચા કરી શકે. તેમાં પરસ્પરના અંગત સંપર્ક માટે પણ અવકાશ રહે છે અને તેને લીધે પછી બહારની અનુચિત અસરો માટે ઓછું સ્થાન રહે છે. બીજી વાત એ કે વ્યક્તિગત નાગરિક મહત્ત્વની હકીકતોથી સારી પેઠે માહિતગાર હોવો જોઈએ, કે જેથી એ ઉચિત નિર્ણયો લઈ શકે. ત્રીજી વાત એ કે આવાં નાનાં ને મોઢામોઢનાં મંડળોમાં જે નિર્ણયો લેવાય તેની કેન્દ્રની ચૂંટાયેલી પાર્લમેન્ટના નિર્ણયો પર સીધી

અસર થવી જોઈએ. જ્યાં સુધી આમ નહીં થાય, ત્યાં સુધી રાજકીય દૃષ્ટિએ નાગરિક આજના જેટલો જ ગમાર રહેશે.

સવાલ હવે એ ઊભો થાય છે કે લોકશાહીના આજના કેન્દ્રિત માળખા સાથે આ વિકેન્દ્રીકરણનો મેળ બેસી શકશે ખરો? અર્થાત્ આધુનિક ઔદ્યોગિક સમાજની અંદર આપણે ગ્રામસભાઓનો સિદ્ધાંત ફરીથી દાખલ કરી શકીશું ખરા?

હું તો આમાં એવી કોઈ મુશ્કેલી જોતો નથી, જેનો ઉકેલ ન આણી શકાય. આખીયે વસ્તીને રહેઠાણોને ધોરણે કે કામના સ્થળને ધોરણે આશરે પાંચસો વ્યક્તિઓનાં નાનાં નાનાં સંગઠનોમાં વહેંચી નાખવી જોઈએ. શક્ય હોય ત્યાં સુધી આવાં સંગઠનોમાં સમાજના વિવિધ વર્ગોનો સમાવેશ થવો જોઈએ. આ મંડળો નિયમિત મળતાં રહે, દાખલા તરીકે મહિને એક વાર. તેઓ પોતાના હોદ્દેદારો ને સમિતિઓ પસંદ કરે, જેની મુદત એક વર્ષની હોય. એમનો મુખ્ય કાર્યક્રમ સ્થાનિક ને રાષ્ટ્રીય પ્રશ્નો પર ચર્ચા-વિચારણા કરતા રહેવાનો છે. ઉપર કહ્યું તેમ આવી ચર્ચા-વિચારણા માટે અમુક પ્રમાણમાં હકીકતોની માહિતી હોવી જરૂરી છે. આવી માહિતી કેવી રીતે આપી શકાય? રાજકીય દૃષ્ટિએ સ્વતંત્ર એવી કોઈ સાંસ્કૃતિક સંસ્થા આ મંડળોની ચર્ચા-વિચારણા માટે આધારરૂપ અને એવી હકીકતોની સામગ્રી તૈયાર કરવાનું ને પ્રકાશિત કરવાનું કામ ઉપાડી શકે.

આપણી શિક્ષણ-પદ્ધતિમાં આપણે આવું જ કરીએ છીએ. બાળકોને આપણે તટસ્થ માહિતી આપીએ છીએ અને સરકારોની અંદર થતા ફેરફારોની અસર તેના પર થવા દેતા નથી. કળા, વિજ્ઞાન, ધર્મ, વ્યાપાર, રાજકારણ, વગેરે

ક્ષેત્રોમાંની આગવી સિદ્ધિઓ મેળવેલી ને નૈતિક પ્રતિષ્ઠા ધરાવતી વિશિષ્ટ વ્યક્તિઓને પસંદ કરીને આપણે આવી બિનરાજકીય સાંસ્કૃતિક સંસ્થા રચી શકીએ. તેઓ બધા પોતપોતાના જુદા જુદા રાજકીય મતો ધરાવતા હશે, પરંતુ દરેક ક્ષેત્રમાંની કેટલીક મૂળભૂત હકીકતોની બાબતમાં તેઓ સંમત થઈ શકશે. અને કોઈક બાબતમાં મતભેદ રહેશે તો એ મતભેદની ભૂમિકા સમજાવીને બંને બાજુની હકીકતો જનતા સમક્ષ રજૂ કરવામાં આવશે.

આ નાનાં નાનાં મંડળો દ્વારા લેવાયેલ નિર્ણયોને છેવટે કેન્દ્ર સરકારની કક્ષાએ પહોંચાડવા પડશે અને નીતિવિષયક બાબતોમાં તેને અસરકારક બનાવવા પડશે. આ પ્રક્રિયા માટે પણ જરૂરી વ્યવસ્થા થઈ શકે. પાર્લમેન્ટરી પદ્ધતિમાં આપણે મોટે ભાગે બે ધારાસભાઓ રાખીએ છીએ. નિર્ણયો લેવામાં બંને ભાગ ભજવે છે, પણ બેઉ જુદા જુદા સિદ્ધાંતો અનુસાર ચૂંટાયેલી હોય છે. આ મોઢામોઢ મંડળો એ ખરેખરી "આમ સભા" બનશે અને તે સામાન્ય ચૂંટણીમાં ચૂંટાયેલા પ્રતિનિધિઓની ધારાસભા અને સરકાર સાથે મળીને વહીવટ ચલાવશે.

આમ, નિર્ણયો લેવાની પ્રક્રિયા હંમેશાં માત્ર ઉપરથી નીચે ચાલતી રહેવાને બદલે નીચેથી ઉપર પણ ચાલતી રહેશે; અને આ નિર્ણયો વ્યક્તિગત નાગરિકના સક્રિય અને જવાબદાર ચિંતનને આધારે થયેલા હશે. દરેક પ્રશ્નની નાનાં નાનાં મોઢામોઢ મંડળોમાં ચર્ચા-વિચારણા થશે, એટલે નિર્ણયો પોતીકા લાગશે અને રાજકીય પ્રશ્નો અંગે નાગરિક પોતે વિચારતો થશે. આને લીધે પરાયાપણાની પ્રક્રિયા અટકશે અને મતદાનની ઔપચારિક વિધિ દ્વારા પોતાની રાજકીય

ઇચ્છાશક્તિ અન્યને હવાલે કરી દેવાને બદલે નાગરિક ફરીથી સમાજજીવનની અંદર સક્રિયપણે ભાગ ભજવતો થશે.

## સાંસ્કૃતિક પરિવર્તન

પરંતુ માત્ર સામાજિક કે રાજકીય વ્યવસ્થામાં ફેરફાર કરવાથી પાયાનું પરિવર્તન આણી શકાશે નહીં. સામાજિક ને રાજકીય વ્યવસ્થા અમુક અનુકૂળતા ને પ્રતિકૂળતા જરૂર ઊભી કરે છે, પણ મૂલ્યો ને આદર્શોની સિદ્ધિ માટે તો સાંસ્કૃતિક પરિવર્તનની જ જરૂર પડે છે. ઉત્પાદન, વપરાશ ને બજારના કેન્દ્રબિંદુ પર રચાયેલ ભૌતિક સંસ્કૃતિની અંદર ખ્રિસ્તી પરંપરાના આદર્શો સિદ્ધ થઈ શકે નહીં. તેવી જ રીતે જ્યાં સુધી નૂતન વિચારો માનવહૃદયને નવી ભાવનાથી ઓતપ્રોત ન કરી દે ત્યાં સુધી સમાજવાદી સમાજ પણ ભ્રાતૃભાવ, ન્યાય ને વ્યક્તિ-સ્વાતંત્ર્યનું ધ્યેય પાર પાડી શકે નહીં.

આજે આપણને જરૂર નવા આદર્શો કે નવાં આધ્યાત્મિક ધ્યેયોની નથી. તે તો આપણી પાસે પૂરતાં છે; માનવજાતના મહાન ગુરુઓએ શાણા જીવનના આદર્શ નમૂનાઓ આપણી સમક્ષ ખડા કર્યા જ છે. તેઓ જુદી જુદી ભાષાઓમાં બોલ્યા છે, જુદાં જુદાં પાસાંઓ ઉપર એમણે ભાર મૂકયો છે અને કેટલીક બાબતો અંગે એમનાં મંતવ્યો પણ ભિન્ન ભિન્ન રહ્યાં છે. પરંતુ સરવાળે જોઈએ તો એમના વચ્ચેના ભેદો નજીવા છે. મહાન ધર્મો અત્યાર સુધી અંદરોઅંદર લડતા રહ્યા છે અને તેઓએ પોતાની પાયાની સમાનતાઓ કરતાં ઉપરછલ્લા ભેદો ઉપર જ ભાર મૂકયે રાખ્યો છે, એ સાચું; પરંતુ તેમાં વાંક મૂળ ધર્મગુરુઓનો નથી. અધ્યાત્મના

ઉપાસકોએ જે સરળ સત્ય પ્રતિપાદિત કર્યું તેના પાયા પર બીજાઓએ, જેમણે ગિરિજાઘરો, સંસ્થાના માળખાંઓ અને રાજકીય સંગઠનો ઊભાં કર્યાં, એમની અસરને પરિણામે આવું થયું છે. બાકી, જ્યારથી માનવજાત પ્રકૃતિવશ અને પશુવત જીવનમાંથી વિવેકી ને ભ્રાતૃભાવભર્યા માનવજીવન તરફ વળી છે, અને જ્યારથી સમગ્ર માનવજાતની એકતાનું તથા માનવજીવનના પૂર્ણ વિકાસનું ધ્યેય તેણે પોતાની સમક્ષ રાખ્યું છે, છેક ત્યારથી આ આદર્શો ને વિચારો એના એ છે. ત્યારે તો પરસ્પરના સંપર્ક માટે આજના જેવાં સાધનો પણ ન હતાં; અને તેમ છતાં આપણે જોઈએ છીએ કે સંસ્કૃતિના દરેકે દરેક કેન્દ્રમાં એકસરખી આંતરસૂઝોનો સાક્ષાત્કાર થયો છે અને એકસરખા આદર્શોનો ઉપદેશ આપવામાં આવ્યો છે. આ બધા વિચારો આજે આપણને સહજ પ્રાપ્ય છે અને આ માનવતાવાદી મહાપુરુષોના આપણે નજીકના વારસો છીએ; એટલે આજે શાણપણભરી રીતે કેમ જીવવું તે માટે આપણને કોઈ નવા જ્ઞાનની આવશ્યકતા નથી,— પણ આપણી માન્યતા, આપણા ઉપદેશ અને આપણા શિક્ષણ વિશે નિષ્ઠાવાન થવાની અત્યંત આવશ્યકતા છે. આપણાં હૃદયોમાં જે ક્રાંતિ કરવાની છે તે માટે હવે નવા ડહાપણની જરૂર નથી— તે માટે તો જરૂર છે ગંભીરતાની, નૂતન નિષ્ઠાની ને સમર્પણની.

આપણી સંસ્કૃતિના માર્ગદર્શક આદર્શો ને સિદ્ધાંતોને લોકજીવનમાં ઉતારવાની પ્રથમ જવાબદારી શિક્ષણની છે. પરંતુ આ જવાબદારી અદા કરવા માટે આપણી આજની શિક્ષણપદ્ધતિ કેટલી બધી અપૂરતી છે! આજે તો તેનું મુખ્ય ધ્યેય ઔદ્યોગિક સમાજરચનામાં કામ કરવા માટે માણસને



જોઈતી માહિતી પૂરી પાડવાનું અને તે અર્થવ્યવસ્થાને અનુરૂપ એવા ઢાંચામાં માણસના વ્યક્તિત્વને ઢાળવાનું માત્ર થઈ પડ્યું છે. આજે એવા વ્યક્તિત્વની જરૂર છે,— જે મહત્ત્વાકાંક્ષી ને પ્રતિસ્પર્ધાની વૃત્તિવાળું હોય, અને છતાં અમુક હદ સુધી પરસ્પરના સહકાર માટે પણ તત્પર હોય; જે સત્તા અને અધિકાર પ્રત્યે આદર ધરાવતું હોય અને છતાં જેમ કેટલાક રિપોર્ટ-કાર્ડમાં નોંધ ટાંકવામાં આવે છે તેમ "ઇચ્છનીય માત્રામાં સ્વતંત્ર" હોય; જે મિત્રાચારીભર્યું હોય, અને છતાં કોઈ પણ ચીજ સાથે કે કોઈ પણ વ્યક્તિ સાથે વિશેષ આત્મીયતાપૂર્વક બંધાયેલું ન હોય. આજની આપણી ઔદ્યોગિક સંસ્કૃતિને આવા વ્યક્તિત્વવાળા માણસો ખપે છે, અને આપણી શાળા-કૉલેજો આવા જ નાગરિકો તૈયાર કરી આપે છે. જીવનની વ્યવહારિક જવાબદારીઓ પાર પાડવા માટે જોઈતી માહિતી તેઓ વિદ્યાર્થીઓને પૂરી પાડે છે અને બજારને અનુરૂપ વ્યક્તિત્વ ઘડી આપે છે. બાકી વિદ્યાર્થીઓમાં વિવેકશીલ ચિંતનશક્તિ ખીલવવામાં અથવા તો એમને સાંસ્કૃતિક આદર્શોને રંગે રંગવામાં આજની શિક્ષણપદ્ધતિ બહુ કામયાબ નીવડી નથી.

વળી, આજે સૈદ્ધાંતિક ને વ્યાવહારિક જ્ઞાન વચ્ચે જે ખાઈ ઊભી થઈ છે, તે ખૂબ હાનિકારક છે. તેને કારણે માણસના વિચાર અને આચાર વચ્ચે વિમુખતા જન્મે છે, અને માણસને માટે પોતે જે કામ કરતો હોય તેમાં ઓતપ્રોત થવાનું વધુ અઘરું બને છે. કામને જો આપણે માણસના જ્ઞાન ઉપર આધારિત એવી એક પ્રવૃત્તિ બનાવવા માગતા હોઈએ અને માણસ જે કામ કરતો હોય તેની તેને પૂરી સમજ હોય એમ આપણે જો ઇચ્છતા હોઈએ, તો આજની આજની

ઉપાસકોએ જે સરળ સત્ય પ્રતિપાદિત કર્યું તેના પાયા પર બીજાઓએ, જેમણે ગિરિજાઘરો, સંસ્થાના માળખાંઓ અને રાજકીય સંગઠનો ઊભાં કર્યાં, એમની અસરને પરિણામે આવું થયું છે. બાકી, જ્યારથી માનવજાત પ્રકૃતિવશ અને પશુવત જીવનમાંથી વિવેકી ને ભ્રાતૃભાવભર્યા માનવજીવન તરફ વળી છે, અને જ્યારથી સમગ્ર માનવજાતની એકતાનું તથા માનવજીવનના પૂર્ણ વિકાસનું ધ્યેય તેણે પોતાની સમક્ષ રાખ્યું છે, છેક ત્યારથી આ આદર્શો ને વિચારો એના એ છે. ત્યારે તો પરસ્પરના સંપર્ક માટે આજના જેવાં સાધનો પણ ન હતાં; અને તેમ છતાં આપણે જોઈએ છીએ કે સંસ્કૃતિના દરેકે દરેક કેન્દ્રમાં એકસરખી આંતરસૂઝોનો સાક્ષાત્કાર થયો છે અને એકસરખા આદર્શોનો ઉપદેશ આપવામાં આવ્યો છે. આ બધા વિચારો આજે આપણને સહજ પ્રાપ્ય છે અને આ માનવતાવાદી મહાપુરુષોના આપણે નજીકના વારસો છીએ; એટલે આજે શાણપણભરી રીતે કેમ જીવવું તે માટે આપણને કોઈ નવા જ્ઞાનની આવશ્યકતા નથી,— પણ આપણી માન્યતા, આપણા ઉપદેશ અને આપણા શિક્ષણ વિશે નિષ્ઠાવાન થવાની અત્યંત આવશ્યકતા છે. આપણાં હૃદયોમાં જે ક્રાંતિ કરવાની છે તે માટે હવે નવા ડહાપણની જરૂર નથી— તે માટે તો જરૂર છે ગંભીરતાની, નૂતન નિષ્ઠાની ને સમર્પણની.

આપણી સંસ્કૃતિના માર્ગદર્શક આદર્શો ને સિદ્ધાંતોને લોકજીવનમાં ઉતારવાની પ્રથમ જવાબદારી શિક્ષણની છે. પરંતુ આ જવાબદારી અદા કરવા માટે આપણી આજની શિક્ષણપદ્ધતિ કેટલી બધી અપૂરતી છે! આજે તો તેનું મુખ્ય ધ્યેય ઔદ્યોગિક સમાજરચનામાં કામ કરવા માટે માણસને

શિક્ષણ માટેની રુચિ વિશેષ હોય છે. અને આ જ ઉંમરે માણસને પોતાનો વ્યવસાય સમૂળગો બદલવાની અનુકૂળતા હોવી જોઈએ, અને તેથી ફરીથી શીખવાની તક મળવી જોઈએ. આજે તો આવી તક આપણે માત્ર તરુણોને જ આપીએ છીએ.

કેળવણીનો મૂળ અર્થ જ એ છે કે માણસની અંદર હોય તે "બહાર આણવું."* માણસ પાસે જ્ઞાન હોય, તે પોતાનું કામ સારી રીતે પાર પાડતો હોય, તે શિષ્ટ ને સંસ્કારી હોય, તે પ્રામાણિક હોય, પોતાની ભૌતિક જરૂરિયાતો અંગે તેને કોઈ ચિંતા ન હોય— તેમ છતાં તેને સંતોષ થતો નથી; અને આટલાથી માણસને સંતોષ થઈ શકે જ નહીં. તેને માટે તો માણસને જગત માત્ર પોતાની બુદ્ધિથી જ નહીં, પણ પોતાની બધી ઇન્દ્રિયોથી, આંખથી, કાનથી, પોતાના સમસ્ત શરીરથી ગ્રાહ્ય બનવું જોઈએ. પોતાના ચિત્તથી એ જે વિચારે તેને પોતાના શરીર દ્વારા એણે આચરણમાં ઉતારવું જોઈએ. શરીર અને બુદ્ધિને જુદાં પાડી શકાય નહીં. માણસ જગત સાથે વિચાર દ્વારા એકાત્મતા સાધશે તો તે તત્ત્વજ્ઞાન ને વિજ્ઞાન સર્જશે. જગતની પોતાની અનુભૂતિ જો તે ઇન્દ્રિયો દ્વારા અભિવ્યક્ત કરશે તો કળાનું— સંગીત, નૃત્ય, નાટક, ચિત્ર, શિલ્પ, વગેરેનું સર્જન કરશે. "કળા"ને આજે આપણે જીવનનું એક અલાયદું ક્ષેત્ર માનવા લાગ્યા છીએ. આજે એક બાજુ કળાકાર છે, તેનો એક વિશિષ્ટ વ્યવસાય છે— અને બીજી બાજુ પ્રશંસક છે, કળાનો ગ્રાહક છે. કળાકાર અને કળાના આશ્રયદાતા વચ્ચેનું

* કેળવણી માટેના અંગ્રેજી શબ્દ educationનો શબ્દાર્થ થાય છે— e-ducere=to bring out.

આ જુદાપણું એ આધુનિક ઔદ્યોગિક સંસ્કૃતિની દેણ છે. આનો અર્થ એવો નથી કે અત્યાર સુધીની મહાન સંસ્કૃતિઓમાં "કળાકારો" પાકયા જ નથી. મિસર, ગ્રીસ, કે ઇટાલીનાં મહાન શિલ્પો અસાધારણ કળાકારીગરીની ખ્યાતિ પામેલા કળાકારોનાં સર્જન છે, અને તેવી જ રીતે સંગીતના તેમ જ ગ્રીક નાટકોના સર્જકો પણ મહાન કળાકારો જ હતા.

દેશદેશના લોકજીવનમાં આપણે લોકનૃત્યો, લોકગીતોના સંસ્કાર વણાયેલા જોઈએ છીએ. આ કળા છે? લોકકળા? આપણી પાસે તેને માટે કોઈ ખાસ નામ નથી, કેમ કે દરેકે દરેકના જીવનના એક અંગ તરીકેનું પોતાનું વ્યાપક સ્થાન કળાએ વર્તમાન જગતની અંદર ગુમાવી દીધું છે. તો આપણે તેને કયું નામ આપીશું? તેને "વિધિ-ઉત્સવ" કહીશું? પણ તે શબ્દની સાથે એક ધાર્મિક અર્થ સંકળાયેલો છે. એટલે બીજા વધારે સારા શબ્દની ગેર-હાજરીમાં હું તેને "સામૂહિક કળા" કહીશ. આનો અર્થ છે જગત પ્રત્યે અર્થપૂર્ણ, કળામય, સર્જનાત્મક, સક્રિય અને સહયોગી ઢબે આંદોલિત થવું. આપણે આજે જેને કળા કહીએ છીએ તેનાથી આ જુદી છે. પેલી તેના સર્જન અને ઉપભોગ, બેઉમાં વૈયક્તિક છે, જ્યારે આ સામૂહિક છે. આ "સામૂહિક કળા" દ્વારા માણસ પોતાના અન્ય માનવબંધુઓ સાથે અર્થપૂર્ણ, સમૃદ્ધ ને સર્જનાત્મક રીતે એકાત્મતા અનુભવી શકે છે. જીવનમાં "ઉમેરવામાં આવેલો" તે એક "ફુરસદના વખતનો" વ્યવસાય નથી, પણ તે તો જીવનનું એક અવિભાજ્ય અંગ જ છે. તે માણસની એક પાયાની આવશ્યકતાને સંતોષે છે. એ ન સંતોષાય

તો માણુસ બિનસલામતી ને વ્યગ્રતા અનુભવશે. માણુસે તત્ત્વજ્ઞાન ને વિજ્ઞાનની જેમ કળા દ્વારા પણ જગત સાથે અનુસંધાન સાધવાનું છે. જે સંસ્કૃતિમાં આ માટે અનુકૂળતા ન હોય, તેમાં સામાન્ય માણુસનો પૂર્ણ વિકાસ શક્ય નથી બનતો.

આજે આપણે ક્યાં છીએ ? ધાર્મિક ઉત્સવોનું ઝાઝું મહત્ત્વ હવે રહ્યું નથી. સામાજિક ઉત્સવો પણ નહીંવત્ છે. આજે રહ્યા છે માત્ર કેટલાક રાષ્ટ્રીય ને રમતગમતના ઉત્સવો. પણ તે ઉત્સવો લોક-જીવનને અને માણુસના સમગ્ર વ્યક્તિત્વને બહુ સ્પર્શતા નથી. આપણી આજની સંસ્કૃતિ એ ગ્રાહકોની સંસ્કૃતિ થઈ ગઈ છે. આપણે ચલચિત્રોના, ગુનાની કથાઓના, શરાબના, ટીખળ-મજાકના "ઘૂંટડા ભરીએ છીએ." આપણે કોઈ સક્રિય ઉત્પાદક ભાગ નથી ભજવતા, સહુને એક સાથે સાંકળતી એવી સમાન અનુભૂતિ આપણને નથી થતી, અને આપણું વર્તન અર્થપૂર્ણ નથી બનતું. આવી પરિસ્થિતિમાં આપણે યુવાન પેઢી પાસેથી શી અપેક્ષા રાખીએ ? જ્યારે અર્થપૂર્ણ, સામુદાયિક કળામય પ્રવૃત્તિઓ માટે કોઈ અવકાશ ન હોય ત્યારે તેઓ બીજું કરે પણ શું ? પછી તેઓ નશાબાજી, ચલચિત્રો, દિવાસ્વપ્નો, ગુનાખોરી, તરંગો ને માનસિક અસ્થિરતા જેવી છટકબારીઓનો આશરો લે, તેમાં નવાઈ શી ? આજે નિરક્ષરતા લગભગ નાબૂદ થઈ ગઈ છે, અને ઉચ્ચ શિક્ષણ ખૂબ વ્યાપક બન્યું છે— પણ પૂર્ણ વ્યક્તિત્વની સામુદાયિક અભિવ્યક્તિ ન થઈ શકતી હોય, તો આ બધું શું કામનું ? ખરેખર, આના કરતાં તો જ્યાં હજીયે અસલ ઉત્સવો છે, સામુદાયિક કળા-ઉન્મેષો છે, અને શિક્ષણ લગીરે નથી, એવું

પછાત ગામડું સાંસ્કૃતિક દૃષ્ટિએ તેમ જ માનસિક સ્વાસ્થ્યની દૃષ્ટિએ આપણી શિક્ષણ પામેલી, અખબારો વાંચતી ને રેડીઓ સાંભળતી સંસ્કૃતિ કરતાં વધુ આગળ છે.

કૉલેજ વત્તા ફૂટબૉલ, ગુનાની કથાઓ વત્તા ચોથી જુલાઈની ઉજવણી (૪ જુલાઈએ અમેરિકાનો સ્વાતંત્ર્ય-દિન છે), વાલીદિન ને નાતાલ— આવી ભેળસેળના પાયા પર શાણો સમાજ રચી શકાય નહીં. શાણા સમાજની રચના અંગે વિચારતી વખતે આપણે સાક્ષરતા ને ઉચ્ચ શિક્ષણનાં જેટલું જ સામુદાયિક કળા ને ઉત્સવનું મહત્ત્વ પણ ઓળખવું પડશે. રેતીના કણ જેવા વિચ્છિન્ન સમાજનું જો આપણે એક પારિવારિક સમાજમાં રૂપાંતર કરવું હશે, તો તે ત્યારે જ શક્ય બનશે, જ્યારે આપણે લોકોને એકહૃદય થઈને સાથે ગાવાની, સાથે ચાલવાની, સાથે નાચવાની, સાથે વખાણવા-ની તક ફરી પૂરી પાડશું— એક સાથે, અને નહીં કે "એટલા ટોળા"ના એક સભ્ય તરીકે.

ત્યારે કરીશું શું? શું આપણે નવા ઉત્સવો શોધી શકીશું? સામુદાયિક કળાને કૃત્રિમપણે ઉપજાવી શકાય ખરી? નહીં સ્તો વળી! પણ એક વાર તેનું મહત્ત્વ ખ્યાલમાં આવે; અને તેને કેળવવાનો સભાન પ્રયત્ન થાય, તો બીજ વવાઈ જશે અને પછી તે પાંગરતું રહેશે.

ઔદ્યોગિક ને રાજકીય ક્ષેત્રની જેમ અહીં પણ વિકેન્દ્રી-કરણ એ નિર્ણાયક તત્ત્વ છે— પ્રત્યક્ષ મોઢામોઢ સમૂહો અને દરેકનો સક્રિય ને જવાબદારીભર્યો સહકાર. કારખાના-માં, શાળામાં, નાના રાજકીય ચર્ચા-વર્તુળોમાં, ગામમાં, વિવિધ પ્રકારની સામુદાયિક કળા-પ્રવૃત્તિઓ ઊભી કરી

શકાય. કેન્દ્રમાંની કળા-સંસ્થાઓ જરૂરી પ્રેરણા, માર્ગદર્શન અને મદદ આપી શકે, પણ એમને આંગળીએ વળગાડીને ન ફરે. વળી, રેડીઓ ને ટેલીવિઝનની આધુનિક શોધોને કારણે સર્વોત્તમ સંગીત ને સાહિત્ય વ્યાપક જનસમાજ સુધી પહોંચાડવાની અનેરી તક ઊભી થઈ છે. પણ આને નફાખોરી પર આધારિત બજાર ઉપર ન છોડી દઈ શકાય. આને તો આપણી શિક્ષણપદ્ધતિનું જ એક અંગ ગણવું જોઈએ. અને એ રીતે જ એનું સંચાલન થવું જોઈએ.

કદાચ કોઈને એમ થશે કે ઉત્સવો ને સામૂહિક કળાઓનો વ્યાપકપણે પુનરુદ્ધાર કરવાનો આ વિચાર એક રંગીન કલ્પના માત્ર છે, કેમ કે તે હસ્ત-ઉદ્યોગોના યુગને અનુરૂપ છે, અને નહીં કે યંત્ર-ઉદ્યોગોના યુગને. આ શંકા જો સાચી હોય તો મારે કહેવું જોઈએ કે આજની આપણી જીવનપદ્ધતિ સમત્વ ને શાણપણના અભાવે થોડા જ વખતમાં આત્મનાશ વહોરી લેશે. પણ વાસ્તવમાં આ શંકામાં તથ્ય નથી. એમ તો રેલવે ને એરોપ્લેનની "શકયતા" વિશે યે કયાં આવી શંકાઓ ઊભી કરવામાં નહોતી આવી ? આ શંકામાં જો કાંઈ તથ્ય હોય તો તે એટલું જ કે આજે આપણે જે રીતે વિચ્છિન્ન, પરસ્પર પરાયા અને કોઈ પણ જાતની અસલ સામુદાયિક ભાવનાથી વિહીન થઈ ગયા છીએ, તે જોતાં એમ લાગે ખરું કે સામુદાયિક ઉત્સવો ને કળાનાં નવાં સ્વરૂપો આપણે નિર્માણ કરી શકીશું નહીં.

પરંતુ અત્યાર સુધી હું આ જ વાત પર ભાર મૂકતો આવ્યો છું ને ! આપણા શૈક્ષણિક ને સાંસ્કૃતિક જીવનના માળખાથી ઔદ્યોગિક ને રાજકીય માળખાને કોઈ રીતે અલગ પાડી શકાય નહીં. જ્યાં સુધી આ બધાં જ ક્ષેત્રોમાં

એકી સાથે ઉપાડી લેવાય નહીં, ત્યાં સુધી પરિવર્તન ને પુનર્નિર્માણનો કોઈ પ્રયત્ન સફળ થઈ શકશે નહીં.

અને વળી ધર્મનો ઉલ્લેખ કર્યા સિવાય સમાજના આધ્યાત્મિક પરિવર્તનની વાત કેમ થઈ શકે? ખરેખર, જગતના મહાન ધર્મોએ માનવતાવાદી ધ્યેયોનો જ ઉપદેશ આપ્યો છે. યહૂદી ને ખ્રિસ્તી ધર્મે માનવગૌરવ, બંધુત્વ, ન્યાયબુદ્ધિ અને ભૌતિક મૂલ્યો ઉપર આધ્યાત્મિક મૂલ્યોનું પ્રભુત્વ, એવા આદર્શો જ પોતાની સમક્ષ રાખ્યા છે. આ નૈતિક આદર્શોને ઈશ્વર વિશેની અમુક માન્યતાઓ સાથે જોડી દેવામાં આવ્યા છે. ભિન્ન ભિન્ન ધર્મોના ઉપાસકોની ઈશ્વર વિશેની માન્યતામાં ફરક પડે છે, અને કરોડો તો એવાયે છે જેમને ઈશ્વરનું અસ્તિત્વ જ માન્ય નથી. તેમ છતાં, મને એમ લાગે છે કે નાસ્તિકોએ પોતાનો વિરોધ ઈશ્વર વિશેની માન્યતા પર કેન્દ્રિત કર્યો છે, એ એમની ભૂલ છે. ખરી રીતે તો એમણે ધર્મના ઉપાસકોને પોતાના ધર્મ અને ખાસ કરીને ઈશ્વર વિશેની માન્યતા પ્રત્યે પૂરી નિષ્ઠા દાખવવાનો પડકાર કરવો જોઈતો હતો; અર્થાત્ બંધુત્વ, સત્ય ને ન્યાયની ભાવનાને આચરણ દ્વારા મૂર્તિમંત કરવી જોઈતી હતી અને એ રીતે આજની સમાજવ્યવસ્થાના સૌથી વધુ પ્રખર આલોચક થવું જોઈતું હતું.

બીજી બાજુ, ઈશ્વરવાદી દૃષ્ટિકોણથી જોઈએ તોયે ઈશ્વર વિશે નાહક ચર્ચા કર્યા કરવાનો કોઈ અર્થ નથી. ઈશ્વર "શું છે", તે ભલે આપણે ન કહી શકીએ, પણ ઈશ્વર "શું નથી", તે તો કહી જ શકીએ. ઈશ્વર વિશે વાદવિવાદ કરવાનું છોડી દેવાનો સમય હજી પાકી ગયો નથી? તેને બદલે મૂર્તિપૂજાના આધુનિક સ્વરૂપો અંગેના દંભનો પરદો ચીરી નાખવા

માટે આપણે સહુએ એકત્ર ન થવું જોઈએ ? આજે તો સત્તા અને શાસન તથા યંત્ર અને ભૌતિક સિદ્ધિ આપણા આરાધ્ય દેવ થઈ બેઠાં છે. અને સર્વવ્યાપી પરાયાપણું આજે માણસના આધ્યાત્મિક સદ્‌ગુણો માટે ખતરનાક બની રહ્યું છે. આપણે આસ્તિક હોઈએ કે નાસ્તિક, આપણે નૂતન ધર્મની જરૂરિયાતમાં માનતા હોઈએ કે જૂની જ પ્રણાલિ ચાલુ રહે એમ ઇચ્છતા હોઈએ, પરંતુ જો આપણને બાહ્ય કોચલા સાથે નહીં પણ અંદરના સારતત્ત્વ સાથે સંબંધ હોય, સ્થૂળ શબ્દ સાથે નહીં પણ અનુભૂતિ સાથે સંબંધ હોય, સંસ્થાકીય જડ માળખા સાથે નહીં પણ જીવંત માનવ સાથે સંબંધ હોય, તો આ મૂર્તિપૂજાનો દૃઢ નિષેધ કરવા માટે આપણે જરૂર એકત્ર થઈ શકીશું. અને આમાં આપણને નમ્રતા ને બંધુત્વનો વિશેષ અનુભવ થશે, આત્મીયતા જણાશે.

મારી જેમ ઘણાનું એમ માનવું છે કે માનવજાતના ભાવિ વિકાસક્રમમાં ઈશ્વરવાદી માન્યતાઓને કોઈ સ્થાન નહીં રહે. ખરું જોતાં તો એકેશ્વરવાદી ધર્મોને માનવજાતની ઉત્ક્રાંતિનો એક તબક્કો માનતા હોઈએ, તો હવે એ કલ્પના આપણને બહુ દૂરની ન લાગવી જોઈએ કે આવતા બે-ચાર સૈકામાં એક એવો નવો ધર્મ પાંગરશે— જે માનવજાતના વિકાસને અનુરૂપ હશે; જેનું મુખ્ય લક્ષણ એ હશે કે તે વિશ્વવ્યાપી હશે, જેથી માનવજાતની એકતાના આજના યુગમંત્રને તે અનુરૂપ હશે; પૂર્વ ને પશ્ચિમના આજના બધા જ મહાન ધર્મોના માનવતાવાદી ઉપદેશોને આ નવો ધર્મ આવરી લેશે; તેના સિદ્ધાંતો આધુનિક માનવીની વિવેકી આંતરસૂઝને પ્રતિકૂળ નહીં હોય; ને તેનો ઝોક સૈદ્ધાંતિક માન્યતાઓને બદલે જીવનના આચરણ

ઉપર રહેશે. આવો નવો માનવધર્મ નવા ઉત્સવો અને નવા કળામય ઉન્મેષો નિર્માણ કરશે, જે જીવન પ્રત્યેના આદર અને માનવજાતની એકતાની ભાવનાને પોષક હશે. અલબત્ત, ધર્મ કાંઈ ઉપજાવી શકાતો નથી. અત્યાર સુધી જેમ જ્યારે સમય પાક્યો ત્યારે મહાન ધર્મગુરુઓ જન્મ્યા અને એમણે ધર્મોની સ્થાપના કરી, તેમ એક નવા મહાન ધર્મગુરુના આવવાની સાથે જ આ નવા માનવધર્મની સ્થાપના થશે. તે દરમિયાન જેઓ ઈશ્વરમાં માને છે એમણે પોતાની શ્રદ્ધા તેને "જીવનમાં આચરીને" અભિવ્યક્ત કરવી જોઈએ; અને જેઓ ઈશ્વરમાં નથી માનતા એમણે પોતાની શ્રદ્ધા પ્રેમ ને ન્યાયના સદ્ગુણોને જીવનમાં આચરીને અને— ધૈર્યપૂર્વક પ્રતીક્ષા કરીને વ્યક્ત કરવી જોઈએ.

૬

૯

# ઉપસંહાર

માણુસ પશુસૃષ્ટિમાંથી પહેલવહેલો બહાર આવ્યો ત્યારે તે પ્રકૃતિના હાથમાંની કઠપૂતળી સમાન હતો. પશુનું જીવન કુદરતી વૃત્તિઓથી અને અમુક આદતોથી ચાલે છે. પણ પશુસૃષ્ટિમાંથી બહાર આવતાં માણસે આવા વૃત્તિજન્ય વર્તનની ક્ષમતા મોટે ભાગે ગુમાવી. તેથી તે વધુ અસહાય બન્યો, જીવન સંઘર્ષ લડવા માટે બીજાં પ્રાણીઓ કરતાં ઓછો સુસજ્જ બન્યો. તેમ છતાં તેણે ચિંતન, કલ્પનાશીલતા અને આત્મ-સભાનતાની શક્તિ વિકસાવી હતી, જેના આધારે પ્રકૃતિનું અને તેનું પોતાનું પરિવર્તન શક્ય બન્યું હતું. હજારો પેઢી સુધી માણસ શિકાર અને અન્ન-સંચય ઉપર જીવ્યો. હજીયે તે પ્રકૃતિ સાથે સંકળાયેલો હતો, અને તેનાથી દૂર થતાં ગભરાતો હતો. તેણે પોતાની જાતને પશુ-સૃષ્ટિ સાથે સાંકળી રાખી, અને પ્રકૃતિના આ પ્રતિનિધિઓની પોતાનાં દેવ-દેવલાં તરીકે પૂજા-અર્ચના કરી. લાંબા ગાળાના મંદ વિકાસ બાદ માણસે ભૂમિ ખેડવાની શરૂઆત કરી અને ખેતી ને પશુપાલન પર આધારિત એક નવી સામાજિક ને

ધાર્મિક વ્યવસ્થા તે ઊભી કરવા લાગ્યો. આ સમય દરમ્યાન તેણે કુદરતી ફળદ્રુપતા લાવી આપનાર તરીકે દેવીઓની પૂજા કરી. ભૂમિની ફળદ્રુપતા ઉપર, માતાના જીવનપોષક વક્ષઃસ્થળ ઉપર નિર્ભર બાળક રૂપે તેણે પોતાની જાતને અનુભવી. આજથી આશરે ચારેક હજાર વર્ષ પહેલાં માણસના ઇતિહાસમાં એક નિર્ણાયક વળાંક આવ્યો. પ્રકૃતિ પરની નિર્ભરતામાંથી મુક્તિ પામવાની લાંબા ગાળાની પ્રક્રિયામાં તેણે એક નવું ડગલું માંડયું. તેણે પ્રકૃતિ સાથેના અને માતા સાથેના બંધનો કાપી નાખ્યાં, અને પોતાની સમક્ષ એક નવું ધ્યેય રાખ્યું—પૂર્ણ જન્મ પામવાનું, પૂર્ણ જાગૃતિ પામવાનું, પૂર્ણ માનવ બનવાનું, મુક્ત બનવાનું. વિવેકબુદ્ધિ અને અંતરાત્મા તેના માર્ગદર્શક સિદ્ધાંતો બન્યા. કાયમને માટે ગુમાવેલ પ્રકૃતિમાંના પોતાના વિસામાની જગ્યાએ તેણે એક નવું અને ખરેખર માનવીય ઘર રચવાનો, બંધુપ્રેમ, ન્યાય અને સત્યનાં બંધનોથી બંધાયેલો એક સમાજ રચવાનો, તેનો ઉદ્દેશ હતો.

અને ત્યાર બાદ ફરી આજથી બે હજાર વર્ષ પહેલાં ભારત, ગ્રીસ, પેલેસ્ટાઈન, પર્સિયા અને ચીનની મહાન ધર્મ-વ્યવસ્થાઓમાં માનવજાતની એકતાનો તથા સમગ્ર વાસ્તવિકતાંની અંતર્ગત રહેલ આધ્યાત્મિક એકતાનો વિચાર નવા અને વધુ વિકસિત સ્વરૂપે અભિવ્યક્તિ પામ્યો. લાઓત્સે, બુદ્ધ, ઇસાહ, હિરેક્લિટસ અને સોક્રેટિસ, અને પાછળથી પેલેસ્ટાઈનની ભૂમિ પર ઈશુ અને એપોસલ્સ, અમેરિકાની ભૂમિ પર ક્વેટ્ઝલકોટ, અને પાછળથી ફરી અરબસ્તાનની ભૂમિ પર મહમ્મદ—આ બધાએ માનવ એકતા, વિવેકબુદ્ધિ, પ્રેમ અને ન્યાયનો ઉપદેશ આપ્યો

અને આ આદર્શો સિદ્ધ કરવા માટે મથવાનું ધ્યેય માણસ સમક્ષ મૂકયું.

ઉત્તર યુરોપ લાંબા વખત સુધી જાણે નિદ્રામાં હતું. ગ્રીક અને ખ્રિસ્તી વિચારો તેની ભૂમિ પર આવ્યા, અને એ વિચારોથી ઓતપ્રોત થઈ જતાં યુરોપને હજારેક વર્ષ લાગ્યાં. ઈ. સ. ૧૫૦૦ની આસપાસ એક નવા યુગનો આરંભ થયો. માણસે પ્રકૃતિની અને વ્યક્તિની ખોજ કરી, તેણે ભૌતિક વિજ્ઞાનોનો પાયો નાખ્યો, જેને લીધે પૃથ્વીની સિકલ બદલાવા લાગી. મધ્ય યુગનું બંધિયાર જગત તૂટી પડયું, માનવને સાંકળી રાખતું સ્વર્ગ પડી ભાગ્યું, માણસે વિજ્ઞાનની અંદર માનવને સાંકળનારું એક નવું તત્ત્વ શોધ્યું. પૃથ્વીની સામાજિક ને રાજકીય એકતામાં તેમ જ પ્રકૃતિ ઉપરના પ્રભુત્વમાં માણસ એક નવી એકાત્મતાની ખોજ કરતો રહ્યો. ખ્રિસ્તી પરંપરાના વારસારૂપ નૈતિક વિવેકબુદ્ધિ અને ગ્રીક પરંપરાના વારસારૂપ બૌદ્ધિક વિવેકબુદ્ધિ, એ બેઉના મિલનમાંથી અગાઉ કયારેય ન જોયો હોય એવો માણસનો વિકાસ થયો.

સાંસ્કૃતિક દૃષ્ટિએ માનવજાતના સૌથી નાના બાળક જેવા યુરોપે સંપત્તિનો તેમ જ શસ્ત્રોનો એટલો બધો વિકાસ કર્યો કે ઘણા સૈકાઓ સુધી તે બાકીના જગતનું સ્વામી બની રહ્યું. પરંતુ ફરી એક વાર વીસમી સદીના મધ્ય ભાગમાં એક ધરમૂળનું પરિવર્તન આવી રહ્યું છે, એવું પરિવર્તન કે જે આજ સુધી માણસે કદી જોયું ન હોય. માણસ અને પશુની શારીરિક શક્તિની જગ્યાએ હવે વરાળ, તેલ અને વીજળીનો ઉપયોગ થતો જાય છે. તેને લીધે હવે વાહનવ્યવહારનાં સાધનોમાં એટલું પરિવર્તન આવી ગયું છે કે પૃથ્વી એક ખંડ જેવડી બની ગઈ છે, અને માનવજાત એક

અવિભાજ્ય સમાજ જેવી બની ગઈ છે, જેમાં દરેકનું ભાવિ એકબીજાના ભાવિ પર નિર્ભર છે. આજે એવાં અદ્ભુત સાધનો શોધાયાં છે કે જેને પરિણામે સર્વોત્તમ કળા, સાહિત્ય અને સંગીત સમાજના દરેકે દરેક સભ્ય સુધી પહોંચાડવાનું શક્ય બન્યું છે. આજે ઉત્પાદન પણ એટલું વધ્યું છે કે દરેક જણ સન્માનભર્યું ભાતિક જીવન જીવી શકે અને માણસે દિવસનો બહુ થોડો વખત જ કામ પાછળ આપવો પડે.

તેમ છતાં આજે, જ્યારે માણસ એક નૂતન, સમૃદ્ધ, વધુ સુખી માનવ યુગને ઉંબરે ઊભો છે, ત્યારે જ તેનું અસ્તિત્વ તેમ જ હવે પછી આવનારી પેઢીઓનું અસ્તિત્વ અગાઉ કયારેય ન આવ્યું હોય એવા ખતરામાં આવી પડયું છે. આમ કેમ બન્યું ?

માણસ ધર્મ અને સંપ્રદાયની સત્તામાંથી મુક્ત બન્યો હતો. પોતાની વિવેકબુદ્ધિ અને પોતાના અંતરાત્માને જ તેણે પોતાના માર્ગદર્શક માન્યા હતા. પરંતુ આ નવી મેળવેલ સ્વતંત્રતાથી એ ડરતો હતો. તેણે અમુક બંધનોમાંથી સ્વતંત્રતા મેળવી ખરી; પરંતુ પોતાનું આગવું વ્યક્તિત્વ ખીલવવાની, સર્જનશીલ બનવાની, પૂર્ણ જાગૃતિ પામવાની સ્વતંત્રતા હજી તેણે સિદ્ધ કરી નહોતી. તેથી તેણે સ્વતંત્રતામાંથી ભાગી છૂટવાનો પ્રયત્ન કર્યો. પ્રકૃતિ ઉપર પ્રભુત્વ મેળવવાની તેની સિદ્ધિએ જ તેના આ પલાયનવાદ માટે બારી ખોલી આપી.

નવું ઔદ્યોગિક યંત્ર ઊભું કરવાના કામમાં માણસ એટલો બધો ગરકાવ થઈ ગયો કે એ જ તેના જીવનનું પરમ ધ્યેય બની ગયું. એની શક્તિઓ, જે એક વાર ઈશ્વર અને મુક્તિ

માટેની ખોજમાં સમર્પિત હતી, તે હવે પ્રકૃતિ પર પ્રભુત્વ મેળવવાના તથા વધુ ને વધુ ભૌતિક સુખસગવડ પ્રાપ્ત કરવાના કામમાં વળી. ઉત્પાદન તેને સારુ એક વધુ સારા જીવન માટેના સાધનરૂપ બનવાને બદલે પોતે જ એક ધ્યેય બની બેઠું, અને તેની આગળ જીવન ગૌણ બની ગયું. શ્રમના વધતા ને વધતા જતા વિભાજનની, કામના વધતા ને વધતા જતા યંત્રીકરણની, અને સામાજિક માનવ-ઢગલાઓના વધતા ને વધતા જતા કદની પ્રક્રિયામાં માણસ પોતે યંત્રનો સ્વામી રહેવાને બદલે યંત્રનો એક ભાગ બની ગયો. તે પોતાની જાતને બજારમાંના એક માલ તરીકે, એક મૂડી-રોકાણ તરીકે ગણવા લાગ્યો. વેપારમાં ફત્તેહ મેળવવી એ તેનું ધ્યેય બન્યું, એટલે કે બજારમાં પોતાની જાતને વધુમાં વધુ નફે વેચવી. તેનું મૂલ્ય પ્રેમ, વિવેકબુદ્ધિ કે કળાકુશળતા રૂપી માનવ ગુણો ઉપર નહીં, પણ બજારમાંની તેની વેચવાલી ઉપર આધાર રાખે છે. તેને મન સુખ એટલે નવી ને નવી અને વધુ સારી વસ્તુઓનો ઉપભોગ. સંગીત, સિનેમા, મોજમજા, જાતીય સુખ, દારૂ, સિગારેટ, વગેરેના તેણે ઘૂંટડા ભર્યે રાખવા છે. તેણે આત્મપ્રત્યય ગુમાવી દીધો છે. તે માત્ર ટોળામાંનો એક છે. તેનામાં મૅઢાશાઈ ઘર કરી ગઈ છે. તે પોતે બિનસલામતી અને વ્યગ્રતા અનુભવે છે. તે પોતાની જાત સાથે પણ પરાયા-પણું અનુભવે છે. પોતે જ બનાવેલ ચીજવસ્તુઓનો, પોતે જ ઊભા કરેલ નેતાઓનો, તે દાસ બની ગયો છે; જાણે તે બધું તેના શિરમાથા પર છે, અને નહીં કે તેનું પોતાનું જ સર્જન. એક દૃષ્ટિએ જોઈએ તો ચારેક હજાર વર્ષ પહેલાં મહાન માનવ ઉત્કાંતિનો આરંભ થયો ત્યારે તે જે સ્થિતિમાં હતો તે જ સ્થિતિમાં આજે ફરી છે.

માણુસ આજે પ્રેમ કરવાને, પોતાની વિવેકબુદ્ધિનો ઉપયોગ કરવાને, સ્વતંત્ર નિર્ણયો લેવાને અશક્તિમાન છે, ખરું જોતાં જીવનને મૂલવવાને અશક્તિમાન છે; અને તેથી આજે તે દરેકે દરેક ચીજનો નાશ કરવાને તત્પર તેમ જ રાજી પણ છે. જગત આજે ફરી ટુકડાઓમાં વહેંચાઈ ગયું છે, તેણે પોતાની એકતા ગુમાવી દીધી છે. માણુસ ફરી વિવિધ વસ્તુઓને પૂજવા લાગ્યો છે, ફરક માત્ર એટલો જ કે હવે તે વસ્તુઓ પ્રકૃતિના અંશ રૂપ નથી, પણ માણુસે પોતે બનાવેલી છે.

વ્યક્તિગત અભિક્રમના વિચાર સાથે નવા યુગનો આરંભ થયો. અલબત્ત, નવા નવા પ્રદેશો અને દરિયાઈ માર્ગોના શોધકો, વિજ્ઞાનના પ્રણેતાઓ, નવી ફિલસૂફીઓના સ્થાપકો, અંગ્રેજ, ફ્રેન્ચ અને અમેરિકન ક્રાંતિઓના ફિલસૂફો અને રાજનીતિજ્ઞો, અને છેલ્લે ઔદ્યોગિક અગ્રેસરો, આ બધાએ અદ્ભુત વ્યક્તિગત અભિક્રમ દાખવ્યો છે. પરંતુ મૂડીવાદી વ્યવસ્થાનું જેમ જેમ નોકરશાહીકરણ અને મૅનેજરશાહીકરણ થતું ગયું, તેમ તેમ આ વ્યક્તિગત અભિક્રમ જ અદૃશ્ય થતો ગયો છે. નોકરશાહીમાં ભાગ્યે જ અભિક્રમ હોય છે. એ તેનો સ્વભાવ છે. યંત્રમાનવોમાંયે અભિક્રમ હોતો નથી. મૂડીવાદની તરફેણમાં વ્યક્તિગત અભિક્રમની દલીલ કરવી એ બહુ બહુ તો એક ગઈ ગુજરીની મીઠી યાદ સમાન છે, અને નહીં તો એક છેતરામણા સૂત્ર સમાન છે, જેનો ઉપયોગ ખરેખરા વ્યક્તિગત અભિક્રમના વિચાર પર આધારિત સુધારાની યોજનાઓનો વિરોધ કરવા માટે થાય છે.

આધુનિક સમાજે એક એવી સંસ્કૃતિ નિર્માણ કરવાની દૃષ્ટિ રાખી છે, જેમાં માણુસની જરૂરિયાતો સંતોષાઈ રહે.

વ્યક્તિગત જરૂરિયાતો અને સામાજિક જરૂરિયાતો વચ્ચે સુસંવાદિતા સાધવાનો તથા માનવ સ્વભાવ અને સમાજ-વ્યવસ્થા વચ્ચેનો સંઘર્ષ દૂર કરવાનો આદર્શ તેણે પોતાની સામે રાખ્યો છે. આ ધ્યેય બે રીતે સિદ્ધ કરી શકાય. કાં તો ઉત્પાદનની પદ્ધતિમાં એટલી પ્રગતિ સધાય કે દરેકે દરેકની જરૂરિયાતો સંતોષકારક રીતે પૂરી પાડવાનું શક્ય બને, કાં પછી માણસ અને તેની ખરી જરૂરિયાતોનું એક વિવેકી ને વાસ્તવિક ચિત્ર ખડું થાય. આને બીજી રીતે કહેવું હોય તો, આધુનિક માનવીના પુરુષાર્થનું ધ્યેય છે, એક શાણો સમાજ નિર્માણ કરવાનું. વધુ સ્પષ્ટપણે કહેવું હોય તો આ સમાજના સભ્યોની સમજબુદ્ધિ એટલી તટસ્થ હોય કે તેઓ પોતાની જાતને, બીજાઓને તેમ જ પ્રકૃતિને એમની અસલ વાસ્તવિકતામાં જોઈ શકે, અને તેમની દૃષ્ટિ બાલિશ સર્વજ્ઞતા કે અંધ ઘૃણાથી વિકૃત ન હોય. આ એક એવો સમાજ હોય, જેના સભ્યો ઇષ્ટ ને અનિષ્ટ વચ્ચેનો ભેદ જાણવા જેટલા, અને પોતાની મરજી મુજબની પસંદગી કરવા જેટલા સ્વતંત્ર હોય. તેમનામાં ખાલી મંતવ્યોને બદલે દૃઢ નિષ્ઠા હોય, અંધશ્રદ્ધા કે તરંગી આશાઓને બદલે આત્મવિશ્વાસ હોય. આ એક એવો સમાજ હોય, જેના સભ્યોમાં પોતાનાં બાળકોને, પોતાના પડોશીઓને, સર્વ માનવબંધુઓને, પોતાની જાતને, સર્વ પ્રકૃતિને ચાહવાની શક્તિ ખીલેલી હોય. તેઓ સહુ સાથે એકાત્મતા અનુભવી શકે, અને તેમ છતાં પોતાનું આગવું વ્યક્તિત્વ પણ જાળવી શકે. પ્રકૃતિને તેઓ સંહાર કરીને નહીં, પણ સર્જન કરીને અતિક્રમી શકે.

અત્યાર સુધીમાં આપણે નિષ્ફળ ગયા છીએ. અમુક થોડી વ્યક્તિઓ આ આદર્શો સિદ્ધ કરી શકી છે અને તે

મુજબ જીવવાનો તેમણે પ્રયત્ન:પણ કર્યો છે. પરંતુ બીજી બાજુ માનવજાતની બહુમતીનું માનસ હજી એકદમ પછાત છે, પાષાણ યુગનું છે, મૂર્તિપૂજાનું છે, સામંત યુગનું છે. અને આ બે વચ્ચેની ખાઈ આપણે હજી પૂરી શકયા નથી. આ બહુમતીને શું શાણપણને માર્ગે વાળી શકાશે ? કે પછી માનવ વિવેક-બુદ્ધિની સર્વોત્તમ શોધનો તે બહુમતી પોતાના અવિવેકી અને શાણપણહીન હેતુઓ માટે જ ઉપયોગ કરશે ? આપણે શું સારા ને શાણા જીવનનું એક દર્શન માનવજાત સમક્ષ ઊભું કરી શકીશું કે જેથી આગળ ડગલું માંડતાં ગભરાનારાઓના પ્રાણમાં પ્રાણ આવે ? આ વખતે માનવજાત એક એવા ત્રિભેટે પહોંચી છે કે જ્યાં ખોટું પગલું કદાચ અંતિમ પગલું બની રહે.

વીસમી સદીના મધ્ય ભાગમાં બે મહાન વિરાટ સમાજ-વ્યવસ્થાઓ ઊભી થઈ છે. તે બંને એકબીજાના ડરની મારી સલામતી ખાતર લશ્કરી શસ્ત્રસરંજામ દિવસે દિવસે વધારતી જ જાય છે. અમેરિકા અને તેનાં મિત્ર-રાષ્ટ્રો વધુ ધનવાન છે. તેમનું જીવન-ધોરણ વધુ ઊંચું છે. સુખસગવડ અને મોજ-શોખની બાબતમાં તેમના પ્રતિસ્પર્ધી રશિયા અને તેનાં મિત્ર-રાષ્ટ્રો તેમ જ ચીન કરતાં તેમને વધારે રસ છે. આ બંને પ્રતિસ્પર્ધીઓ એવો દાવો કરે છે કે પોતાની સમાજ-વ્યવસ્થા માણસને તેની અંતિમ મુક્તિની તેમ જ ભાવિ સ્વર્ગની ખાતરી આપે છે. બંનેનો એવો દાવો છે કે પોતાના પ્રતિસ્પર્ધીની સમાજવ્યવસ્થા પોતાની સમાજ-વ્યવસ્થા કરતાં બિલકુલ વિરુદ્ધ છે, અને માનવજાતને જો બચાવવી હોય તો મોડી કે વહેલી તે સમાજવ્યવસ્થાને દુનિયામાંથી નેસ્તનાબૂદ કર્યા વિના છૂટકો નથી. બંને

પ્રતિસ્પર્ધીઓ ઓગણીસમી સદીના આદર્શોની પરિભાષામાં વાત કરે છે. પશ્ચિમ ફ્રેન્ચ ક્રાંતિ, સ્વતંત્રતા, વિવેકબુદ્ધિ અને વ્યક્તિવાદના વિચારોને નામે વાત કરે છે; જ્યારે પૂર્વ એકતા ને સમાનતાના સમાજવાદી વિચારોને નામે વાત કરે છે. તે બંને કરોડો લોકોની કલ્પનાશીલતાને કબજે કરવામાં તેમ જ તેમનું ઝનૂનાંધ અનુયાયીપણું પ્રાપ્ત કરવામાં સફળ થયા છે.

આજે આ બંને વ્યવસ્થાઓ વચ્ચે એક નિર્ણાયક ફરક છે. પશ્ચિમના જગતમાં ચાલુ વ્યવસ્થાની આલોચના કરતા વિચારો વ્યક્ત કરવાની સ્વતંત્રતા છે; જ્યારે સોવિયેત જગતમાં આલોચના તેમ જ ભિન્ન વિચારોની અભિવ્યક્તિને દમનપૂર્વક રૂંધી નખાય છે. પરિણામે પશ્ચિમના જગતમાં શાંતિમય પ્રગતિશીલ પરિવર્તન માટે સંભાવના રહેલી છે; જ્યારે સોવિયેત જગતમાં આવી કોઈ સંભાવના માટે બિલકુલ સ્થાન નથી. પશ્ચિમના જગતમાં વ્યક્તિનું જીવન અટકાયત, દમન કે મોતના ભયથી મુક્ત છે; જ્યારે સોવિયેત સમાજમાં જે કોઈ માણસ ચાલુ વ્યવસ્થા સાથે યંત્રવત્ તાલ મેળવતો ન હોય તેના માથે આ ભય સતત ઝઝૂમતો રહે છે. અલબત્ત, પશ્ચિમના જગતમાંનું જીવન માનવ ઇતિહાસની અંદર અગાઉ કયારેય નહોતું તેટલું આજે ભર્યુંભાદર્યું ને આનંદી છે; જ્યારે સોવિયેત વ્યવસ્થામાં જીવન કયારેય આનંદી બની શકે નહીં, કેમ કે જ્યાં શાસનકર્તા હમેશાં બારણા પાછળથી તમારા ઉપર દેખરેખ રાખ્યા કરતો હોય ત્યાં જીવન આનંદી બની જ કેવી રીતે શકે?

તેમ છતાં સ્વતંત્ર મૂડીવાદ અને સરમુખત્યારશાહી સામ્યવાદ વચ્ચેની આજની જબરદસ્ત ભિન્નતા તરફ આંખમિચામણાં કર્યા વિનાયે તે બે વચ્ચેનું સામ્ય, અને તેમાંયે

ખાસ કરીને જે વખત પસાર થતાંની સાથે વધતું જશે, જો આપણે જોઈ ન શકીએ તો તે આપણી ટૂંકી દૃષ્ટિ ગણાશે. બંને વ્યવસ્થા ઉદ્યોગીકરણ ઉપર રચાયેલી છે. આર્થિક કાર્યકુશળતા તેમ જ સંપત્તિ દિવસે દિવસે વધારતા જવી, એ બંનેનું ધ્યેય છે. આ બંને સમાજવ્યવસ્થાનું સંચાલન મેનેજર વર્ગ અને ધંધાદારી રાજનીતિજ્ઞોના હાથમાં છે. બંનેની દૃષ્ટિ નરદમ ભૌતિકવાદી છે. પશ્ચિમમાં ખ્રિસ્તી વિચારસરણીની અને પૂર્વમાં પયગમ્બરોના ઉપદેશની નરી ઉપેક્ષા થઈ રહી છે. બંને વ્યવસ્થા માણસનું કેન્દ્રિત તંત્રમાં, ગંજાવર કારખાનાંઓમાં અને વિશાળ રાજકીય પક્ષોમાં સંગઠન કરે છે. દરેક માણસ જંગી યંત્રમાંનો એક નાનો અમથો ભાગ છે, અને તેણે યંત્રમાં કશી ખલેલ ઊભી કર્યા વિના કામ કર્યે રાખવાનું છે. પશ્ચિમમાં આ વસ્તુ માનસશાસ્ત્રીય પ્રચારઝુંબેશ, લોકમાનસ ઘડતર અને આર્થિક પ્રલોભન દ્વારા સિદ્ધ થાય છે. પૂર્વમાં આ બધાં સાધનો ઉપરાંત દમનનો આશરો લેવાય છે. એવું અનુમાન થઈ શકે કે સોવિયેત વ્યવસ્થાનો જેમ જેમ આર્થિક દૃષ્ટિએ વિકાસ થતો જાય તેમ તેમ તેણે પ્રજાની બહુમતીનું ઓછું ને ઓછું સખત શોષણ કરવું પડશે, અને તેને લીધે પછી દમનનું સ્થાન ધીરે ધીરે માનસશાસ્ત્રીય પદ્ધતિઓ લેતી જશે. પશ્ચિમ હક્સલીના "Brave New World"ની દિશામાં ઝડપભેર આગળ વધી રહ્યું છે, જ્યારે પૂર્વ આજે જ્યોર્જ ઓરવેલનું "1984" છે. પરંતુ આ બંને વ્યવસ્થા એક જગ્યાએ એકમેકને મળવાની છે.

ત્યારે પછી  શી શી છે? પહેલી, અને કદાચ છે અણુયુદ્ધની.

આવા યુદ્ધનું સૌથી વધુ સંભવિત પરિણામ છે, ઔદ્યોગિક સંસ્કૃતિનો વિનાશ, અને આદિ કૃષિ સ્તરે જગતની પીછેહઠ. અથવા કદાચ આ વિનાશ તે ક્ષેત્રના ઘણા નિષ્ણાતો માને છે તેટલો બધો સર્વાંગી ન થાય, તો વિજેતાએ સમસ્ત જગતનું સંગઠન કરવું પડશે અને તેના પર પોતાનું શાસન સ્થાપવું પડશે. શસ્ત્રશક્તિ ઉપર આધારિત કેન્દ્રિત રાજ્યસત્તા દ્વારા જ આ શકય બનશે— પછી સરકારનું પાટનગર મોસ્કો હોય કે વૉશિંગ્ટન હોય તેમાં કાંઈ બહુ ઝાઝો ફરક પડશે નહીં. પરંતુ એક વાર યુદ્ધને નિવારીએ તોયે દુર્ભાગ્યે ભાવિ બહુ ઊજળું જણાતું નથી. મૂડીવાદ અને સામ્યવાદ બંનેના આવતા પચાસ કે સો વર્ષમાંના વિકાસનું કલ્પનાચિત્ર દોરીએ તો એમ જણાય છે કે સ્વયંસંચાલિતતા અને પરાયાપણાની પ્રક્રિયા આગળ વધતી જશે. બંને વ્યવસ્થાઓનો આજે મૅનેજરવાદી સમાજોમાં વિકાસ થઈ રહ્યો છે. તેમાં રહેનારાઓ ખાધે-પીધે સુખી છે, પહેરવે-ઓઢવે સુખી છે, તેમની ઇચ્છાઓ સંતોષાયેલી છે, અને જે ઇચ્છાઓ સંતોષી શકાય તેવી નથી તે ઇચ્છાઓ તેમને થતી જ નથી, તેઓ બધા યંત્રમાનવો જેવા છે, જેઓ બળજબરી વિના અનુસરે છે, જેઓ નેતાઓ વિના દોરવાય છે, જેઓ માણસની જેમ વર્તતાં યંત્રો બનાવે છે અને યંત્રોની જેમ વર્તતા માણસો પેદા કરે છે; તેઓ બધા એવા માણસો છે, જેમની બુદ્ધિ વધતી જાય છે પણ વિવેકશક્તિ મંદ થતી જાય છે, આને પરિણામે એક એવી ખતરનાક સ્થિતિ ઊભી થાય છે. કે આજે માણસને સૌથી મોટામાં મોટી ભૌતિક શક્તિ વડે સજ્જ કરવામાં આવ્યો છે, પણ તેનો યોગ્ય ઉપયોગ કરવાનું જ્ઞાન તેનામાં નથી.

આ પરાયાપણું અને સ્વયંસંચાલિતતાને પરિણામે દિવસે દિવસે માનસિક અસ્વસ્થતા વધતી જાય છે. જીવન નિરર્થક બન્યું છે, તેમાં ન આનંદ છે, ન શ્રદ્ધા-વિશ્વાસ છે, ન વાસ્તવિકતા છે. દરેક જણ "સુખી" છે— સિવાય કે તે સંવેદનશીલતા અનુભવતો નથી, પોતાની વિવેકબુદ્ધિનો ઉપયોગ કરતો નથી, પ્રેમની અનુભૂતિ કરતો નથી.

ઓગણીસમી સદીમાં સમસ્યા હતી— "ઈશ્વર મરી પરવાર્યો છે"; વીસમી સદીમાં સમસ્યા છે— "માણસ મરી પરવાર્યો છે." ઓગણીસમી સદીમાં નિર્દયતાનો અર્થ હતો, અમાનુષિતા; વીસમી સદીમાં તેનો અર્થ થાય છે, પોતાની જાત સાથેનું પરાયાપણું. ભૂતકાળમાં માણસો ગુલામ બનતા તેનો ખતરો હતો; ભવિષ્યનો ખતરો એ છે કે માણસો કદાચ યંત્રમાનવો બની જાય. અલબત્ત, એ ખરું કે યંત્રમાનવો વિદ્રોહ જગાવતા નથી. પરંતુ માણસના સ્વભાવવાળા યંત્રમાનવો માનસિક સ્થિરતા જાળવીને જીવી શકે જ નહીં, તેઓ આત્મઘાતી બની જાય. તેઓ પોતાના જગતનો અને પોતાની જાતનોયે સંહાર કરશે, કેમ કે અર્થહીન જીવનની નીરસતા તેઓ વધુ વખત સહન કરી શકે નહીં.

આપણા માથા ઉપર બે ખતરા તોળાઈ રહ્યા છે— યુદ્ધ અને યંત્રમાનવવાદ. આનો વિકલ્પ શું છે? આજે જે ચીલામાં આપણે ચાલી રહ્યા છીએ તેમાંથી બહાર નીકળી જવું, અને માનવજાતના જન્મ ને આત્મ-સાક્ષાત્કારની દિશામાં આગળનું પગલું ભરવું. આની પહેલી શરત એ કે અત્યારે આપણા બધાના માથા ઉપર તોળાતો અને આપણા બધાના આત્મવિશ્વાસ ને અભિક્રમને કુંઠિત કરી દેતો યુદ્ધનો ખતરો દૂર થવો જોઈએ. બધા જ માણસોના જીવનની જવાબદારી

આપણે ઉપાડી લેવી જોઈએ, અને આજે બધાં જ મોટાં રાષ્ટ્રોએ પોતાના આંતરિક ક્ષેત્રમાં જે કર્યું છે, તે હવે આપણે આંતરરાષ્ટ્રીય સ્તરે પણ કરવું જોઈએ— સંપત્તિની પ્રમાણમાં વહેંચણી અને આર્થિક સાધનસંપત્તિનું નવું ને વધુ ન્યાયી વિભાજન. આ વસ્તુ આપણને આખરે આંતર-રાષ્ટ્રીય આર્થિક સહકાર અને આયોજનનાં સ્વરૂપો તરફ, વિશ્વ સરકારનાં સ્વરૂપો તરફ, અને સંપૂર્ણ નિઃશસ્ત્રીકરણ તરફ દોરી જશે. ઔદ્યોગિક પદ્ધતિ આપણે જાળવી રાખવી જોઈએ. પરંતુ આપણે કામનું તેમ જ રાજ્યનું વિકેન્દ્રીકરણ કરવું જોઈએ, કે જેથી તેમનું સ્વરૂપ માનવીય રહે, માણસના પ્રમાણમાં રહે. ઉદ્યોગને માટે અમુક અનિવાર્ય હોય તેટલી જ હદે કેન્દ્રીકરણ થવા દેવું જોઈએ. આર્થિક ક્ષેત્રે આપણને કારખાનામાં કામ કરતા બધા માણસોનું સહ-સંચાલન જોઈએ છે, કે જેથી તેમનો બધાનો સક્રિય અને જવાબદારીભર્યો સહયોગ સાંપડી શકે. આવા સહયોગ માટેનાં નવાં સ્વરૂપો શોધી શકાય. રાજકીય ક્ષેત્રે આપણે ગ્રામ-સભાઓ અને નગર-સભાઓ તરફ પાછા વળવું જોઈએ. આપણે એવાં મોઢામોઢ એકમો ઊભાં કરવા જોઈએ, જેઓ સુમાહિતગાર હોય, જેઓ ચર્ચાવિચારણા કરે, અને જેમના નિર્ણયોનું એક નવા "નીચલા ગૃહ"માં સંકલન થાય. સાંસ્કૃતિક પુનરુત્થાન તરુણો માટે કામની તાલીમ, મોટાઓની કેળવણી અને રાષ્ટ્રવ્યાપી લોકકળા તેમ જ લોકઉત્સવોની એક નવી પદ્ધતિને આવરી લે.

યંત્રમાનવવાદના ખતરાને નિવારવો હોય તો આપણી સામે કેવળ એક જ વિકલ્પ છે— માનવતાવાદી પારિવારિકતા. આ પ્રશ્ન મૂળમાં સંપત્તિની માલિકી અંગેનો અથવા

"નફા"ની વહેંચણી અંગેનો કાનૂની પ્રશ્ન નથી; એ પ્રશ્ન તો છે "કામ"ની વહેંચણીનો, "અનુભવ"ની વહેંચણીનો. એક શ્રમ-સમુદાય નિર્માણ કરવા માટે તથા સમાજને હાનિકારક હોય એવું ઉત્પાદન નફાના પ્રલોભનથી ન થતું રહે તે માટે જરૂરી હોય તેટલા ફેરફાર માલિકીમાં કરી લેવા જોઈએ. આવક એટલી હદે સમાન કરવી જોઈએ કે જેથી દરેકે દરેક માણસને સન્માનપૂર્વકના જીવન માટેનો ભૌતિક આધાર મળી રહે, અને આર્થિક અસમાનતાને કારણે સમાજના જુદા જુદા વર્ગોને થતી જીવનની અનુભૂતિમાં જ કોઈ મૂળભૂત ફરક ન પડી જાય. માણસની સમાજમાંના તેના સર્વોચ્ચ સ્થાને પુનઃસ્થાપના કરવી જોઈએ. માણસનો એક સાધન તરીકે કે એક ચીજવસ્તુ તરીકે તેના પોતાના દ્વારા અથવા બીજાઓ દ્વારા કદીયે ઉપયોગ થવો જોઈએ નહીં. માણસનો માણસ દ્વારા થતો ઉપયોગ બંધ થવો જોઈએ, અને અર્થતંત્રે માણસના વિકાસ માટેના દાસ બનવું જોઈએ. મૂડી શ્રમની સેવા કરે, ચીજવસ્તુઓ જીવનની સેવા કરે. ઓગણીસમી સદીમાં શોષણખોર ને સંઘરાખોર વલણનું સમાજમાં પ્રભુત્વ હતું, અને આજે અકરાંતિયા ને ખજારુવલણનું પ્રભુત્વ છે, તેને બદલે હવેની સમાજવ્યવસ્થા એવી હોવી જોઈએ, જેમાં સર્જનાત્મક વલણનું પ્રભુત્વ હોય.

કોઈ પણ પરિવર્તન જબરદસ્તીથી ન લાવવું જોઈએ. તે આર્થિક, રાજકીય અને સાંસ્કૃતિક ક્ષેત્રોમાં એકી સાથે આવવું જોઈએ. જે પરિવર્તનો માત્ર એક જ ક્ષેત્ર પૂરતાં મર્યાદિત રહે છે તેઓ દરેક પરિવર્તન માટે વિઘાતક છે. આદિ માનવ જેમ કુદરતનાં પરિબળો સામે લાચારી·

અનુભવતો હતો, તેમ આધુનિક માનવી આજે પોતે જ સર્જેલાં સામાજિક ને આર્થિક પરિબળો સામે નિઃસહાયતા અનુભવે છે. પોતે જ ઊભાં કરેલ તત્ત્વો આગળ તે મુજરો કરી રહ્યો છે. એક પ્રકારની નવી મૂર્તિપૂજા જ ચાલી રહી છે. માણસની જરૂરિયાતોને, માનવ-અસ્તિત્વ સાથે મૂળભૂત રીતે વણાયેલી જરૂરિયાતોને, અનુરૂપ એવો એક શાણો સમાજ રચીને જ માણસ તેના પોતાના આ ગાંડપણનાં પરિણામોમાંથી પોતાની જાતને બચાવી શકશે. એ સમાજ એવો હોય કે જેમાં માણસ માણસ વચ્ચેનો સંબંધ ઉભ્માભર્યો હોય, જેમાં માણસ લોહી અને ભૂમિને બદલે બંધુત્વ અને એકતાના નાતે સમાજ સાથે સંકળાયેલો હોય; એ એક એવો સમાજ હોય કે જેમાં વિનાશને બદલે સર્જન કરીને પ્રકૃતિને અતિક્રમવાની માણસને તક મળી રહે, જેમાં મેંઢાશાઈને બદલે દરેક માણસ પોતાને પોતાની શક્તિઓના સ્વામી તરીકે અનુભવી શકે અને આત્મપ્રત્યય પામી શકે, જેમાં માણસને વાસ્તવિકતાને મચડવાની અને કૃત્રિમ મૂર્તિઓને પૂજવાની જરૂર જ ન પડે, તેને બદલે માણસની ભક્તિને સહજપણે અભિવ્યક્ત થવા માટે પૂરતો અવકાશ તે સમાજમાં મળી રહે.

આવો સમાજ રચવો એનો અર્થ એ કે માનવજાતે ઉત્ક્રાંતિના ક્રમમાં એક આગળનું પગલું ભરવું; એનો અર્થ એ કે માનવ-ઇતિહાસનો એ તબક્કો પૂરો થાય છે, જેમાં માણસ હજી પૂર્ણપણે માનવ બન્યો નથી. પરંતુ એનો અર્થ એ નહીં કે માણસના જીવનમાં હવે સંપૂર્ણ સંવાદિતા સ્થપાશે અને તેની સામે કોઈ સંઘર્ષો કે સમસ્યાઓ રહેશે નહીં. ઊલટાનું માણસનું ભાગ્ય જ એવું ઘડાયું છે

"નફા"ની વહેંચણી અંગેનો કાનૂં
તો છે "કામ"ની વહેંચણીનો, "અનુ
એક શ્રમ-સમુદાય નિર્માણ કરવા મ
હાનિકારક હોય એવું ઉત્પાદન નફાના
રહે તે માટે જરૂરી હોય તેટલા ફેરફાર મા.
જોઈએ. આવક એટલી હદે સમાન કરવી ં
દરેકે દરેક માણસને સન્માનપૂર્વકના જીવન
આધાર મળી રહે, અને આર્થિક અસમા·
સમાજના જુદા જુદા વર્ગોને થતી જીવનની
જ કોઈ મૂળભૂત ફરક ન પડી જાય. માણસની ર
તેના સર્વોચ્ચ સ્થાને પુનઃસ્થાપના કરવી જોઈએ.
એક સાધન તરીકે કે એક ચીજવસ્તુ તરીકે તેના
દ્વારા અથવા બીજાઓ દ્વારા કદીયે ઉપયોગ થવો
નહીં. માણસનો માણસ દ્વારા થતો ઉપયોગ બંધ
જોઈએ, અને અર્થતંત્રે માણસના વિકાસ માટેના
બનવું જોઈએ. મૂડી શ્રમની સેવા કરે, ચીજવસ્તુ
જીવનની સેવા કરે. ઓગણીસમી સદીમાં શોષણખોર
સંઘરાખોર વલણનું સમાજમાં પ્રભુત્વ હતું, અને આજે
અકરાંતિયા ને બજારુવલણનું પ્રભુત્વ છે, તેને બદલે હવેની
સમાજવ્યવસ્થા એવી હોવી જોઈએ, જેમાં સર્જનાત્મક
વલણનું પ્રભુત્વ હોય.

કોઈ પણ પરિવર્તન જબરદસ્તીથી ન લાવવું જોઈએ. તે આર્થિક, રાજકીય અને સાંસ્કૃતિક ક્ષેત્રોમાં એકી સાથે આવવું જોઈએ. જે પરિવર્તનો માત્ર એક જ ક્ષેત્ર પૂરતાં મર્યાદિત રહે છે તેઓ દરેક પરિવર્તન માટે વિઘાતક છે. આદિ માનવ જેમ કુદરતનાં પરિબળો સામે લાચારી·

અંગે વિચારી શકીએ છીએ, ત્યાં સુધી શ્રદ્ધાને સ્થાન રહેલું છે; જ્યાં સુધી આપણે ભેળા મળીને વિચાર-વિનિમય કરી શકીએ છીએ અને આયોજન કરી શકીએ છીએ, ત્યાં સુધી આપણે આશા રાખી શકીએ. પરંતુ ખરેખર, ઓળાઓ લંબાતા જાય છે, પાગલપણાના ઘાંટા મોટા ને મોટા થતા જાય છે. આપણા મહાન ગુરુઓના દર્શનને અનુરૂપ માનવ-જાતની અવસ્થા અત્યારે આપણી પહોંચમાં છે, અને તેમ છતાં આખીયે માનવ સંસ્કૃતિના વિનાશનો અથવા માનવયંત્રીકરણનો ખતરો આજે આપણે માથે ઝળુંબી રહ્યો છે. હજારો વર્ષ પહેલાં એક નાની જમાતના સભ્યોને કહેવામાં આવેલું : 'મેં તમારી સમક્ષ જીવન અને મૃત્યુ, આશીર્વાદ અને અભિશાપ મૂક્યાં— અને તમે જીવન પસંદ કર્યું.' આપણી પસંદગી પણ આ જ હો.



કે તેનું અસ્તિત્વ હમેશાં સંઘર્ષો અને સમસ્યાઓ ઘેરાયેલું રહે છે. તેમનો ઉકેલ કદી આવવાનો નથી, તે છતાં માણસે આ સંઘર્ષો અને સમસ્યાઓ કાયમ ઉકેલ રહેવાનું છે. માણસ જ્યારે માનવ આહુતિ— પછી તે ધાર્મિ વિધિ રૂપે હોય કે યુદ્ધ રૂપે હોય— આપવાની અસંસ્કા પછાત અવસ્થાને વટાવી ગયો હશે, જ્યારે તે પ્રકૃતિ સાથે પોતાનો સંબંધ અંધ પરિબળોને હવાલે રાખવાને બદ વિવેકપૂર્વક ગોઠવી શક્યો હશે, જ્યારે ચીજવસ્તુઓ તે માથે ચઢી જવાને બદલે ખરેખર તેની ચાકર બની ગ હશે, ત્યારે તેને ખરેખર માનવીય સંઘર્ષો અને સમસ્યાઓન સામનો કરવાનો આવશે; તેણે સાહસિક, હિંમતવા કલ્પનાશીલ તથા આનંદ તેમ જ કષ્ટને સહન કરવાને સમ બનવું પડશે, પરંતુ તેની શક્તિઓ ત્યારે મૃત્યુની નહીં, પ જીવનની સેવામાં હશે. માનવ-ઇતિહાસનો આ નવો તબક્ જો સંભવિત બનશે તો, એ એક નૂતન આરંભ હશે, અ નહીં કે અંત.

માણસની સામે આજે સૌથી મૂળભૂત પસંદગી ક લેવાનો વારો આવ્યો છે. આ પસંદગી મૂડીવાદ અ સામ્યવાદ વચ્ચેથી નહીં, પણ યંત્રમાનવવાદ (મૂડીવાદ તેમ જ સામ્યવાદી બેઉ પ્રકારનો) અને માનવતાવાદ પારિવારિક સમાજવાદ વચ્ચેથી. મોટા ભાગની હકીકતે જાણે એમ સૂચવે છે કે માણસ યંત્રમાનવવાદને, અર્થા લાંબે ગાળે માનસિક અસ્થિરતા અને વિનાશને પસંદ ક છે. પરંતુ આ બધી હકીકતો માણસની વિવેકબુદ્ધિ, સદ્ ભાવના અને શાણપણમાંની આપણી શ્રદ્ધાનો નાશ કરવ જેટલી સંગીન નથી. હજી જ્યાં સુધી આપણે બીજા વિકલ્પે

અંગે વિચારી શકીએ છીએ, ત્યાં સુધી શ્રદ્ધાને સ્થાન રહેલું છે; જ્યાં સુધી આપણે ભેળા મળીને વિચાર-વિનિમય કરી શકીએ છીએ અને આયોજન કરી શકીએ છીએ, ત્યાં સુધી આપણે આશા રાખી શકીએ. પરંતુ ખરેખર, ઓળાઓ લંબાતા જાય છે, પાગલપણાના ઘાંટા મોટા ને મોટા થતા જાય છે. આપણા મહાન ગુરુઓના દર્શનને અનુરૂપ માનવ-જાતની અવસ્થા અત્યારે આપણી પહોંચમાં છે, અને તેમ છતાં આખીયે માનવ સંસ્કૃતિના વિનાશનો અથવા માનવયંત્રીકરણનો ખતરો આજે આપણે માથે ઝળુંબી રહ્યો છે. હજારો વર્ષ પહેલાં એક નાની જમાતના સભ્યોને કહેવામાં આવેલું : ' મેં તમારી સમક્ષ જીવન અને મૃત્યુ, આશીર્વાદ અને અભિશાપ મૂક્યાં— અને તમે જીવન પસંદ કર્યું. ' આપણી પસંદગી પણ આ જ હો.

